સંસદ્-ગ્રંથાવલિ—૪

# કોનો વાંક ?

લેખક

કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રકાશક:

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ. મુંબાઇ.

સોલ એજંટ.

આર. વનમાળીદાસ

જુની ભાટીઆ મહાજનવાડી સામે, ૧૮૩/૮૫, કાલબાદેવી રોડ,

મુંબાઇ નં ૨

મૂલ્ય રૂ. ૩-૦-૦

સંવત્ ૧૯૮૦ સને ૧૯૨૪

# પ્રસ્તાવના

આ વાર્તાનું વસ્તુ નાનપણમાં મેં કલ્પેલું, અને આખરે તેને તા. ૧૮-૬-૧૬ થી તા. ૧૫-૭-૧૭ સુધીના સાપ્તાહિક 'હીંદુસ્થાન'માં ચાલુ વાર્તા તરીકે પ્રગટ કરેલી

કોણ જાણે કેમ પણ તેને તેજ સ્વરૂપે એ વાર્તા ન છપાય તો સારું એમ મને થોડા વર્ષ લાગ્યું અને તેથી તે પડી રહી પછીથી સ્વ. હાજીમહમદના કહેવાણથી મેં તેને 'વીસમીસદી'માં છાપવા આપવા કબુલ્યું, અને તેને સુધારી વધારી, નવે સ્વરૂપે તૈયાર કરવા માડી પણ જેવી આ વાર્તાની નાયિકા હીણભાગી છે તેવીજ આ વાર્તાની કારકીર્દી બની થોડા પ્રકરણ છપાયા ને 'વીસમીસદી' બંધ થયું ફરીથી એ વાત રા. બટુ ઉમરવાડીઆએ 'ચેતન'માં છાપવા માડી ને તે માસિકે પણ અનિયમિત થઇ જઇ, તેને પડતી મુકી. આખરે વખતને અભાવે તેને નવું સ્વરૂપ નજ અપાયું

### પ્રસ્તાવના

થોડા વખત પર એક મિત્રની સૂચનાથી મે તેને હાથમા લીધી, અને વાચતા તેને જુને અવતારેજ પ્રગટ કરવાનો નિશ્ચય કર્યો એમા દોષો છે; એમા શૈલીનું બંધારણ પાકું નથી. પણ મારા દૃષ્ટિબિંદુમા ફેરફાર આવ્યો પડયો નથી અને નવુ સ્વરૂપ આપતા આ પ્રયાસમા રહેલી વિશિષ્ટતા જતી રહે એમ છે તેમજ વર્ષો પર કલ્પેલી ને લખેલી વાર્તો નવી લખાતા બગડે એમ પણ ભય લાગ્યો પરિણામે આ વાર્તો તેને તેજ સ્વરૂપે પ્રગટ કરુ છુ

કેટલાકને આ વાર્તો ખુચશે સામાજિક દૂષણોની ભયકરતાને ખરે સ્વરૂપે નજ જોવાનો મનુષ્યમાત્રનો નિશ્ચય હોય છે, અને ખરુ સ્વરૂપ રજુ કરનારને ન્યાય ભાગ્યેજ મળે છે પણ મને એટલી તો ખાત્રી છે કે જ્યા સુધી સ્ત્રીઓની નિરાધારીને દુ ખ પર આપણા સસારનો પાયો રચવામા આવે છે, જ્યા સુધી લગ્નનો પ્રશ્ન આપણે સ્વાભાવિક દૃષ્ટિએ જોઇ શકતા નથી, જ્યા સુધી આત્મવિકાસ ને ભોગે રૂઢિ જાળવવામા માણસાઇ ગણાય છે, જ્યા સુધી હૃદયના વિશુદ્ધ અને નૈસર્ગિક ભાવોને વિકસાવવા કરતા કચરી નાખવામા સમાજ ગૌરવ સમજે છે—ત્યા સુધી આવી વાર્તાઓ અસ્થાને નજ ગણાય

આ વાર્તા પ્રગટ કરવા માટે સાહિત્યપ્રકાશક કપનીનો અને સાહિત્યસસદનો આભાર માનવાની હુ આ તક લઉ છુ

બાબુલનાથ રોડ,-મુબાઇ
માર્ગશીર્ષ સુદ ૧૨
સંવત્ ૧૯૮૦

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# અનુક્રમણિકા

અનુક્રમણિકા



## વિભાગ બીજો

# કોનો વાંક?

## પૂર્વાશ્રમ.

૧

સવાર પડી અવનિ આનંદમાં ડોલતી હતી સૂર્યોદય પહેલાનો મંદ શીતળ પવન વાવા લાગ્યો અને સૃષ્ટિ થઇ તે સમયના અનાસ્વાદિત આલ્હાદના રસાસ્વાદ રસનો અનુભવ બધાને કરાવવા લાગ્યો આખી રાત નિરાશામાં, દુઃખમાં કે પછી સુખમાં પળ પણ આંખો બંધ કર્યા વિનાના સ્ત્રીપુરુષોને તે નિદ્રાવશ કરવા લાગ્યો પવન પોતાની લહરીઓમાં પ્રણયીના પ્રથમ ચુંબનની કુમાશ, શરમ, ધૃષ્ટતા, આલ્હાદ ભેળી લોકોને આનંદના ઘેનમાં ઉંઘતા શીખવતો હતો

સુમીરરાજની લહેર એક આઠ વર્ષની બાલિકા પર પડી હતી તે એક નાના પણ સુઘડ ઘરમાં સુતી હતી તેની આજુબાજુ તેના માબાપની પથારી હતી–પણ તે બાલા હતી

તે કયાં જન્મી અને કયા માતપિતાના લાડમાં ઉછરી તે જણાવવાની જરૂર નથી

તેના પિતા સરકારી નોકરી કરતા–તેની મા તેમની સેવા કરતી છોકરાંછૈયાંનો અભાવ એજ તેમના સંસારમાં ખામી હતી પછી તે આવી અને તેમને મન સૃષ્ટિ પર સ્વર્ગ ઉતરી આવ્યું

તે તેમની આંખની કીકી હતી, તેને હસતી ને ઉગતી જોવામા તેમના જીવનનુ સાફલ્ય સમાઈ રહેતુ હતુ અને તે પણ તેમની આશાઓ પુરે એવી હતી

આઠ વર્ષે તેને તેમણે પરણાવી ગણુપતિ બેઠા, દેવો અને ઋષિઓના આવાહન થયા, શુભ મુહૂર્ત લેવાયા, અને તેના ચૂડા રખેને અમર થતા રહી જાય તેને માટે આ દુનીઆ ને પેલી દુનીઆની બધી શક્તિની જામીનગીરી લેવાઇ તેના માબાપની છાતી વેત ઉંચી થઇ આવી

તેને પણ કારણુ સમજાયા વિના હર્ષના ઉમળકા આવ્યા લોકો આવતા, જતા, ગીતો ગવાતા, વાજા વાગતા અને સહીઅરો અદેખાઇ કરતી બ્રાહ્મણોના વેદધ્વનિએ ગાજી રહેલા ઘરમા ધુમાડાના ગોટમા, ચોરીની પેલી તરફ એક દશ અગીઆર વર્ષના છોકરાનો હાથ તેણે પકડયો અને તેનો બેડો પાર થઇ ગયો એમ બધાએ માન્યુ આનદના નાદ થયા, વરઘોડા ફર્યાં, કોઠી બપોરીઆઓએ ગામમા વાહવાહ કરાવી

અનેક બાલિકાઓ પરણે છે તેમ તે પરણી, અને જેમ તેમનુ કચ્ચરીઉં થાય છે તેમ તેનુ પણ થયુ જે માબાપોએ મોભ્ભાની કે સગવડની ખાતર દલાલુ કરી નિર્દોષ છોકરાનો સબધ બાધ્યો, તેમને ભાન રહ્યુ નહીં, સમાજના સ્તભો જેમણે આ સબધ કરાવી શોભા લીધી તેમને ભાન રહ્યુ નહીં, પૈસાને ખાતર વિદ્યાવિહીન વિપ્રો જેમણે ગ્રહનક્ષત્રનો યોગ લાવી, દૈવી કૃપાની ખાત્રી આપી બેલા બધાવ્યા તેમને કશુ ભાન નહોતુ અને ઢીંગલા ઢીંગલી રમતા જે છોકરાછોકરીએ ઉંઘઉજાગરા વેઠી મલકાતામલકાતા વાજતેગાજતે હસ્તમેલાપ કર્યો તેમને પણ ભાન રહ્યુ નહીં કોઇ જોખમદારી સમજ્યુ નહીં, કોઇએ તેનો વિચાર કર્યો નહીં, અને બેભાનીઅતનો મહોત્સવ થયો આવા મહોત્સવ એ હીંદુઓના સસારનો મુખ્ય પાયો છે આ છોકરીના જીવનનો તો પાયો પણ ત્યારેજ નખાયો

છોકરી ઉંઘમા, સમીર-પ્રણયીના ચુબનોથી હસી તેના નાના, ઘાટીલા મોઢા પર જાણે વીજળી ચમકી હોય એમ લાગ્યુ તેણે પાસુ

અદ્દશ્ય—તેને હાથે પહેરેલા કાકણો ખખડી ઉઠયા એક મહીના પહેલા તે પરણી હતી—હોસીલા માબાપે લગ્નની ધામધુમમા કૈં મણા નહોતી રાખી છોકરીના કાનમા વાજા પડઘમના ભણકારા હજુ વાગતા હતા તેનુ હાસ્ય પણ વખત છેને તેનેજ લીધે હશે, તેના નાના મગજમા લગ્નના કૈંકૈં કોડ રમતા હશે, અને સ્વપ્નામા તે કોડ પુરવાના અનેક લહાવા તે લેતી હશે

મહામાયા સૃષ્ટિનુ સૌંદર્ય વધારવા—તેમા દેવ અને દેવીઓનાજ અપૂર્વ યુગલો ઘુમે એવા વિચારથી, ઘણી વખત પુષ્પો ખેરવે છે તે પુષ્પોનુ કર્તવ્ય પરાગ પ્રસારવાનુ હોય છે, તેથી મોટુ કર્તવ્ય એવા અનેક પુષ્પોના બીજ ઉપજાવવાનુ હોય છે આ કન્યા એવા પુષ્પની એક કળી લાગતી એ ખીલશે ત્યારે જગતની કૈંકૈં આશા પુરશે એમ તેને જોતાજ થતુ

એકદમ, હેઠળથી એક ચીચીઆરી સભળાઇ કોઇના છાતીમાથા કુટવાનો અવાજ આવ્યો, મરદના ધ્રુસ્કાનો અવાજ આવ્યો નિર્દોષ છોકરીનુ હાસ્ય તેવુ ને તેવુજ રહ્યુ

એક સ્ત્રી કાળ ભરતી ઉપર આવી, છોકરી તરફ દોડી, ક્રૂરતાથી તેને જાગૃત કરવા ખેચવા મડી અને તેને માથે ને મોઢે ચુમ્બનોનો વરસાદ વર્ષાવવા લાગી સ્ત્રીની આખમાથી આસુની ધારા વહેતી માથુ કુટવાથી હાથની આગળીઓના ચિન્હ તેને કપાળે સ્પષ્ટ પડયા હતા

છોકરી જાગી, તે બ્હેબાકળી થઇ ગઇ હતી

"બેટા! બેટા!" માનુ છાતીફાટ આક્રદ ગાજી રહ્યુ

"શુ છે બા? તુ કેમ રડે છે?" આખો ચોળતા દીકરીએ પુછ્યુ

"બેટા, શુ કહુ? તારુ ને મારુ નશીબ ફુટયુ" કહી માએ પોતાના છાતીમાથુ ફરી કુટી નાખ્યા—પાછી દીકરીને છાતીસરસી ચાપી તે બીચારીના વિસ્મયનો પારજ નહીં રહ્યો

"કૃષ્ણા! ચાલ હવે ઉતાવળ કર, હો હવે આ બધા લાડ શા કામના!" એક ઘરડી ડોશી આવી તે વિધવા હતી, અને અનુભવી સરદાર જેમ શાંતિથી રણમાં દાખલ થાય તેમ તે આવી હતી "ચાલ ઉઠ મણિ!" છોકરીને સંબોધીને તેણે કહ્યું, "જલદી કર"

"મોટા માસી! ઓ, મોટા માસી! પણ છે શું?" મણિએ પુછ્યું

જવાબમાં માસી પાસે આવ્યા અને ચીચોટીઉં ઝાલી મણિને ઉભી કરી "તેની તારે શી પંચાત! ચાલ કૃષ્ણા! હેઠળ તો બધા આવવા માંડયા"

મણિ ગુંચવાડામાં પડી—આ બધા શું ગાંડા થઇ ગયા હતા? આ બધાના જુલમે રડવું કે તેમના ગાંડપણે હસવું? મોટા માસી તેને ડાહ્યા લાગ્યા તે કેવા રડયા વગર, શાંતિથી હમેશની માફક બોલતા હતા

ત્રણે જણુ ઝપાટાબંધ હેઠળ ગયા મણિએ જોયું તો હેઠળ દશ-બાર બૈરા ભેગા મળ્યા હતા મણિને જોઇ બધા રડવા લાગ્યા પછી બધા ઉભા થઇ ગયા અને કુટવા માંડયું કોઇકોઇ વખત ચકલા ઉપર સ્ત્રીઓ કુટતી ત્યારે મણિ પણ બારીએ કે ઓટલે ઉભીઉભી ધીમેધીમે તે તાલ પ્રમાણે કુટતા શીખવાનો પ્રયાસ કરતી હતી, એટલે તેને તો મજાહ પડી પણ ગઇ વખત જ્યારે તેની માએ તેને કુટતા જોઇ હતી ત્યારે વેલણેવેલણે મારી હતી રખેને ફરી માર પડે એવે ડરે તેણે કૃષ્ણા તરફ જોયું કૃષ્ણા તો કુટવામાં મશગુલ હતી. એટલે મણિને હીંમત આવી તેણે કુટવા માંડયું તેને મજાહ પડી તેણે બધા તરફ જોયું પણ મોટા માસીની છટાથી કોઇ કુટતું ન હતું. આટલી ઉમરે તે કેમ આવું સારું કુટી શકતા હતા એ પણ તેને જોવા જેવું લાગ્યું

પછી બધા બેસી ગયા અને ડુકવો કર્યો મોટા માસીએ તરત પછી કહ્યું "કૃષ્ણા! ઘરેણા લુગડા લાવની"

મણિ પાછી વિચારમા પડી આવી રડાકુટમા ઘરેણા ! પણ કૃષ્ણા તરત તે લાવી અને બધાએ મળી મણિને ઘરેણા ને સારા લુગડા પહેરાવવા માડયા મણિ મનમા ઘણી હરખાઇ. થોડા દિવસ પરજ લગ્ન માટે તેણે તે પહેર્યા હતા

"પણ બા ! આ સાકળા તો મને નથી ગમતા, પેલા બીજા લાવની " મણિથી કહ્યા વિના નહીં રહેવાયુ

"બેસની રાડ ચીબાવલી " કહી મોટા માસીએ કુખમા એક ચોટી દીધી મણિ ચુપ થઇ ગઇ "જો કૃષ્ણા ! ટીલડો નહીં ભુલતી " મોટા માસીએ કહ્યુ

"હવે કયા કરે છે કોઇ ?" એક પડોશમા રહેતી સ્ત્રીએ કહ્યુ

"ના પણ મારે ઘેર તો પહેલેથી ચાલ્યુ આવતુ હોય તેમજ થાય" કહી મોટા માસીએ કકાવટીમા અગુઠો ઘાલી મણિને કપાળે ટીલો કર્યો તેને બે બૈરાએ બે હાથેથી પકડી અને આગળ કરી બધા રડતાકુટતા નદીએ ચાલ્યા અનુભવી કુટનારીઓનુ ખુબીદાર રુદન જાણે સગીતશાળામા ઘણા અભ્યાસથી શીખવામા આવ્યુ હોય તેવુ સસ્કારી હતુ—એટલે શોક નહોતો, હૈયાફાટ અકળામણ નહોતુ—માત્ર કળાજ કાને લાગતી

મણિને બે હાથે પકડી, નદી પર લઇ જઇ નવાડી અને તેના ચુડીકાકણ ફોડી નાખ્યા

"મોટા માસી ! આ શુ કરો છો ? માસી ! ઓ માસી !' મણિ હવે ઘરેણા જતા જોઇ આક્રદ કરવા લાગી, અને સામે થવાની તૈયારી કરવા જતી હતી મોટા માસીએ બઇરાઓના કલાપીટનો લાભ લઇ ધીમેથી તેના કાનમા કહ્યુ

"રા—ખબરદાર, જો પચાત કરી તો. કહુ તે છાનીમાની કર્યા કર "

"પણ મારા ઘરેણા શુ કામ—"

"અભાગણી! તારો માટી મુવો તેમા–" ધીમેથી પણ ભયંકર અવાજે માસીએ જવાબ દીધો

"માટી" શબ્દે મણિની નજર આગળ એક દશઅગીઆર વર્ષનો છોકરો આવ્યો થોડા દિવસ પર તે ઘોડા પર બેસી જામોપાઘડી પહેરી તેને ઘેર આવ્યો હતો, અને ચોરીના ધુમાડામાથી તે "માટી"ના કાજળે કાળા કરેલા નેત્રો તેણે જોયા હતા પછી તે અને પોતે પાલખીમા બેસી વાજતેગાજતે ગયા હતા અને કોડીસપોરીઆ ફુટયા હતા તે છોકરો મણિને યાદ આવ્યો પણ–

"પણ તેમા મારે શુ?" મણિએ પુછ્યુ

પણ મોટા માસીને જવાબ દેવાની ફુરસદ નહોતી જાણે બેડ-માસ્તરે પોતાની લાકડી હલાવી નવુ ગાયન શરુ કરાવ્યુ હોય તેમ બધા બૈરા કુડાળામા ફરવા લાગ્યા વ્યવસ્થિત રાજીઓ શરુ થયો સારે પ્રસગે ગાઇ ન શકવાથી સચવાઇ રહેલા વણી વિધવાઓના મીઠા, પહાડી ધાટાઓ ગાજી રહ્યા છાતીઓ પર તાલ પણ રીતસર લેવાયા મણિ મોટી માસી તરફજ જોઈ રહી, સ્તબ્ધ થઇ તેનો અવાજ સાભળી રહી તેણે પણ ધીમેધીમે છાતી પર હાથ દેવા માડયો ભુલમા એક વખત તાળી પણ પડાઇ ગઇ–તેને ગરબા ગાવાની ઘણી ટેવ પડી હતી

બધા થાકયા ત્યારે સહુ ઘેર આવ્યા મણિને મજાહ તો ઘણી પડી, માત્ર ઘરેણા ગયા તે રુચ્યુ નહીં

૨

થોડા વર્ષો વીત્યા, ને વૃદ્ધ પિતાએ ગ્માન મુકી, વિધવા પુત્રીને સાસરીઆને આશરે રાખી

પણ વાઘ ને વરુથી ભરેલા ભયાનક વેરાનમા એકલી મુકેલી નિરાધાર બાળાને આશ્રય મળ્યો છે એમ કહીએ તો તેવો પણ આશ્રય તેને નહોતો જાનવરને દયા હોય, તે ભર્યે પેટ ઘાતકીપણું વીસરે, ઉંઘમા કે બેદરકારીમા પોતાના ભક્ષ્યને ભુલી જાય, એક ઝપાટે, લાબા

વિચાર વગર, ગણત્રી કર્યા વિના દુ ખનો અત લાવે, પણ જે જાનવરોના પાજરામા તે પુરાઇ હતી તેમનામા દયા નહોતી, વીસરવાની ટેવ નહોતી, પણ લાબો વિચાર કરી નિશ્ચલ ઘાતકીપણાથી રીબાવવાની અદ્ભુત શક્તિ હતી શબ્દોથી, મૌનથી, નાકના મરોડથી, આખના અણુસારાથી, હાથચાલાકીથી કે બેદરકારીથી જે પ્રકારે આઘાત થઇ શકે, પ્રાણી રહે સાઇ શકે તે બધા પ્રકારની અજમાયસ તેના પર થવા માડી આવુ પાજરુ પ્રભુએ તેને એકનીને માટે ઘડ્યુ નથી, હીંદુઓમા જ્યા ત્રર છે ત્યા વિધવા વહુને માટે તો આવુજ પાજરુ છે કોઈ પાજરુ સોને મઢેલુ હોય, કોઇમા ઘાતકો સારાનરસા હોય, કોઇમા નિર્દોષ બાલાને કોઇક રીતની નીરાત હોય, પણ પાજરાની બનાવટમા ફેર હોતો નથી

અને ખુબી તો એ હતી કે ઘાતકો માનતા હતા કે તેમના દુ ખનો પાર નથી, અને તેમને દુ ખી કરનાર તે બાલા હતી તે ખાતા, અને બાલા ભુખી રહેતી, તે બધા મઝાહ કરતા, ને પેલી મજુરી કરતી, તે ઉંઘતા ત્યારે પેલી દળણુ દળતી, તેઓ એકબીજાના સ્નેહમા ઘેલા થતા, પેલી નિરાશ્રય એકલતામા શોષાઇ મરતી, છતા તે કહેતા કે તેજ તેમને દુઃખી કરે છે, અને માનતા કે તેનુ મોઢુ જોઇ તેમને અપશુકન થાય છે

તે અધારાની ઉઠતી ને કલાક ઘડીએ બેસતી આખા કુટુબને માટે જોઇતો લોટ દળી એકલી કુવે લુગડા ધોવા જતી લુગડા ધોઈ પાણી આણતી સવાર પડતા ગાયની કોડ કરતી, ને તેને દોહવા બેસતી. દોહી રહી એટલે રસોઇની સામગ્રી તૈઆર કરવા જતી ને થોડુ રાધી છાણા થાપવા જતી છાણા થાપી રહેતા મધ્યાન્હ થતા ને ભુખીતરસી પાછી આવતી ત્યારે બધાએ જમી જે કે કકડોકોર ટાઢુ ઢાકી મુક્યુ હોય તે ખાતી

વાસણ માજવા એ તો તેનીજ ફરજ હતી પછી મરદોના લુગડા ધોવાના થતા ને તે કામ પુરુ થતા સાજનુ વાસીદુ વાળવાનો વખત

થતો તેમાથી પરવારી, દીવાકોડીઆ કરી પથારી કરવા ચઢતી ત્યાર પછી, માત્ર કલાકેક જરા પગ વાળતી ને બૈરા અધજમ્યા થાય ત્યારે જમવા બેસતી ને જમી વાસણ માજતી

વાસણ માજી રહી, બારણા બધ કરી, દીવા હોલવી, લાકડાની ઓરડી આગળ પથારી કરી સુઇ જતી, ત્યા સુધીમા મધ્યરાત્રિ થઇ જતી, નહીં તો સવાર થવાની તૈઆરી થતી

આમ ને આમ, ફેરફાર વિના, રાહત વિના તેના દિવસો જતા બીજા બધા કામ કરવા લાગવાનો ડોળ કરતા, વીટાતા, ટોળટપ્પા કરતા, ને તે આળસમા વખત ગાળે છે એમ એકબીજાને કહેતા તે ઘાટણ, ગોવાલણ, ને રાધનારી ત્રણનુ કામ કરતી ઘરની કુતરી જેવુ ખાતી, ફાટેલા લુગડા પહેરતી, ને વળી તે આળસુ છે, ખાઉધરી છે, ગરજમતલબી છે, મીંઢી છે, કર્કશા છે, હલકા માબાપની છે, કુભારજા છે, કમજાત છે એવા અનેક પ્રમાણપત્રો હસતુ મોઢુ રાખી સાભળતી એક પૈસો કોઇને ખરચવો પડતો નહીં, ને સાસરીઆને સસારમા જશ મળતો કે તેઓ નિરાધાર વિધવા વહુનુ જતન કરે છે

૩.

અત્યત રૂપવતી પણ મ્લાન અને ફીકા વદનની એક યુવતી કાળુ લુગડુ પહેરી ઓટલે બેઠી હતી તેને અગે એક પણ ઘરેણુ નહોતુ આખુ ફળીઉં ઉજ્જડ હતુ લમગાળો હોવાથી બધા ન્યાતમા જમવા ગયા હતા અને આખા ફળીઆમા આ યુવતીજ માત્ર જમવા જઇ શકે એમ નહોતી તેનુ રૂપ, તેની જાદુગરી આખો, તેના લલિત અગમરોડ ઉપરથી લાગતુ કે તે કોડભરી હતી

તે થાભલા પર માથુ ટેકવી રડતી હતી આસુઓ વગરલુછે સરતા હતા શુ કોઈ લુછનાર નહોતુ? ક્યાથી હોય! કુદરતે તેને આનદના ધામ સમી રચી હતી, માણસે તેને નરકની અધિકારિણી બનાવી હતી શા કારણે તે, તે બનાવનારાઓ પણ જાણતા નહોતા

તેણે રડયા કર્યું દૂરથી કોઇના પગલા સભળાયા એક પુરુષ આવ્યો યુવતીને રડતી જોઈ ઉભો રહ્યો

"મણિ! કેમ રડે છે?"

યુવતી ચમકી તેણે ઉંચુ જોયુ અને આસુ લુછવા ગઇ

"કૈં નહીં ભાઈ"

"બધા ન્યાતમા ગયા છે કે? હુ પણ પરન્યાતના વરઘોડામા ગયો હતો તે હવે આ કપડા બદલી આવ્યો પણ તુ કેમ રડે છે?" પુરુષના અવાજમા દયા અને ખિન્નતા હતી

સ્ત્રીએ જવાબ નહીં આપ્યો

"ઓછુ કેમ નહીં આવે?" પુરુષે કહ્યુ, "હોય, હીંમત રાખ! હીંમત"

સ્ત્રીની આખમા ઝેર આવ્યુ તેણે સરોષ માથુ ઉચુ કર્યું "પારકાને ઠીક બધા કહેવા મળે છે પોતે તો કોઇ હીંમત નથી રાખતુ"

આટલુ બોલતા સ્ત્રીની આખે અધારા આવ્યા તેણે ડોકુ એક ખભા પર નાખ્યુ અને હાથ થાભલે ટેકવ્યો પુરુષ પાસે આવ્યો મણિની બેસવાની છટા પર તેનુ લક્ષ ગયુ

"કેમ? કૈં થયુ?"

"નારે, આજે ચારચાર દિવસ થયા અપવાસ કરુ છુ તેમા"

"અપવાસ શા માટે કરે છે?"

"ભાઇ! અમારી પીડા તમે શુ જાણો? તમે બધા લગ્ન મહાલો છો ને અમે ભડકે બળીએ છીએ અમારો તે અવતાર છે? મનમા કૈંકે વીંધ્યાચુટયા થાય છે આટલો અપવાસ નહીં કરીએ તો દુનીઆમાએ નહીં રહેવાય" આકળા પડી જઇને સ્ત્રીએ કહ્યુ

"જરા ધીરે બોલ! નહીં તો પાછુ કૈં થશે" કહી થાભલા પર ટેકવેલા રુપાળા હાથ તરફ પુરુષ જોઇ રહ્યો

"મરાય તો ઓછી પીડા"

"એવુ શુ બોલે છે? થોડુ કૈંક ખા નહીં તો માંદી પડશે જા ઉઠ! તારા ઘરમા કૈં નહીં હોય તો મારે ત્યાથી આપુ લઇ આવુ?"

"નારે ના જાઓ ભાઇ! જાઓ તમારે ન્યાતમા જવાનુ મોડુ થતુ હશે"

"કૈં નહીં તુ કૈં ખા પછી જાઉં–" પણ મણિને પાછા અંધારા આવ્યા તેણે ફરી થાભલા પર હાથ મુકયો થોડી વાર સુધી તે મુગી બેઠી

"મણિ શુ થાય છે?" કહી તેના હાથ પર પુરુષે હાથ મુકયો

તેના હાથના સ્પર્શથી સ્ત્રી ઝબકીને ટટાર થઇ ગઇ તેના મોઢા પરની ફીકાશ જતી રહી તેણે પોતાનો હાથ ખેચી લીધો

સ્ત્રી આમ સચેતન કેમ થઇ તે પુરુષ સમજ્યો અને જરાક હસ્યો તેની આખોમા કૈં જુદી તરેહનુ તેજ આવ્યુ

"ગભરા નહીં! મણિ, તુ હજુ બાળક છે, એટલે આવાઆવા વિચારો કરે છે મનમા સુખ રાખીએ તો જરા દુ ખ નહીં નડે, સમજી?"

બ નેની આખો મળી હોઠ પર હોઠ દાબી, અણચીંતવ્યા વિચારો દૂર કરવા મણિ ઓટલા પરથી ઉઠી ગઇ, અને અ દર ચાલી ગઈ

પુરુષ કયા સુધી મુગે મોઢે બારણા તરફ જોઇ રહ્યો તેના મનમા કૈંકૈં વિચારો આવ્યા થોડી વારે તે નીસાસો નાખી પોતાને ઘેર ગયો પણ કયા સુધી તેના મગજમાથી મણિ ખસી નહીં

આ બે હૃદય વચ્ચે અણધારેલુ આકર્ષણ થવા માડયુ આકર્ષણ એ મૈત્રીનુ પહેલુ પગથીઉ

પાપ એટલે પતન જે માણસ નિશ્ચલતાથી પોતાનું સ્વાસ્થ્ય સાચવે તે યોગી, જેને સ્વાસ્થ્ય સાચવતા મુશ્કેલી નડે, જે જરાક સરે ને પાછો ઉભો થઇ જાય તે સદાચારી આ સ્થિતિસ્થાપકતા ન સચવાઇ કે અનીતિની શરુઆત તે માર્ગ એક મોટા ઢોળાવ સરખો હોય છે પગ

સરતા માણુસ સરે, સરતા ગબડે, અને આખરે તળીએ પહોચે મશ્કુરડી, પુરુષનુ હૃદય દયાભીનુ થયુ બને સર્યાં

માણુસ ભલે ગમે તેવા કૃત્રિમ નિયમો કરે પણ મનુષ્યસ્વભાવની મહાશક્તિઓ આગળ તે પળ વાર ટકે નહીં આપણાથી પાળ બધાય કે બહુ તો નદીનો પ્રવાહ વાળી શકાય, પણ તેની વચ્ચે આડા થઇ ઉભા રહેવાય ? એમ કરવા જઇએ તો પોતે ઘસડાઇ જઇએ મનુષ્યત્વનો પ્રવાહ હોય કે નદીનો, પણ આમજ હોય છે ભગવાન્ મહાદેવ બહુ-બહુ તો જટા વિસ્તારી ગગાનો ધોધ ખાળી શકે, - માથામા શમાવે ?

આ શક્તિએ બંનેને વધારે સેરવ્યા આખરે તળીઉ આવ્યુ, પતન પુરુ થયુ

# વિભાગ પહેલો

## પ્રકરણ ૧ લુ

### અતિથિ

બી બી એન્ડ સી આઇ રેલ્વેનુ   ગામનુ સ્ટેશન એક નાનામા નાનુ સ્ટેશન છે, માત્ર એક ઝાંપોજ છે એમ કહીએ તો ચાલે, કારણકે ફ્લેગ સ્ટેશન હોવાથી એક પટાવાળા શીવાય વધારે માણસ રાખવાની ત્યા જરૂર નહોતી ત્યા માત્ર એક જતી અને એક આવતી એમ બેજ ગાડી ઉભી રહેતી અને ખરુ જોતા તો સ્ટેશનનો ઉપયોગ રુની મોસમમાજ થતો બીજા મહીનામા તો કોઇ રડયાખડયા પાટીદાર કે મામલતદારની ઓરીમના પટાવાળા કે કારકુન શીવાય કોઇ ત્યા આવતુ નહીં

છતા બે ગાઉ છેટે આવેલા મીઠાકુવા નામના ગામડાના જોરાભગત હરરોજ સાજે ત્યા આવ્યા વિના રહેતા નહીં ખેતરમાથી આવતા, કે નહીં તો ખાસ કરીને—પણ, પોતાના છોકરાઓના છોકરા લઈ, ગાડુ હાકી, જોરાભગત સ્ટેશન પર આવતા અને આગગાડી જાય એટલે મોટેથી ભજન ગાતા પાછા જતા

જોરાભગત અસલી જમાનાના આભૂષણુરૂપ હતા અંગ્રેજી કેળવણીના પ્રચાર પહેલાના હોવાથી ભગત હતા ખેડુતોનો ઉદ્ધાર કરવાનો કાયદો—'ડેક્કન એગ્રીકલ્ચરીસ્ટ રીલીફ એક્ટ' પાસ થયો તે પહેલાના નીતિ શીખેલા હોવાથી સારી દાનતના અને વફાદાર ખેડુત હતા ઉંચા કુળના, પૈસે સુખી અને દાનતના સાફ હોવાથી અમલદારોના ત્રાસથી નીડર રહેતા તેમની શાખ બહોળી હતી અને આખા ગામમા તે પિતા તુલ્ય ગણાતા

હવે જમાનો નવો, સુધારાનો, કળવણીનો આવ્યો છે ખેડુતને ઉપલા કોઇ પણ ગુણ કેળવવાની જરુર નથી હાલ તો જોરાભગત જેવા નમુનાની જોડ પણ જડવી મુશ્કેલ

એક દિવસ સાજે જોરાભગત પાચ છોકરા લઇ સ્ટેશન પર આવ્યા, સીગ્નલરને રામરામ કર્યા અને ગાડીની વાટ જોતા ઉભા આગગાડી આવી ઉભી રહી હમેશ સ્ટેશન પર જોવાથી ઓળખી ગયલા પટેલને ગાર્ડે—તે ઘરડો પારસી હતો તેણે—નમસ્કાર કર્યા

જોરાપટેલે ગાડી સામે જોયુ, કોઇ ઉતરતુ લાગ્યુ નહીં

"ગાડી હાકો મારા સાહેબ!" પટેલે ગાર્ડને કહ્યુ

"આ કોક ઉતરે છેને" કહી ગાર્ડે બૈરાના ડબ્બા તરફ હાથ કર્યો અને બારણુ ઉઘાડયુ એક હાફ઼લીફ઼ાફ઼લી બૈરી ઉતરી તેણે નીચુ ઓઢેલુ હતુ

"ટીકીટ!" કહી ગાર્ડે હાથ ધર્યો સ્ત્રી ગભરાટમા, ક્ષોભમા ધ્રુજતી હતી, અને આ પળે કે બીજી પળે ભોય પર પડી જશે એમ લાગતુ હતુ તેણે ધ્રુજતે હાથે અને ઘણીજ મુશ્કેલીથી ટીકીટ કાઢી ગાર્ડને આપી

ગાર્ડે ટીકીટ સામે જોયુ અને ચમકયો

"બાઇ! આ ટીકીટ તો અમદાવાદની છે ને આ તો ગામ છે"

'મને ખબર છે" સ્ત્રીનો વાટો ગભરાટમા પણ મધુર લાગતો જોરાપટેલ અચબો પામ્યા આસપાસના બધા ગામની દરેક સ્ત્રીને તે ઓળખતા હતા, પણ આ તેમાની નહોતી

ગાર્ડે સીસોટી વગાડી અને આગગાડી ઉપડી ગઇ

નવી સ્ત્રી ઉતાવળેથી ચાલવા ગઇ અને એક બુમ મારી પાસે પડેલા પથ્થર પર બેસી ગઇ તેણે મોઢા પરથી લુગડુ કાઢી નાખ્યુ અને પોતાનુ સ્વરૂપવાન્ સફેદ મુખ ખુલ્લુ કર્યું તેના પર અસહ્ય વેદનાના ચિન્હ સ્પષ્ટ દેખાતા હતા જેરાભગત પાસે આવ્યા અને ધીમેથી પુછ્યુ

"બહેન કોણ છો? કયે ગામ જવુ છે?"

સ્ત્રી જવાબ આપી શકી નહીં, તેને મોઢે ફીણુ આવ્યા, તેના ડોળા ફરતા દેખાયા, તે વેદનાથી બુમ પાડવા લાગી, અને મહામહેનતે બોલી "મારા પેટમા દુખે છે"

ડોસાએ સ્ત્રી તરફ ધ્યાનપૂર્વક જોયુ અને સમજ્યા કે તે સગર્ભા હતી

"કોને ત્યા જવુ છે?" ભગતે પુછ્યુ

સ્ત્રીએ દુખમા ડોળા ફાડતા જવાબ દીધો "કઉ નહીં" અને પછી એકલતા દર્શાવતા તેણે એક આગળી ઉભી કરી, અને પોતાની નિરાધારતામા આધાર માત્ર પ્રભુનો હોય તેમ આકાશ સામુ જોયુ ભગત સમજ્યા

"સીંગલર—ઓ સીંગલર!" કહી ડોસાએ બુમ પાડી સીમલર આવ્યો

"રાવજી પટેલ! તમારી ઓરડીએથી પટલાણીને બોલાવો આ બાઇને છેલ્લા દહાડા–"

"પણ મારી ઓરડીમા!—"

"બાપા! રણછોડરાયજીનુ કામ છે કાલે સવારે મારે ત્યા લઇ જઇશ પછી કૈં છે? છોકરા!" પોતાના પૌત્રને સબોધતા ભગતે કહ્યુ, "તારી માને બોલાવી લાવ ગાલ્લુ જલદી હાકજે કહેજે કે એક કોઇ નિરાધાર બાઇને સારુ કામ છે સમજ્યો?"

છોકરો સમજ્યો "હા, દાદા, આ આવ્યો" કહી તે ગાડુ લઇ ગામ તરફ જવા ગયો

સીઅલરની સ્ત્રી આવી તેનામા તેના ધણી કરતા પરોપકારવૃત્તિ વધારે હતી એટલે તે નવી સ્ત્રીને મહામુશ્કેલીએ પોતાની ઓરડીએ લઇ ગઇ અને તેની સારવારમા પડી

જોરાભગતે સીમ્રલરની ઓરડી પાસે બેઠાબેઠા માળા જપવા માડી. થોડી વારે તેમના છોકરાની વહુ અને દીકરી બે ગાડામા બેસીને આવ્યા અને અજાણી સ્ત્રીની સારવારમા ગુથાયા રાવજી પટેલે ઓરડીની બહાર ચુલો માડી થોડા રોટલા કરી કાઢયા અને ભગતની પરોણાચાકરી કરી

રાતના દશ અગીઆર થયા હશે અને ભગત ઝાડ નીચે ઉંઘ લેવાની તૈઆરી કરતા હતા, એટલામા તેમની વહુ આવી ને લાજ કહાડી ઉભી રહી

"સસરાજી,"

"કેમ બા ! એ બાઇને કેમ છે ?"

"એ બાઇને છોકરી આવી—હમણાજ; પણ"—

"પણ શુ ? બને સુખી છેને ?"

"હા ! પણ આ બલાને શુ કરીશુ ? એ કોને ત્યાની છે ?"

"મને શુ ખબર, દીકરા તુ જાણે છે તેટલુ હુ જાણુ છુ આપણા ગામોની તો ન હોય પણ દેખાય છે તો કોઇ સારુ માણસ બેચાર દહાડે મહુ ખબર પડશે"

"પણ—"

"પણ શુ ?"

"શુ આપણે ઘેર લઇ જઇશુ ? ગામમા કોલાહલ થઇ ર્‌હેશે પછી તો તમે જાણો" ઘરમા મોટા છોકરાની વહુ સાસુના મરણથી ઘરની ધણી બનેલી હોવાથી પોતાના અધિકારથી તેણે ભગતને ચેતાવવા માડયા.

"કેમ ? તેમા ગામવાળાનુ શુ જાય છે ?" ભગતે પુછ્યુ

"એરુ કૈં સારુ નથી લાગતુ" ધીમેથી વહુએ કહ્યુ જાણે મહા-મોટા ગુનાહની વાત કહેતી હોય તેમ તેના સાદમા ધ્રુજારી હતી

"કેમ ?" કચવાઇને ભગતે પુછ્યુ

"રાંડેલી છે "

ભગતને કમકમાટ આવ્યો તેણે બે પળ રામનુ નામ લીધુ અને પછી જરાક સખ્તાઇથી કહ્યુ "વહુદીકરા! જે હોય તે, પણ વખાના માર્યા જે આવે તે બધાને માટે જોરાભગતને ઘેર જુવાર છે "

ગગાવહુએ કચવાટમા જરા માથુ ઉચક્યુ પણ મર્યાદાને લીધે કે બોલી નહીં બીજે દિવસે જોરાભગત પોતાને ઘેર જવા નીકળ્યા એટલે રાવજી પટેલે રોક્યા

"ભગત! આ તમારા બોલ સારુ આ બલા વળગાડી છે હો માટે સવેળા લઇ જજો "

"હા ભાઇ હા!" ભગતને જરા ખોટુ લાગ્યુ "હુ હમણા તેનીજ નજવીજમા છુ મારુ ચાલે તો એક પળ પણ અહીંઆ નહીં રાખુ પણ એ બીચારીની સ્થિતિ તો વિચારવી "

"બાપા! ખોટુ નહી લગાડશો પણ તમે મોટા માણસ કરો તે કૈં નહીં અને અમને ગરીબને તો લોક ચાવી ખાય "

"બરોબર છે" કહી ડોસા ત્યાથી ઝપાટાબધ ચાલ્યા સ્ટેશનથી ત્રણ ગાઉ દૂર એક વૈરાગી બાવાનુ મદિર હતુ અને ત્યા એક મેનો પડી રહેલો હતો તે તેમને યાદ આવ્યુ આશરે નવેક થતા તો ભગત મેનો ઉપડાવી લાવ્યા અને નવી સ્ત્રીને અને તેના બાળકને ઉપડાવી પોતાને ત્યા લઇ ગયા જતાજતા ભગને રાવજી પટેલના હાથમા એક રુપીઓ મુકવા માડયો, પણ મીઝલર માણસાઇની મર્યાદામા હોવાથી તે લેવા તેણે ના પાડી

## પ્રકરણુ બીજું

-------

### નવી સ્રી

જોરાભગતના ઘરના એક ઓરડામા નવી સ્રી સુતી હતી આજે તેને અહીંઆ આવ્યે ત્રણ દિવસ થયા હતા

આ સ્રીનુ સ્વરૂપ એક વખત જોયા પછી જીદગીભર વીસરાય એમ નહોતુ તેનુ શરીર સાધારણ રીતે કદાવર ગણાય, અને તેની છટાદાર રેખાઓમા આપણા લોકોમા ક્વચિતજ દેખાતા સૌદર્ય અને અપૂર્વતા જણાતા તેના મુખ પર સૌદય ઉપરાત કૈક અજબ મોહકતા દેખાતી અને હાલની સ્થિતિને પરિણામે તે મોહકતા વધારે આકર્ષક લાગતી તેની આખો શ્રમથી અડધી મીચાયલી હતી, છતા તેના ઘાટ પરથી, તે ઉઘડે તો કેવા મુનિવરો ચળાવે તેનો કૈક ખ્યાલ પેદા કરતી માત્ર કપાળે માનસિક વેદનાની છાપ પડી હતી

આવા ગામડીઆ સહવાસમા તેનુ રૂપ વિચિત્ર રીતે શોભતુ કોઇક મહેલમા મહાલવા સરજાએલી સુદરી આવા પહેરવેશમા, અને આવા ઓરડામા પડેલી જોઇ કોઇને જોગમાયાનો ભાસ આવે છતા તેને કપાળે કાળો ડાઘ દેખાતો તેને માથેથી એકેએક વાળ કાઢી નાખેલો હતો. તે વિધવા હતી સમાજે તેના શિર પર પોતાની સત્તાનો , ' માર્યો હતો

તેની સોડમા તેનુ બાળક–તેની દીકરી પડી હતી આનદના અવતાર જેવી તે દીસતી–તેની મોટી આખો ફાડી જાણે આનદહીન દુનીઆને તેનુ દુ ખ પુછતી હોય એવુ લાગતુ મા ગભીર, ઉડા વિચારમા પડી હતી, વિચારમા ને વિચારમા આખોમાથી વહેતા અશ્રુ ...
તેને ભાન નહોતુ થોડીથોડી વારે તે નીસાસા નાખતી અને ...
સામુ જોતી બાળક મુગે મોઢે પુછીજ રહ્યુ 'આનદ શા માટે અહીંઆ

નથી?' સ્ત્રીએ સફેત આરસ જેવે હાથે આંસુ લુછયાં બહારથી જોરાભગત તેના છોકરાની વહુ સાથે બોલતા સંભળાયા.

"વહુ! છોકરા ક્યાં ગયા?"

"ક્યા છોકરા?" જરાક ગુસ્સાના આવેશમાં ગંગાવહુનો ઘાટો સંભળાયો.

"કેમ વળી બીજા ક્યા? મુળી ને રામો ને–"

"તે તો કાલે તેના મામા આવીને લઇ ગયા તેને ત્યાં કૈં જમવાનું છે."

"ત્યારે તારા છોકરા?"

"તે પણ મારા કાકાની સમચરી છે તે મારા બાપને ગામ ગયા."

"એમ વહુદીકરા! મારા પાસડ વરચ પાણીમાં નથી ગયા એ હું સમજું છું" ભગતે જરા દીલગીરીથી કહ્યું.

"સમજો છો ત્યારે આમ કરો છો શું કામ?" એક અવાજ નવી સ્ત્રીને કાને આવ્યો. "આજે ત્રણ દિવસ થયા આખું ગામ તમારીજ વાતો કર્યાં કરે છે."

"મહેતાજી સાહેબ" તલાટીને સંબોધતા જોરાભગતે કહ્યું ' ગામ તો બધું ગાડું છે બાપ! રોજ માળા જપીએ ને એક દિવસ કોઇની સેવા કરવાનું મળે તે પણ નહીં કરીએ? દેવ અને દુખીઆ બે બરોબર ગણાય."

"પણ ભગત ખરી વાત! મેં સાંભળ્યું કે કોઇ સારા ઘરની છે'
સુવાવડી સ્ત્રીએ હોઠ કરડયા.

"હા ભાઇ! દેખાય છે તો કોઇ બહુ સારા ઘરનું, પણ દુખનું માર્યું લાગે છે હશે કોઇ કાળમુખાના કારસ્તાન, બીચારી નાની ને ભલી દેખાય છે."

"કેટલાક વર્ષની છે?"

'અઢાર વીશેક હશે એ તો કેમ કહેવાય?"

"ને જો' પછી કોઇ બરજાત નહીં હોય."

સ્ત્રીની આંખોમાં ભયંકર ઝુન્નસ આવ્યું. સદ્ભાગ્યે તે કોઇએ જોયું નહીં.

"જે હોય તે. ક્યાં મારે આખો ભવ રાખવી છે? એ તો આ મારા છોકરોવહુ ગભરાય છે, ને આજે ત્રણત્રણ દિવસ થયાં કૈંનું કૈં કરવા માંડ્યું છે. પણ અધવચ તે એને ક્યાં કઢાય?"

"પણ એનાં કોઇ સગાં નથી? તેને બોલાવોને."

"મહેતાજી! ગંગાવહુએ બહુએ પુછ્યું. પણ એ તો કહે છે કે સગામાં શ્રીરણછોડ છે, બીજું કોઇ નથી. મેં પણ નક્કી કર્યું છે કે ચાલીશ દિવસ તો રાખીશ. પછી એની મેળે જ્યાં જવું હોય ત્યાં જાય."

"એને તો કહીએ કોઇ મોટા શહેરમાં જઇને રહે, કોઇ પુછશે નહીં ને ગાછશે નહીં."

"હશે, જેવી એની મરજી. પણ બાપુજી! તમારી બદલીનું શું?"

"ભાઇ, હું તો બદલીની બહુ ના પાડું છું, પણ મામલતદાર સાહેબ બહુ મંડ્યા છે, જોઇએ. એની પણ કુંચી ખોળી કાઢશું. ચાલો રામરામ."

"રામરામ, બાપુજી!"

અંદર સુતેલી સ્ત્રીએ વાત સાંભળીને જોરાભગતને હજાર આશીષ આપી. છેલ્લાં આઠ વર્ષમાં પહેલી વખત આ માણસેજ તેને ચાર દિવસનું પણ વિશ્રામસ્થાન આપ્યું હતું. તેણે પોતાના બાળકને ફરીથી છાતીસરસું ચાંપ્યું હતું.

પણ જોરાભગતની ખરેખરી કસોટી થતી હતી. તેના દીકરા અને વહુઓએ ડોસાની સામે કાવત્રું રચ્યું હતું. બધાં મોઢાં ચઢાવી ફરતાં, નવી સ્ત્રીને ન છુટકાનુંજ આપતાં અને દરેક જણ પોતપોતાનાં છોકરાંને તેને મોસાળજ રાખતાં. મીઠાકુવામાં પણ કેટલે વર્ષે આવો મોટો બનાવ બન્યો હોવાથી લોકોમાં ખળભળાટ થયો હતો. અને જોરાભગત સામે બધાએ તિરસ્કારની નજરે જોવા માંડ્યું હતું.

તેમજ ગામની સ્ત્રીઓએ પણ મોટુ મહાભારત કરવા માડ્યુ. ઘણીખરી સ્ત્રીઓ કૈં પણ બહાનુ કાઢી ગગાવહુને મળવા આવતી અને જે ઓરડામા નવી સ્ત્રી સુતી હતી તેની પાસેને ઓટલે બેસી, તેને સભળાય તેમ અનેક જાતની વાતો કરતી નિરાધાર અજાણી સ્ત્રી એ બધુ સાભળતી, અને પ્રભુ પાસે મોત માગતી

જેમજેમ આ સ્ત્રીમા શક્તિ આવતી ગઇ તેમતેમ ગગાવહુનો જુલમ વધતો ગયો ઉંચા કુળની પટલણ એટલે તે જાજરમાન અને રીતભાતમા જબરા હતા, અને બને તેટલા ડામ દેવા ચુકતા નહીં

નવી સ્ત્રીને આવે વીશબાવીશ દિવસ થયા હશે, અને એક વખત વાત ઘણીજ વધી ગઇ

"લો! જોસો" કહી ગગાવહુએ ભોય પર અને આ ‹ હાથ પર ઢોળાય એમ પાણી નાખતા કહ્યુ "હવે થયુ"

"આકળા નહીં પડો, બહેન!" ધીમેથી, ખેદયુક્ત અવાજે નવી સ્ત્રીએ કહ્યુ તે જરા ફીકકી, ઓશીઆળી બની હસી "મારુ બનશે તેટલી વહેલી અહીંઆથી ઉપડી જઇશ તમને કોઇને જરા નહીં વેઠવા હઉં આ તો શુ કરુ ?"

"હાસ્તો, તુ તો શુજ કરે! એ તો નશીબમા છે તે મોજમજાહ માણી લે સસરાજી એવા છે તેમા આટલુ એ કરે છે"

"ગગાબહેન! કરીને કહીએ નહીં"

"અર કહીએ શુ ? મારા જેવી મા હોય તો આપે ઝેરની ફાકી, આમ રહેવા દે ? આ તો જોરાભગત મફતનુ પાપ વહોરે છે"

મણિના મોઢા પર આ ઘાની વેદના સ્પષ્ટ થઇ આવી,–તેની આખો-માથી ફરી આસુ વહેવા લાગ્યા

"મારુ પાપ મારે માથે" તેણે ગદ્ગદ્ કઠે કહ્યુ "તેમા તમે શુ કામ રીબાવી મારો છો ? મારુ કર્યુ હુ ભોગવીશ"

"તુ શુ ભોગવતી હતી!" ગુસ્સાના આવેશમા ગગાવહુએ કહ્યુ "તારા જેવી કોઇ બીજી હોય તો વાવકુવો શોધે—આમ પડી રહે?" કહી તેણે ન લખાય અને ન વચાય એવી ગાળો દેવા માડી. મણિનુ કોમળ હૃદય વધારે ને વધારે ખિન્ન થતુ ગયુ તેણે કાને હાથ દીધા તેનુ માથુ ભમવા લાગ્યુ

"ગગાબહેન ! માફ કરો કહો તો પગે લાગુ મને મરેલીને શા માટે મારો છો? તમારે પણ છોકરો છે તેવી મારી પણ આ છોકરી એને માટે જીવુ છુ"

ગગાવહુનો શબ્દપ્રવાહ વધ્યો અપશબ્દોથી સુશોભિત રીતે, તેણે પોતાના છોકરાને તેની છોકરી સાથે સરખાવી તેને માટે પોતાનો ગુસ્સો દર્શાવ્યો

"આ તારી છોકરી ને મારા છોકરા સરખા? ખબરદાર ફરીથી બોલી તો, જીભડો તાણી કાઢીશ" કહી તેણે હાથ ઉગામ્યો. મણિ દુઃખ વધારે ન સહન થઇ શકવાથી ભોય પર પડી ગઇ, અને ગગાનો ઉગામેલો હાથ તેના પર પડે તે પહેલા તેના ધણીએ તે પકડી લીધો.

શિવાપટેલ જોરાભગતના મોટા છોકરા હતા અને સ્વભાવે ઘણાજ ઉગ્ર હતા બાપ જ્યારે નવી સ્ત્રીને ઉપાડી લઇ આવ્યા ત્યારે તે ઘણા ગુસ્સે થયા, બબડ્યા, અને ભગતને પણ થોડુ ઘણું સભળાવ્યુ પણ જેમજેમ ગામના માણસોને મોઢે ભગતની અહબોઇ સાભળતા ગયા તેમતેમ પોતાના બાપનો પક્ષ તે લેવા લાગ્યા. પક્ષ લેતાલેતા ભગતે બરોબર કર્યું હશે એમ માની લીધુ, અને સ્ત્રીઓને મોઢે તેના રૂપના વખાણ સાભળી તેને જોવાનુ મન થયુ આજે તે બહારથી જતા હતા ત્યા બેના ધાટા સાભળ્યા પોતાની બૈરીને ગાળો દેતા સાભળી—મણિનો સસ્કારી અવાજ સાભળી કૈં આકર્ષણ થયુ. તેણે બારણામાંથી જોયુ, અને જોતાં, પ્રાર્થનામા ઉંચુ કરેલુ તેનુ દુ:ખપૂર્ણ સુદર મોઢું ભાળી તેનામા દયાના અકુરો ફુટયા. ગગાનો ઉગામેલો હાથ તેણે રોકયો અને લાલચોળ આખો કાઢી પોતાની વહુને ડરાવી

"ખબરદાર–કુબ્જા!" એક મજબુત મુઠી દેખાડતા તેણે ગગાને કહ્યુ, "આજે બોલી તો બોલી, પણ ફરીથી જો આને કંઈ કહ્યુ છે તો મારા બાપા ઘરમા રાખે ને તુ ગાળો દેનાર કોણ?"

"અરે આ શું—"

"કેમ! ફાટી કે?" કહી શિવાપટેલે એક તમાચો ખેંચી કાઢયો, "છાની મર"

"ભાઇ! એવુ કરશો નહીં મારે લીધે તમારા ઘરમા કંકાસ કરશો નહીં" મણિએ આસુ લુછતા કહ્યુ

"બહેન! તુ ગભરાઇશ નહીં નીરાતે જેટલા દિવસ રહેવુ હોય તેટલા દિવસ રહે જોઉં છુ હવે કોણ બોલે છે?" કહી શિવા પટેલ ફર્યા અને પાસે ઘોડીઆમા સુતેલી છોકરી પર તેની નજર પડી

છોકરીને જોઇ તેનુ હૃદય વધારે પીગળ્યુ તે નીચો વળ્યો, છોકરીની સામે સીસોટી વગાડી છોકરી હસી

"મને આપશો?"

"સુખેથી" કહી મણિએ છોકરી પટેલના હાથમા મુકી ભોય પર બેસી પગ પર હાથ વીંટી, ગગાવહુએ ધુરકયા કર્યું પટેલે આવુ રુપાળું, આવુ નિર્મળવર્ણું બાળક આજેજ હાથમા લીધુ હતુ તેના હર્ષનો પાર રહ્યો નહીં છોકરી જાણે મહામોટા સિદ્ધાતનો નિર્ણય લાવતી હોય તેમ પટેલની મુછો સામે જોઇ રહી પટેલે છોકરી પાછી આપી

"આલ હવે, જોજે કોઇ દિવસ કંઈ કહેતી" કહી શિવાપટેલ નિરાધારની વહારે ચઢયા હોવાથી, મલકાતા બહાર નીકળ્યા ગગા તો વધારે ગુસ્સે થઇ પણ શિવાપટેલના રુવાબ આગળ તેનુ કંઈ ચાલતુ નહીં એટલે મનમા ને મનમાજ ગુસ્સો શમાવ્યો "વત્રી વળગી છે" કહી તે બહાર ગયાં

મણિની સ્થિતિ સુધરી હવે તેને કોઇ એક શબ્દ પણ કહેવાની હીંમત કરતુ નહીં

# પ્રકરણ ત્રીજું



## સોંપણ

આડત્રીશ દિવસ મુગે મોઢે બધુ સહન કરતા મણિ પડી રહી તે ક્યા જશે, તેનુ શુ થશે, તે કોણુ છે એ સવાલો ભગત અને તેના છોકરાની ધાકથી કોઇ મોઢે લાવતુ નહીં, છતા મણિ આખો દિવસ અને રાત તેને તેજ વિચારો કર્યા કરતી તે સ્વાર્થી હતી તે જાણતી હતી કે સસાર તેને માટે નિર્જન અરણ્ય હતુ, એટલે આવા વિશ્રામ-સ્થાનમા રહી જેમ શક્તિ વધારે આવે તેમ તેને લાભદાયક હતુ બીજો સ્વાર્થ તેને આ છોકરીનો હતો કોઇ ઠેકાણે તેને મુકી, કોઇ ન જાણે એમ પોતે નવી જીદગી શરુ કરવી હતી આઠ વર્ષ થયા એકલા, દુખ સહેતા, તેને હજારો વિચારો આવ્યા હતા, અને તે વિચારો પ્રમાણે જીવન રચવાનો ઇરાદો તે રાખતી હતી તે ગામડાની સ્વચ્છ હવા લેતી, પક્ષીનો કલરવ સાભળતી, કોઇક વખત બહારથી આવતો ગાવાનો સ્વર તેને કાને પડતો અને નીડરપણે તે બધાનો અનુભવ કરવા ઇચ્છતી છતા અહીંઆ વધારે રહેવુ તેને યોગ્ય લાગ્યુ નહીં તે બારણા સામે જોઇ બેસી રહી, અને જોરાભગતને જતા જોઇ બોલાવ્યા

"ભગતકાકા! આમ આવો, મારે જરા વાત કરવી છે શિવાભાઇ હોય તોપણુ બોલાવો."

"કેમ શુ છે?" કહી ભગત અદર આવ્યા અને થોડી વારે શિવા-પટેલ આવ્યા

"કાકા બેસો, મારે વાત કરવી છે તમને મે બહુ દુઃખ દીધુ હવે મારે જવાનો વિચાર કરવો જોઇએ"

"ઉતાવળ શી છે?" શિવાએ પુછ્યુ

"તમને ભલે નહીં હોય ભાઇ ! પણ મને છેતો હું અભાગણી છું મારાં પગલાં ખરાબ છે આખા ગામમાં મારી વાત થાય છે તમારે શું શું શોષવું પડે તે હું જાણું છું"

"દીકરી !" જોરાભગતે કહ્યું "તેની ફીકર તું કરતી નહીં ગામના બાપનું કૈં દેવું છે ?"

મણિએ ડોકું ધુણાવ્યું "તે કેમ ચાલે ? મારું તો હું મારી મેળે ફોડી લઇશ, પણ તમારી મારે સલાહ જોઇએ છે"

"શી ?"

"મારે હવે ક્યાં જઇને રહેવું ભગતકાકા ! તમને લોકોને ગમે તે વિચાર આવ્યા હોય પણ હું છેક અધમ કે કુલટા નથી. અને ભુલ તો કોણ નથી કરતું ?"

"હું ક્યાં કહું છું ? રણછોડરાયજીની મહેર જોઇએ બા ! પણ તારા કોઇ સગાવહાલા નથી ? તારે સાસરે કે પીએર કોઇ એવું નથી કે તને સંઘરે ?"

"કાકા ! સાસરામાં ને પીએરમાં તો મારો પરમેશ્વર એ વાત તો જવાજ દો"

"ત્યારે તું ક્યાં જઇને રહેશે ?"

"તેજ હું તમને પુછું છું મારે કોઇ ઠેકાણે નીરાતે રહી મારા પેટપુરતું કમાઇ ખાવું છે મને ભણતાં અને ભરતાં આવડે છે, એટલે વાંધો નહીં પડે"

"દીકરી ! ખાવાને માટે તો અમારા મોધારામ તલાટી છે તે કહેતા હતા કે ઘરમાં કોઇ રાખવા બૈરું એમને જોઇએ છે"

"કાકા ! એ તો કામનુંજ નહીં રખવારી થઇને રહું એટલે આખો ભવ મારે તો ઓશીઆળો રોટલોજ ખાવો પડે"

"ત્યારે તો ક્યાં જશે ? ત્યારે હરિનું ભજન કરો કે ભવોભવના પાપ ટળે મહાયોગી મહારાજ છે ત્યાં જશે ?"

"એ કેવા છે ?"

"મહામોટા હરિભક્ત છે, અને બહુ માણુસો તેમને શરણે જાય છે તારા જેવીને ઘણી શાતિ વળશે"

"હા, મે પણ એમની ખ્યાતિ સાભળી છે તમારી પાસેનાજ શહેરમા એમનુ મદિર છે નહીં ?"

"હા ત્યા જાય તો ઘણુ સારુ"

"પણુ તે મને ધુત્કારી કાઢે તો ?"

"કોઇ દિવસ નહીં એ તો મહાત્મા છે હજારો માણુસો તેમનો ઉપદેશ સાભળવા રોજ જાય છે"

"પણુ મારી છોકરીનુ શુ ?"

"તારી સાથે લઇ જા બીજુ શુ ?"

"કાકા ! મારી સાથે લઇ જાઉં તે કેમ બને ? મારે વૈરી માણુસે–હજુ શુ શું વેઠવુ પડશે હજુ તો ક્યાએ રખડીરઝળી પેટ ભરવુ પડશે તમે આટલા દિવસ કેટલુ વેઠ્યુ ? એવુ બીજુ કોણુ વેઠે ? ભગતકાકા, એ રઝળામણુમા મારી કાચી કળી જેવી દીકરીને ક્યા નાખું ? એ મરી નહીં જાય ?" કહી મણિએ પોતાની છોકરી કાઢી બાપ દીકરો બેઠા હતા ત્યા મુકી થોડી વાર કોઇ બોલ્યુ નહીં

"કાકા !" મણિએ ધીમેધીમે બોલવા માડ્યુ. "જ્યા જઇશ ત્યા મારુ પાપ મને આગળ આવશે, પણુ આ છોકરીએ શુ ગુનેહગારી કરી ? એતો પ્રભુનુ બાળ છે એ છો નિર્દોષપણુામા ઉછરે"

"ત્યારે શુ કરીએ ?" શિવા પટેલે પુછ્યુ

"તમે બને રાજી હો તો અહીંઆ રાખો, છોકરાઓમા ઉછરશે. અને મારુ કે ઠેકાણુ પડશે કે હુ તરત એને લઇ જઇશ. એને મુકી જવાના વિચારે પણુ મારુ તો હૈયુ ફાટે છે, પણુ શુ કરવુ ?"

"મને બા ! જરા વાધો નથી પણુ આ શિવાની વહુ જરા ગરમ છે"

"અરે બાપા! ગરમી તો બધી કાઢી નાખું  મને પણ વાત તો ઠીક લાગે છે માને બાપે દીકરી શા માટે મરે?"

"જીવતા રહો, મારા ભાઇ"

"ગગાવહુ! ઓ ગગાવહુ!" ભગતે બુમ મારી

ગગાવહુ નાકનું ટેરવું ચઢાવી, ન છુટકે આવ્યા

"જુવો વહુ! આ બાઇ તો જાય છે  એની છોકરી રાખશો? છો આપણા ઘરમા રહે ને છોકરા ભેગી ઉછરે"

"એ ઉઠવેઠ મારાથી તો આ ઉમરે નહીં થાય"

"ઘરમા બીજી વહુઓ છેને?"

"તે બધી નવરી બેઠી છે?" ગગાવહુએ જવાબ દીધો

"કોઇ નવરું નહીં હોય તો મણિને પણ સાથે રાખો" શિવાપટેલે બુમ મારી બાપના મો આગળ મર્યાદાને લીધે તે વધારે બોલ્યા નહીં પણ તેમનો મીજાજ વધતો ગયો "મા અને દીકરી બને અહીંઆ રહે પછી બધા રાજી થશે?"

ગગાવહુએ જોયુ કે જો છોકરી રાખવાની ના પાડીશ તો માએ રહેશે તેણે ડહાપણ વાપરવા માડયુ, "મણિ કયા જાય છે?"

"એ તો મહાયોગી મહારાજને મદિરે જઇને રહેશે, અને જો કે એનુ ઠેકાણુ પડશે તો છોકરીને લઇ જશે"

"અરે અહીંઆ રહેશે તો શુ ધાન ખુટવાનુ છે?" શિવાપટેલે કહ્યુ, "ને ચચળીને ધાવણુ છોકરુ છે તે ઉછેરશે"

"ત્યારે તો જેવી તમારી મરજી" કહી ગગાવહુ ચાલ્યા ગયા

"બાપા! એ બધા તમારાથી નહીં સમજે, મારાથી સમજશે"

"હા! એ તો એમજ કરીશુ"

"ઠીક ત્યારે! પરમ દિવસે તમારુ ગાડુ આપો તો હુ શહેરમા જાઉ" માણેએ કહ્યુ

"હા! મારે પણ જવુ છે" ભગતે કહ્યુ "બાપુજી (તલાટી) પણ આવવાના છે"

મણિને નીરાત થઇ તેનુ બાળક હવે ઠેકાણે પડશે એમ તેને ખાત્રી થઇ એટલે બીજી ચિંતા નહોતી દુનીઆ વિશાલ હતી, અને તેમાથી કોઇ એક ખુણે પોતે પડી રહી દિવસો ઘણી સહેલાઇથી નિર્ગમન કરી શકશે એમ તેને લાગતુ હતુ

બે દિવસ સુધી પોતાના આસુ ઢાળી પોતાના વહાલા બાળકની તેણે રજા લીધી તે દિવસોમા ઘણીએ વખત બાળકને સાથે લઇ જવા તેને મન થતુ, પણ તે ઘણી દઢ બુદ્ધિની હતી, અને જ્યા સુધી પોતે ઠેકાણે પડે નહીં ત્યા સુધી તેને અહીંઆ રાખવામાજ ફાયદો છે એ વિચાર તેણે મન આગળ રાખ્યો

જવાને આગલે દિવસે તેણે ભગતને પાછા બોલાવ્યા, અને પોતાની પાસે એક વીટી અને હાર હતો તે છોકરીની ઉછેરણી પેટે લેવા તેને આગ્રહ કર્યો ભગતે તે લેવા ચોખ્ખી ના પાડી

સવારના પાચ વાગ્યા એટલે બધા ઉઠયા મણિએ પોતાની છોકરી-ને છેલ્લુ ચુબન આપ્યુ, ગગાવહુની ક્ષમા માગી, પોતાની છોકરી માટે મહેરબાની યાચી ગગાવહુએ છોકરીને પાળવાનુ વચન આપ્યુ રડીરડી રાતી થઇ ગએલી આખોમાથી આસુની ધાર પાડતી હતભાગિની સ્ત્રી જે બાલના સરક્ષણ માટે ઘર તજી ભટકતી હતી, તેને પરઘેર સોપ્યુ ભગત અને મોઘારામ તલાટી જોડે તે શહેર તરફ જવા માડી "ગગાબહેન!" જતા જતા મણિએ કહ્યુ "મારી દોલત સાચવજો, અને એમ કરતા હુ નહીં આવુ કે કોઇને ન મોકલુ તો પણ ચૌદ વર્ષની થયા વિના છોકરીને ક્યાઇ દેશો નહીં હોકે "

"વારુ, બેફીકર રહેજો" શિવાપટેલે ઉત્તર વાળ્યો

"ને એનુ નામ સુરેખા રાખજો "

"વારુ "

ઘુઘરાના ઘમઘમાટ સાથે બળદીઆ ઉપડયા, મા અને દીકરી વચ્ચે અતર વધવા માડયુ

## પ્રકરણ ૪ થું



### મહાયોગી મહારાજ

શહેરના આગળ પડતા ભાગમા એક જુની પણ વિશાલ હવેલીમા મહાયોગી મહારાજનુ મંદિર હતુ આજે કેટલાક વર્ષો થયા આ મહાત્મા આ શહેરમા જન્મ્યા હતા અને ગામના અનુયાયી ઉપરાત આખા ગુજરાતમાંથી ભક્તો તેમના પવિત્ર પાદપંકજનો સ્પર્શ કરવા આવતા દરરોજ હજારો માણુસો તેમના ચરણસ્પર્શે પવિત્ર થતા, હજારો રુપીઆ ભેટ તેમના ચરણુમા મુકાતા, અનેક માણુસો તેમના અનુયાયી બની, તેમના પ્રવચનો પ્રમાણે ચાલવા પ્રયત્ન કરતા, કેટલાકો તેમની સાથે રહેતા, તેમની સેવા કરતા, અને તેમનો બોધ તેમને સ્વર્ગે લઇ જશે એમ માનતા.

તેમના મંદિરનો આગલો ઓરડો પ્રવચનો માટે વપરાતો તેમા વીશ બારીઓ ત્રણુ ગમથી હવા અને અજવાળુ આપતી, મહાપુરુષોની છબીઓ અને સીલીંગનુ નકસીકામ રમણીયતા અર્પતા, અને એક ખુણે મુકેલું સુખડનુ સિંહાસન દેવમંદિરની ભવ્યતાનુ ભાન કરાવતું આ ઠેકાણે દરરોજ પાચસો માણુસો પ્રવચન સાભળવા આવતા.

મહાયોગી મહારાજની ખ્યાતિ સકારણુ હતી. ગુજરાતના ભોળા વતનીઓને વશ કરવા તો માત્ર તેમનુ કદાવર અને ભવ્ય શરીર બસ હતુ અતિશય ચરબીની કદરૂપતા વિના તેમનુ શરીર જાડું, લીસુ, ચળકતુ હતુ, એક સ્નાયુમાત્ર પણુ નજરે ચઢતો નહીં તેમનુ મોઢુ તેજ મારતુ, અને લોકો તેને બુદ્ધિનુ તેજ ગણુતા આખોમાથી નિરંતર એક શાત, મીઠુ તેજ પ્રસરી રહેતું. ઉમરે તે છેલ્લા દશ વર્ષ થયા ચાલીશ વર્ષના લાગતા અને જ્યારે નાહી, ધોઇ, ચંદનથી ચર્ચિત થઇ,

સફેત કીમતી કદ પહેરી, રૂપે મઢેલી પાવડી પર ચઢી, હાથમાં ભગવદ્ગીતા લઇ, પગે પડતા ભક્તજનના ટોળામાંથી આવતા ત્યારે લોકોમાં અજબ શાંતિ પ્રસરતી—શ્રદ્ધાળુ લોકોમાં આપોઆપ ભક્તિ પેદા થતી—ભક્ત જન દિગ્મૂઢ થઇ આ તેજસ્વી મૂર્તિ નીહાળી રહેતા જ્યારે તેમના સુંદર દાંત દેખાય તેમ તે હસતા ત્યારે બધા સચ્ચિદાનંદ-નો સ્વાદ ચાખતા

વિદ્વત્તા માટે પણ તેમની ખ્યાતિ ઘણી હતી. તેમને શું નથી આવડતું, અને તે ક્યાં ગુંચવાય છે તે ખોળી કાઢવું એ પાંચ વર્ષના અનુભવે પણ બને એમ નહોતું તેમને ત્યાં એકબે શાસ્ત્રી અને એક-બે ગ્રેજ્યુએટો પડ્યાપાથર્યા રહેતા હતા પણ તેઓ મહારાજને શીખવે છે કે મહારાજ તેમને શીખવે છે એ કદી પણ કળાતું નહીં પણ તેમના પ્રવચનો પરથી તેમની વિદ્યા માપ વગરની દેખાતી

જોરા ભગત, મોઘારામ અને લાજથી મોઢું ઢાંકતી મણિ આવીને એક બાજુ પર ઉભાં હજુ સાડાસાત થયા નહોતા, અને મહાયોગી મહારાજ એક વિપળ પણ પોતાના ક્રમમાં ફેર કરતા નહીં ઘડીઆળ ભલે એક પળ મોડી વહેલી થાય—મહારાજ સદા અડગ રહેતા સાડાસાત-નો ટકોરો થતા બારણું ખુલ્યું અને તે તેજસ્વી મહાત્મા આવ્યા. મણિ-એ મહારાજના ઘણા વખાણ સાંભળ્યા હતા પણ તેમની ભવ્યતા જોઇ એ વખાણ પણ ઓછા લાગ્યા તેના દુખી હૃદયમાં કૈંક શાંતિ સ્ફુરી આને ચરણે શું તેના દુખ વામશે?

મહારાજ બેઠા એક મીઠું, રસભીનું કહીએ તો ચાલે એવું હાસ્ય ભક્તજનો તરફ જાણે કોઇ સખી દીલનો ધનેશ ભીખારીને પૈસો ફેંકે તેમ ફેંક્યું બે પાર્શ્વજનોએ પંખા ચલાવ્યા. એક બે ભક્તોએ આગળ આવી મહારાજને ચંદન કર્યું, અને આરતી ઉતારી. આરતીની અર્ચા સભાજનોએ લીધી બરોબર આઠ વાગે પ્રવચન શરુ થયું

મણિ ચીત્રામણ જેવી જોઇ રહી, મહારાજના મુખમાથી મીઠો, શાત મોહક શબ્દપ્રવાહ નીકળ્યો—શ્રોતાજનની સાનને દબાવી દીધી ગુજરાતી શુદ્ધ અને સ્પષ્ટ તે સહેલાઇથી બોલતા વળી સસ્કૃત, અગ્રેજી તેમજ બીજી ભાષાના સૂત્રો પણ આવતા જરાજરા વારમા નાના ટુચકાઓ આવતા ને લોકો પેટ પકડી હસતા કે ખેદયુકત પ્રસગો આવતા ને બધાની આખો સજલ થતી તેમા એનો અવાજ ! મણિને તેમા જાણે વાસળીનુ માધુર્ય લાગ્યુ તેના હૃદયમા કૈકે ભાવો પેદા થયા

મહારાજનો સસ્કારી અવાજ કોઇ નદીના પ્રવાહની માફક પળમા શાત, પળમા ઉછળતો, પળમા બધાને પોતાના પુરમા ખેચતો આગળ વધ્યો

"કેટલાક લોકો—વિદ્વાન્ પણ ટુક બુદ્ધિના—પાશ્ચાત્ય કેળવણીથી સસ્કારચ્યુત થઇ કર્મ કરવા માગે છે—પણ નિયત—શાસ્ત્રવિહિત નહીં આપણાજ શહેરમા સમાજ ઉદ્ધારવાનો પ્રયાસ થોડો કાલ થયા શરુ થયો છે સસાર તો સુધારવો છે, પણ શાસ્ત્રની મદદ લેવી નથી, તેમને ઘર તો બાધવુ છે, પણ સ્થાપત્યના નિયમો સ્વીકારવા નથી, સમુદ્ર તો તરવો છે, પણ નાવનો ત્યાગ કરવો છે, અને આ રેતીનો બગના બાધવાનો પાયો સ્ત્રીઓના સ્વચ્છદ પર રચવા તેઓ માગે છે શું મુર્ખાઇ ! બધા સતોપાય પણ—

न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ।

પ્રચલ તરગોથી ભયકર બનેલો દરીઓ પણ તરાય, વીફરેલો નાગ પણ મસ્તક પર રાખી શકાય, મહા મહેનતે મસલાનુ શૃગ પણ હાથ આવે—પણ ભર્તૃહરિ મહારાજ કહે છે કે न तु प्रतिनिविष्ट-मूर्खजनचित्तमाराधयत् ।

"સ્ત્રી એ સંસારતારિણી છે, જગદુદ્ધારિણી છે પણ જગદમ્બાનો અવતાર છે તેના આચાર ને વિચાર પર બ્રહ્માંડનો આધાર છે–તેના સ્વચ્છંદથી પ્રલયકાલ પ્રવર્તે છે માટેજ મનુમહારાજ કહી ગયા છે

'न स्त्री स्वातन्त्र्यमर्हति'"

મણિનું હૃદય ઉછળી ગયું મહારાજ તેને માટે બોલતા હોય એમ લાગતું હતું ઘડીભર તે પણ પોતાના વિચારો ભુલી મહારાજના સૂત્રોની સત્યતા જોઇ રહી

"પણ આપણા સ્વચ્છંદી સમાજ ઉદ્ધારકો સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવા એકે પગે થઇ રહ્યા છે, અને એમ સમજે છે કે વિધવાઓના પુનર્લગ્નમાં આ સ્વાતંત્ર્ય સમાઇ ગયું છે પણ તેઓ વીસરે કે–મહાકવિ કલાપીનું સૂત્ર "છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન' સૌભાગ્યથી કંઇ"

"શાસ્ત્રે કરેલો વિધવાવિવાહનો નિષેધ સકારણ છે કયા તો સમાજમાં વિધવાઓ રહેવા દો, કે નહીં તો, કુમારિકાઓ રાખવી પડશે વીલાયતની હાલ સ્થિતિ છે તે આપણી થશે સંસારમાં દુઃખ તો છેજ, પણ મોટું દુઃખ છોડી નાનું દુઃખ સ્વીકારવામાં જ વિવેકબુદ્ધિ જણાય છે

નારી નિંદા નહીં કરો, નારી રત્નની ખાણ,
તેમાં સૌ પેદા થયા, ધ્રુવ પ્રહ્લાદ સમાન

"પણ જો વિધવાવિવાહ પ્રચલિત થાય ને સમાજ અપરિણીતાઓથી ઉભરાય તો શી દશા થાય? ત્યાં તો ખાણમાંથી રત્ન ન નીકળે–કે કયાં તો તેમાં પથ્થર પાકતા થાય અર્જુને ગીતાજીમાં કહ્યું છે તેમ–

'अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥

दोषैरेते कुलघ्नाना वर्णसंकरकारकै ।
उत्साद्यन्ते जातिधर्मा कुलधर्माश्च शाश्वता ॥
उत्सन्नकुलधर્માणा मनुष्याणां जनार्दन ।
नरके नियत वासो भवतीत्यनुशुश्रम ॥ ''

જ્યારે આ શ્લોકોનુ તાત્પર્ય મહારાજ સમજાવી રહ્યા ત્યારે મણિના મગજ પર નવુ અજવાળુ પડ્યુ, અને તેણે કેવા ઘોર કર્મો કર્યા હતા તેનુ તેને ભાન થયુ હોય એમ લાગ્યુ પણ મહારાજે આગળ ચલાવ્યુ

" પૂર્વે એક ત્રીયારાજ્ય હતુ ત્યા કુવારી કન્યાઓ રાજ્ય કરતી ત્યાની રાણી કુમારિકા હતી, ત્યા સૈનિકો પણ કુમારિકાઓ હતી તે રાજ્યમા મહાગુરુ મત્સ્યેન્દ્રનાથ વિચર્યા, અને જે તપસ્વી ઉર્વશી ને મેનકાથી ન ચળ્યા તે સ્વચ્છદી કુમારિકામા ફસાયા ને યોગભ્રષ્ટ થયા

" આ કારણથી ત્રિકાલજ્ઞ મહર્ષિઓએ કન્યાને અપરિણીત રાખવાનો નિષેધ કર્યો છે અને જો કન્યાઓને અપરિણીત નજ રહેવા દેવી હોય, અને વર્ણાશ્રમની પવિત્રતા જાળવવી હોય, તો વિધવાને પરણતી અટકાવવી જોઇએ આ બધા રહસ્યો સમાજશાસ્ત્રથી અણજાણ બીચારા સમાજ–ઉદ્ધારકોને ક્યા જોવાની પરવા છે?

---

૧ અધર્મે ઘેરતા થાય દુષ્ટાચારી કુલસ્ત્રીઓ,
સ્ત્રીઓ દુષ્ટ થતા, કૃષ્ણ ! જન્મે છે વર્ણસકર
કુલને કુલઘાતીને નાખે સકર નર્કમા,
પડેજ તેમના પિત્રી લોપાતા પિડ તર્પણ
વર્ણસકરકારી આ દોષથી કુલઘાતીના,
ડુબે છે જાતિધર્મો, ને કુલધર્મોય શાશ્વત
કુલધર્મો ડુબ્યા જેના, તે જનોનો જનાર્દન !
સદાનો નર્કમા વાસ, થાય એમ સુણેલુ છે
( નાનાલાલ )

"અને આ બધા કરતા વિધવાની સ્થિતિમા જે વિમલતા છે તે શામા છે? નિશ્ચલ તપ તપતી ને માતાઓ તો અવનિના આધારરૂપ છે તેજ ખરી પુણ્યશાળી છે, તેજ ખરી વેદાતી છે તેમની કુટુબજાળ-મા એક કુટુબ નથી—પણ આખી વસુધા છે તેમને એક ઘરના આસુ લુછવાના નથી પણ આખી દુનીઆના દુ:ખ વીસરાવવાના છે અને તેની એકતાનતા સગાવહાલા સાથે નથી પણ આખા જગત જોડે છે, અવિનાશી પ્રભુ જોડે છે

સસારીનુ સુખ કાચુ, ઝાઝવાના નીર જેવુ,
તેને તુચ્છ કરીએ રે
સસારીનુ સુખ કાચુ, પરણીને રડાવુ પાછુ
તેને ઘેર શીદ જઇએ રે
પરણ્યું તો પ્રીતમ પ્યારો, અખડ સૌભાગ્ય મારો,
રાડવાનો ભય ટાળ્યો રે
મીરાબાઇ બલીહારી, આશા મને એક તારી
હવે હુ તો બડભાગી રે
મોહન તારા મુખડાની માયા લાગી ર

મહારાજની ગાવાની કલા પણ અદ્ભુત હતી, અને આ પદ પુરુ કરતા તો છેલ્લી લીટી બધાએ ઉપાડી લીધી

અને જેવા નગ વાગવાની શરુઆત થઇ કે એકદમ જાણે પર્વત પરથી પડી પ્રવાહ ભૂમિમા સમાઇ ગયો હોય એમ પ્રવચન પુરુ થયુ મહારાજે આશીર્વાદ દેવા હાથ લબાવ્યા અને તે બોલ્યા 'શાતિ શાતિ શાતિ'

શ્રાતાજનોએ નીસાસો મુકયો શબ્દજાળનો જાદુ પુરો થતા તેમને જાણે જીવનદોરી તુટી ગઇ હોય એમ લાગ્યુ ફરીથી મહારાજને હાર પહેરાવ્યો અને તે ઉઠી અદરના ઓરડામા ચાલ્યા ગયા

માણસો વીખરાવા માડ્યા કેટલાક પાછળ રહ્યા, કારણ કે નવથી દસ સુધી જેને ઇચ્છા હોય તેને મહારાજ એકાતમા મળતા અને તેમના મનનું સમાધાન કરતા આ પાછળ રહેનારામા મણિ, મોઘારામ અને જોરાભગત પણ હતા તેમને સદ્‌ભાગ્યે આજે ખાસ મળવાની ઇચ્છા રાખનાર માણસો ઘણા થોડા હતા, અને જે પાર્ષદ બારણા અગાડી ઉભો હતો તે જોરાભગતને ઓળખતો હતો આ કારણથી મણિનો વારો તરતજ આવ્યો

બારણા આગળ ઉભા રહેલા પાર્ષદે જોરાભગતને આખની નીશાની કરી એટલે તેણે મણિને અદર જવા સૂચવ્યુ આવા તેજસ્વી મહાત્મા-નો પુણ્યદાયી સમાગમ લેવા જતા મણિને પોતાનુ પાપ ફરી તાજુ થયુ, પોતાનુ અધ પતન કેટલુ થયુ હતુ તે યાદ આવ્યુ, જવુ કે ન જવુ એવી શકા પેદા થઇ પણ હવે જવાની ના કહેવાય એમ નહોતુ પાર્ષદ બારણુ અડધુ ખોલી ઉભો હતો ગભરાયલા હૃદયને લીધે ગુગળાતી તે અદર ગઇ, બારણામા પેઠી પાછળ બારણુ બધ થઇ ગયુ

તે બારણા આગળ સ્તબ્ધ થઇ ઉભી રહી સામે પાટલા પર મહાયોગી મહારાજ પદ્માસન વાળી બેઠા હતા પદ્માસન છતા પણ ત્યાગી કરતા શ્રીકૃષ્ણનુ ભાન તે વધારે કરાવતા મણિ ક્ષોભને લીધે અટકી તે જોઇ મહાત્માએ પોતાના તેજસ્વી ચક્ષુઓથી તેને પાસે આવવા કહ્યું

ચક્ષુઓ ગભીર, તેજસ્વી, સત્તાવાહી હતા—તેમા ચમકારો અજબ હતો. મણિને બધાની વિસ્મૃતિ થઇ ગઇ અને આકાશમા તેનો પ્રાણ એ એ સ્થિર તારાઓ તરફજ ઉડતો હોય—આકર્ષાતો હોય તેમ તે જોઇ રહી તે કોણ હતી, તે શુ હતી, તેનુ હૃદય કેવે ભારે દબાતુ હતુ તે બધુ ભુલી, તે આગળ આવી તેના હૃદયમા એક જાતની સ્ફુર્તિ આવી

"બેસ બહેન"

બોલ્યા વગર મણિ બેસી ગઇ અને પગે પડી

"શું દુઃખ છે ? બાઇ, તારા જેવાને ઇશ્વર દુઃખી થવા નથી મોકલતો" મીઠાશભર્યા અવાજે મહાત્માએ બોલવા માંડ્યું પોતાના દુઃખ સંબંધી પ્રશ્ન થતાં મણિ ઝબકીને ભાનમાં આવી, મહાત્માની આંખોએ પ્રસારેલી જાદુઇ જાળમાંથી તે છુટી

"મહારાજ ! મારું દુઃખ કહ્યું જાય એમ નથી"

"કહેવાની જરુર નથી ' ધીમેથી મહાત્માએ કહ્યું અને પોતાની આંખો મણિની આંખો પર ઠેરવી હું જાણું છું"

' હે '" કહી મણિ આંખી ખસી ને ચમકી

ગભરા નહીં દુનીઆમાં મારાથી કે અજાણ્યું નથી તું બાલ-વિધવા છે ?"

મણિએ ડોકા વતી હા કહી

' સગેવહાલે દુઃખી છે, પુરુષાની અધમતાની ભોગ થઇ પડી છે અત્યારે નિરાધાર બની આશ્રય હુંઢે છે ' જાણે પોતાના અંતરમાંથી એક એક શબ્દ જડતો હોય તેમ પ્રયત્ન કરતા મહારાજ બોલ્યા

મણિ દિગ્મૂઢ થઇ સાંભળી રહી

' ખરું ?"

"હા ! પ્રભુ ! મહારાજ ! આપ સર્વજ્ઞ છો" ગભરાટમાં તેણે કહ્યું મહાત્મા જરાક હસ્યા ' સર્વજ્ઞ છો તો મારે વધારે કે કહેવું નથી મારું દુઃખ ક્યારે શમશે ? કે આખી જીંદગીભર આમને આમ ટળવળીટળવળી મરીશ ?"

"જ્યારે પાપનું સમાધાન થશે ત્યારે"

"પાપનું ! મહારાજ ! આપ પણ પાપ કહો છો ?"

# પ્રકરણ ૫ મું

## મણિનુ આત્મકથન

"હા! પાપ વિના દુ ખ પડે નહી"

"મે શુ પાપ કર્યું?" જેમ પોતાનુ દુ ખ તાજુ થયુ તેમ મણિને સંસારની ક્રૂરતા યાદ આવી, મહારાજના વ્યક્તિત્વની અસર ઓછી થઇ અને ઘણા દિવસ થયા હૃદયમાજ રાખી મુકેલા વિચારો બહાર કાઢવા લાગી

'તુ ક્યારે વિધવા થઇ?'

"મહારાજ! હુ પરણી ત્યારે આઠ વર્ષની હતી અને ત્રણ મહીને રંડાપો આવ્યો હુ પરણી તે મારા દોષ? ક્યાથી વર આવ્યો તે ખબર નથી, કોણે મને તેની સાથે નાથી તે ખબર નથી, તે કોણ હતો તે ખબર નથી, છતા મારો દોષ? લોકો ભલે કહે તે તો બધા પાપના પુતળા છે પણ આપ આવુ શુ કામ કહો છો?'

મહાત્મા મણિનુ બોલવુ સાભળી જરાક હસ્યા

"વૈધવ્યને દુ ખ શા માટે ગણે છે?"

"શા માટે?" અજાયબીથી મણિએ પુછ્યુ

"હા! 'છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન સૌભાગ્યથી કૈં,'" કલાપીની લીટી મધુર અવાજે ગાતા મહારાજે કહ્યુ

"વિમલતા! ત્યારે તો બ'ની સૌભાગ્યવતી વિમલતા લઇ બેસે તો સારુ મહારાજ હુ પાપિણી છુ, મને માફ કરજો, પણ એ બધી વાતો બહુ ડાહી લાગે છે, પણ જ્યારે અનુભવ કરીએ ત્યારે ખબર પડ'

"દુ ખ એ તો દુનીઆનો પહેલો લાવો"

"મહારાજ હુ કૈ જ્ઞાની નથી, આપ છો શા માટે મારે એ દુ ખ વેઠવુ?"

"એ દુ:ખથી પુનિત થઇ દુનીઆનો ઉદ્ધાર કરવાની તક મળે માટે."

'મારે પુનિત નથી થવુ. મારે સુખ જોઇએ છે તેનુ કેમ? હુ મોટી થઇ ત્યારે રંગેરંગ સૌભાગ્ય માટે તલસવા લાગી. મારો ધણી હોય તેની સાથે ફરુ, બોલુ, હસુ–તેના લાડકોડ પુરા પાડુ–મારુ ઘર કરી તેમા રાણી થઇ મહાલુ–મારા છોકરા થાય તેને છચ્ચોક રમાડુ, ઉછેરુ, એ બધા લહાવા છોડી દુ:ખનો લહાવો શા માટે લઉં? મે શુ ગુનેહગારી કરી છે?"

"પરણી તેથી." શાંતિથી, જરાક ટોળ કરતા હોય તેમ મહાત્મા બોલ્યા.

"પરણી તેથી? પરણનારનુ તો મોઢુ પણ દીઠુ નથી. એક દિવસ તેનો હાથ પકડવાની ગુનેહગારી કરી તેમા મારે આટલુ વેઠવુ? મરજો મારા મા ને બાપ કે આટલી વયે મને ગરદન મારી."

'બાઇ! દુ:ખી થવાનો આ પહેલો રસ્તો. ગઇ વાત સંભારવી નહીં–નકામો ઉદ્વેગ થાય."

"ઉદ્વેગ તો ઘણો થયો ને હજી થશે. પહેલા તો હુ ભોળી હતી, વ્રત કરતી, સંસારે કહેલા નિયમોને નામે યતી."

"પછી?"

"પછી બધુ છોડયુ. શા માટે તાબે થવુ? મારા સ્વભાવમા સુખની લાલસા હોય તો શા સારુ દુ:ખ વેઠવુ? હુ પણ માણસ છુ–જુવાનીનુ ઉછળતુ લોહી મારા શરીરમા ફરે છે. શા માટે હુ મજા નહીં કરુ? હા! મારે કુલટા નહીં થવુ, પણ શા માટે ન પરણવુ?"

"પરણનાર મળ્યો?"

' મહારાજ તેજ શોધુ છુ. એક મને ફસાવી, રખડાવી હરકત નહીં, દુનીઆ મોટી છે. હજુ કોઇ મળશે ને મારા કોડ પુરશે. તે માટે તો હુ ઘરબાર તજી ભટકતી થઇ છુ. મારે બીજુ કંઇ નથી જોઇતુ–માત્ર મને સુખેથી, નીતિથી કોઇનુ ઘર માડી રહેવા દો.

"છોકરી! એ ભ્રમ છે આ સંસારમાં તને કોઈ નહીં મળે."

"કેમ નહીં મળે?"

"આપણા સંસારની રચના વિચિત્ર છે જો! થોડો વખત મારું માને તો તારો રોગ ટાળું" મહાત્માએ કહ્યું.

"કેવી રીતે?"

"સુખદુઃખ એ મનનું કારણ છે."

"પણ એ મન મરાય કેમ?"

"સદુપદેશથી, સત્સંગતથી."

"દશ વર્ષ થયાં બહુએ કર્યું પણ માર તો કૈએ નહીં વળ્યું."

"વળશે. સંસારમાં હોય ત્યાં સુધી માણસ દુઃખી થાય. સંસારને તીરે જઈ ઊભા કે જરા ન પલળાય."

"પણ તે થાય કેમ?"

"રસ્તો હું બતાવીશ."

"આપ તો સમર્થ છો, પણ મારું મન સંસારી છે, લિપ્સાવાળું છે. તમારો બોધ નિરર્થક જશે."

મહારાજ જરા હસ્યા. "બાઈ! ઉતાવળ કરવાની જરૂર નથી. તું કોની સાથે વાત કરે છે તેનું તને ભાન નથી. બહારથી લોકો આવે છે, પ્રવચન સાંભળે છે ને જાય છે પણ મારા પ્રભાવનો ખ્યાલ કોઈને નથી. તું સંસારી છે, ઉતાવળી છે, દુઃખી છે, હું યોગી છું, આનંદ-સ્વરૂપ છું. થોડા દિવસમાં તું સુખી થશે, સંતોષી થશે. તારામાં બુદ્ધિ છે, હીંમત છે. તારા જેવી સ્ત્રીઓ બહુ થોડી છે. તું અસાધ્ય સાધી શકશે." શબ્દો વહ્યા જતા હતા. મહાત્માનો અવાજ નાનોમોટો થતો હતો. તેની આંખો પાછી નિશ્ચલ થઈ ગઈ હતી. મણિ પહેલાંની માફક પાછી દિગ્મૂઢ થવા લાગી. ભાન જતું હોય એમ તેને લાગવા માંડ્યું. તેનું માથું ફરવા લાગ્યું.

તેની નજરે મહાત્માની મૂર્તિ વધારે તેજસ્વી, વધારે લાંબીપહોળી થવા માડી તેની આખોમા જાણે અખિલ વિશ્વનુ તેજ સમાયુ હોય તેમ લાગ્યુ

મણિથી તેજ ન સહેવાયુ–તેણે આખો મીંચી–તે બે પલ બેભાન રહી

તેના કાન પર મહાત્માનો શાંત સવાલ અથડાયો તે પાછી ભાનમા આવી

"તારી સાથે કોણ છે?"

મણિએ આખો ઉઘાડી મહાત્મા જેવા ને તેવાજ બેઠા હતા

"મીઠાકુવાના પટેલ ને તલાટી"

'મોહન!"

"જી' કહી પાર્શ્વ દ્વારે બારણુ ઉઘાડ્યુ

'જોરાભગત તથા તેની સાથે આવેલા માણસને મોકલ"

"જી!"

તરત મોવારામ અને જોરાભગત આવ્યા અને તેમણે સાષ્ટાંગ દડવત્ પ્રણામ કર્યા

'ભગત! આ બાઇની વ્યથા હુ સમજ્યો છુ એને અહીંઆજ મુકી જાઓ ધીમેધીમે તેનુ દુખ વામશે મોહન! આ બાઇને બાજુના ઓરડામા બેસાડ"

બધા નીચા નમી પગે લાગ્યા મહારાજે આશીર્વાદ આપ્યા અને તેઓ બહાર નીકળ્યા મોહન બીજા માણસોને દાખલ કરવા ફર્યો

"બહેન!" જોરાભગતે કહ્યુ "હુ શુ કહેતો હતો? મહારાજ તે મહારાજ દીકરા! કામ પડે તો જરુર મને બોલાવજે, અહીંઆ કે ખોટ તો નથી, પણ—"

"ભગતકાકા! હુ વધારે શુ કામ તમને પજવુ ? મારી સુરેખાને સભાળજો ને ચૌદ વર્ષ પહેલા પરણાવશો નહીં "

"વારુ બહેન! વારુ "

"જો મારુ કામ પડે તો મારુ અહીંઆ ભૈરવકળીઆમા ઘર છે "

"ભાઈ! મારા નસીબમા એકલાજ રખડવાનુ છે ખપ પડશે તો મળીશ નહીં તો રામરામ!" મણિની આખમા આસુ ભરાઇ આવ્યા

મોહન આવ્યો, "ચાલો બાઇ "

"હા ભાઇ!" કહી મણિ ફરી અને બાજુમા આવેલા એક ઓરડામા ગઇ

## પ્રકરણ છઠ્ઠું

---

### જેમાં ભીતને પણ આંખો હોય છે એમ સિદ્ધ થાય છે

જીવનના ખેલના એકેક પડદા ઉપડતા હોય તેમ મણિ આ નવ ઘેર આવી તેના મનમા મોટી હોંસ જુની જીદગી પાછળ મુકી નવી શરુ કરવાની હતી એટલે એક રીતે એને આ ગમ્યુ જો બે ત્રણ મહીના પણ નીરાતે અહીંઆ રહેવાનુ થાય તો નીરાત મળે એમ તેને લાગ્યુ મહાત્મા વિદ્વાન્, તેજસ્વી, ભલા હતા શા માટ તેના પવિત્ર આશ્રય નીચે સુખ નહી મળે? તેમા મહાત્માના વ્યકિતત્વના જાદુએ તેના પર એવી અસર કરી હતી કે તેની મૂર્તિ તે છેલ્લા શબ્દો બોલ્યા ત્યારે જેવી પ્રભાવશાલી હતી તેવી તેની આખ આગળ ગમ્યા કરતી તેને મહાત્માને ફરી જોવાનો તલસાટ થયાજ કર્યો

તે આ ઓરડામા આવી અને તેની રચના જોવા માડી ઓરડો સાદો પણ સુદર હતો અને થોડાઘણા રુપાના પાટલાઓ ત્યા પડેલા હતા મણિ એક પાટલા પર બેઠી અને પોતાની નવી જીદગીમા શુ શુ થશે તેનો વિચાર કરવા લાગી

થોડી વારે તેણે માથુ ઉંચક્યુ અને આસપાસ નજર ફેરવી અને પાસ એક મોટો આરસો જોઇ, તેમા જોવાનુ તેને મન થયુ તે ઉઠી અને તેની સામે જોઇ ઉભી રહી તેના માથા પર નાનાનાના વાળ ઉગવા લાગ્યા હતા નીમાળાના મુગટ સાથે તેણે પોતાનુ માથુ આજે પહેલી વખત જોયુ ચકિત થઇ હસતી, શરમાતી તે ઉભી રહી તેનુ સુદર મુખ જરા જાડુ થયુ હતુ અને કપાળ પર કાળા ભમર જેવા વાળ અદ્ભુત શોભા આપતા હતા તેના ગર્વનો પાર નહીં રહ્યો—પોતાનુ રૂપ જોઇ તે હસી

તખ્તા સામે જોતા તે ગભરાઇ આરસીની સફેત સપાટી પર એક કાળો ઝીણો ડાઘ દેખાતો અને તે ઘડીમા પારદર્શક થઇ જતો મણિએ થોડો વખત જોયા કર્યું અને સમજી આરસાની પાછળ કોઇ ઉભુ રહી, ગાછળથી જે જગ્યાએ કલાઇ ઘસાઇ ગઇ હતી તેમાથી જોતુ હતુ. મણિએ જે કોઇ હોય તેને આવવાની નીશાની કરી પાછળથી કોઇ ખસી ગયુ અને થોડી વારે આરસો ખસ્યો–ઉઘડયો આરમો બારણા પર જડવામા આવ્યો હતો અને તે બારણુ ઉઘડયુ

મણિને સમજ નહીં પડી કે શુ કરવુ તે પાછી હઠી ઉઘડેલા બારણામાથી એક મોઢુ બહાર આવ્યુ તે મુખ પર રૂપ, તદુરસ્તી, જુવાની અને ઠસ્સો સ્પષ્ટ દેખાતા હતા મણિ તે જોઇ છક થઇ ગઇ પણ નવી સ્ત્રીની આખોમા ગભરાટ હતો–તેણે ક્ષોભથી આખા ઓરડામા નજર નાખી–હોઠ પર હોઠ પીસ્યા અને ધીમેથી કહ્યુ

"નહાસી છુટ"

મણિ ચચળ હતી નવી સ્ત્રીનુ મોઢુ પાછુ આરસા પછાડી અદૃશ્ય થાય તે પહેલા તેણે આરસો પકડયો અને પોતાના તરફ ખેચ્યો બારણુ જરાક પહોળુ થયુ મણિએ પેલી રૂપવતી સ્ત્રીને ઝપાટાબધ એક સાકડી સીધી ગલીમા દોડી જતી જોઇ અને હાથમાથી બારણુ છુટી ગયુ તેમા સ્પ્રીંગ હોવાથી તરત તે દેવાઇ ગયુ ભીતની સાથે આરસો જડાઇ ગયો

મણિ વિચાર કરતી, જાણે સ્વપ્નામાથી જાગી હોય તેમ ઉભી રહી આ સ્ત્રીનુ લાવણ્ય, તેના શબ્દો, તેનુ અતર્ધ્યાન થવુ એ બધાનુ રહસ્ય શુ હશે તે વિચારવા તે બેઠી "

"નહાસી છુટ!" શુ કૈં દગો છે? મણિ હસી દુનીઆમા તેને કે શરમ નહોતી, કોઇ સગુ નહોતુ એને દગો કોણ, કેવી રીતે દઇ

શકે? તે ગભરાયા વિના ઉભી રહી અને આ ભેદ શુ હશે તે જાણવા-ની તેને ઉત્કંઠા થઈ તેને રસ પડયો.

તેણે નીચા વળી આરસાની સપાટીમા જ્યા ડાઘ હતો ત્યા જોવા માડ્યુ પણ કાચમાથી આરપાર દેખાતુ હતુ જે બારણેથી એ આવી હતી તે ઉઘડયુ અને મહાત્મા આવ્યા તેની આખ જરા હસતી હતી

"બાઈ! તારુ નામ શુ?"

"મણિ"

મહાત્માના કપાળ પર જરાક કરચલી વળી અને તરત ચાલી ગઈ "ઠીક ચાલ તારે કયા ઓરડામા રહેવાનુ તે બતાવુ મારે ત્યા એક નિયમ ઘણો સખત છે કે પણ નવુ કે વિચિત્ર જોવામા આવે તો પુછવુ નહી અહીંઆ અનેક રોગના રોગી હોય છે"

"જેવી આપની મરજી" મણિની આખ આગળ પેલી સ્ત્રીની છબી ખડી થઇ તરતજ તે મહાત્માની પાછળપાછળ અદર ગઇ

# પ્રકરણુ ૭ મુ

## જેમાં દેશનો ઉદ્ધાર કેમ થાય તેની સમજ પડે છે

શહેરના મધ્ય ભાગમા એક મોટુ બજાર આવેલુ હતુ ત્યા જતા એક મોટુ પાટીઉં તરત ધ્યાન ખેચે એમ હતુ તેના પર મોટે, સફેત અક્ષરે નીચે પ્રમાણે લખ્યુ હતુ "મદનલાલ પ્ર મારુતિ બી એ એલએલ બી હાઈકોર્ટ વકીલ" આ મકાનમા વિદ્વાન્ ધારાશાસ્ત્રોની ઓફીસ હતી

ઓફીસની અંદરની ઓરડીમા એક મોટુ ટેબલ પડયુ હતુ, અને તેના પર કાગળીઆના ઢગ નજરે ચઢતા હતા બપોરના વકીલ સાહેબે નાસ્તો લીધેલો હોવાથી ટેબલના એક ખુણા પર એક ખાલી રકાબી અને બીસ્કીટના ભુકાવાળો કાગળ પડયો હતો આજે રવિવાર હોવાથી આ મંદિરના દેવ, આ ઠેકાણા વગરના ટેબલની પાછળ, નાક પર ચશ્મા ચઢાવી મોઢામા સીગારેટ રાખી, પગને ટેબલ પર ટેકવી, હાથમા ચોપડી લઈ પોતાની આવકનો હીસાબ કરતા હતા હીસાબ ઘણો સંતોષકારક લાગવાથી વકીલ સાહેબનુ મો જરા મલકયુ તેમણે ટેબલ પરથી પગ નીચે નાખ્યા ને હાથ ટેબલ પર અફાળ્યા

"બાઇ જોવ' આ પ્રમાણે ચાલે તો મદાનો બેડા પાર' કહી ને ટેબલ સામે જોઇ હસ્યા

તેમનુ શરીર ઠીંગણુ, જાડુ અને કાળુ હતુ, આંખો મોટી હતી, મોઢુ જરા ડરરુપુ હતુ, અવાજ બુલંદ હતો, ફુડ જરા આબરુદાર થતી જતી હતી, નાકનુ ટેરવુ ઘસાઇઘસાઇ નાનુ ચીણુ થયુ હતુ તેની મોટી મુછોને મરડીમરડીને જર્મન કયસરના જેવી કરવાને પ્રયત્ન કરતા તેની એક અણી ઉંચી ગઇ હતી, અને બીજી અડગતાથી નીચે ને

નીચેજ રહેતી, અને આથી જાણે કોઇ નાટકીએ ખોટી મુછ પહેરી હોય અને તે ખેચતા ખસી ગઇ હોય એવો ખ્યાલ આવતો હતો

નવી કેળવણી ને નવો કહેવાતો જાહેર જુસ્સો–એ બે જનેતાના એ આબેહુબ કુળદીપક હતા જ્યારથી એ મુબાઇમા કોલેજમા ભણતા હતા ત્યારથી એમની મહત્ત્વાકાક્ષાને પોષવાના સાધનો એમણે સગ્રહવા માડ્યા હતા એક વખત મુબાઇની પ્રાર્થનાસમાજમા થતા ભાષણોના એ અચુક શ્રોતા હતા, અને રાનડે, તેલગ, ને ચદાવરકરના ખપપુરતા સુધારાસૂત્રો પણ મોઢે ગખ્યા હતા એ એમ પણ માનતા કે આપણા કોહી ગયલા સસારને પુરાણા થઇ ગયલા અગ્રેજી લેખકોની સલાહ પ્રમાણે પાશ્ચાત્ય ધોરણે ધસાવવાની વણી અગત્ય છે એમની વાત પરથી એમ પણ તરત જણાતુ કે સસારસુધારાની અનેક સસ્થાઓના મત્રીઓ પર અનુગ્રહ કરવા એમણે વગરપગારની વણી હમાલી કરી હતી અને પરિણામે મહાધ્યાયીઓના ભૂતલમાથી નેતાઓના સ્વર્ગમા ડોકીઆ કરવાનો અધિકાર એમને પ્રાપ્ત થએલો

પોતે જુના વિચારના કુટુબના હોવા, સત્તરમા સૈકાની સ્ત્રીના પતિ હતા છતા, રહેણીકરણીમા ઇરાનીની પાઉરોટી સુધી પહોચ્યા હતા, અને જુના વિચારની અધશ્રદ્ધા એમણે છોડી હતી પણ નવા વિચારની ઉદારતા કે નિસ્વાર્થતા આણી નહોતા એમનુ વહાણ વગરસુકાને જેમ પવન ધસડે તેમ ધસડાઇ જતુ

તે વકીલ થયા ગરીબી ને મચરવાળી વચ્ચે સકડાઇ જવાથી, મુબાઇની ન્યાયાધીશીને પોતાની બારીશીનો લાભ આપી શકયા નહીં એટલે અહીંઆજ ઘર પર મોટુ પાટીઉં લગાડી 'રહેમુ' નામના રખડેલ છોકરાને 'બોય' બનાવી, પોતાનો કારભાર શરુ કર્યો છે ધધો ચાલતો હતો સારો, અને સરકારી વકીલનો અને શહેરસુધરાઇમા સભ્યનો હોદ્દો–આ બે નેમ પર મારુતિ તરાપ મારી બેઠા હતા

મી મારુતિ બારી તરફ ગયા અને બેચાર વાણીઆઓ જતા હતા તેમના તરફ જોઇ, તેઓ અસીલ છે કે કેમ તે પ્રશ્નનો નિર્ણય કરવા ઉભા, પણ પેલા લોકો તેમનુ બારણુ વટાવી ચાલ્યા ગયા એટલે પ્રશ્નનો નિર્ણય આવતા વકીલે નીસાસો મુકયો એટલામા બહારથી એક ગ્રહસ્થને આવતા દેખી મી મારુતિ ચમકયા—એકદમ પાછા હઠયા—વીજળીની ચપળતાથી બેચાર કાગળના થોકડા ટેબલ પર નાખ્યા, એક બે 'લો રીપોર્ટ' ગમે તે પાને ઉઘાડા મુકયા, પોતે ડબ દઇ ખુરશીમા બેઠા અને માથે હાથ દઇ, કરચલી પાડી, ચોપડીમા મશગુલ હોય એવો ડોળ કરી બેઠા તરત એક માણસ ઉપર આવ્યો અને બારણા બહારથી તેણે પુછ્યુ

'હુ આવુ ?"

મારુતિએ જવાબ આપ્યો નહીં તેઓ દેખીતી રીતે પુસ્તકમાજ મન પરોવી બેઠા હતા નવા આવનારે વધારે જોરથી પુછ્યુ

મારુતિ જાણે આ સવાલથી કચવાયા હોય તેમ કપાળ પર વધારે કરચલી પાડી તેમણે ઉચુ જોયુ "કોણ છો ઓહો ડાકટર તમે ! શા ધનભાગ્ય ?"

"હા, હા, હા" કરતા ડાકટર ધનેશચદ્ર સર્પની ગતિએ અદર આવ્યા ડાકટર પણ મારુતિનીજ ઉમરના પણ સુકા, ચિતાગ્રસ્ત, ગુચવાતા, ગભરાતા, છતા આગળ ધસવાની હોસ ધરાવતા, થોડી કમાણી પણ મોટો આડબર કરતા, ડગતા, જાહેર જુસ્સાવાળા શહેરી હતા

"લો મી મારુતિ ! તમારે તો આખો દહાડો કામ, કામ ને કામ નોન્સન્સ ! જરા જાહેર જુસ્સો રાખવો જોઇએ આજે રવિવારે પણ આ "

"શુ કરીએ ?" મી મારુતિએ ચોપડીઓ ન ધુટક દૂર ધકેલતા હોય એમ બતલાવતા કહ્યુ "અમારે તે તમારી માફક બેચાર પાણીની બાટલીઓ રાખવાની છે ? અમારો તો મગજમારીનો ધધો "

"જવા દો, જવાદો હુ ઘણુજ જરુરી કામે આવ્યો છુ " એક પછી એક શબ્દો ઉપરાછાપરી સેરવતા ડો ધનેશચદ્ર કહ્યુ "આખી પ્રજાનુ કામ છે હવે આપણા શહેરે પણ કૈં કરવુ જોઇએ "

"મારો પણ એજ અભિપ્રાય છે પણ દોસ્ત, કરીએ તો ક એવુ કરીએ કે સ્વાર્થ ને પરમાર્થ બે સધાય એકલા પરમાર્થમા મને શ્રદ્ધા નથી "

"જાઓ ' જાઓ ' આમ શુ કહો છો ? કોઇ સાભળે તો કેવુ ' પહેલા તમને કમાણીની ચિંતા હતી, તે તો હવે નથી હવે તો પરમાર્થ કરવો જોઇએ "

'હા ! હા ! હા '" ખુરશી પર પાછા પડતા મારુતિએ ક‍ ‘ડાક્ટર ' આ બધા ભાષણો પ્લેટફોર્મ ' માટે હવે ચાલો સીધી વાત કરીએ, નહીં તો સવાર પડશે "

"બરોબર છે પણ આજ કાલ લોકો કૈં સાભળે તો આપણા બાર વાગી જાય "

"કોણ સાભળવાનુ હતુ ' આ તદ્દન 'પ્રાઇવેટ' રુમ છે જુઓ ડોક્ટર ! હવે આપણે આપણી જાહેર કારકીર્દી શરુ કરવી જોઇએ "

"બેલાશક ! તેથીજ મે વિચાર રાખ્યો છે કે એક 'જીલ્લા એસોસીએશન' કાઢીએ આજકાલ તેની ઘણી જરુર જણાય છે તરફડદાસને પણ કહેતો આવ્યો છુ "

"કૈં ગાડા થયા ડોક્ટર ! તમારે તો સરકારની પરવા નથી, પણ મારે તો '

"તમે ક્યા મુનસફ થવાના હતા? ઝપલાવો 'પોલીટીકસ'મા, કોંગ્રેસમા જોડાયા વગર કામનુ નહીં"

"માફ રાખજો! છ મહીના રહીને સરકારી વકીલની જગ્યા ખાલી પડવાની છે હા! એ શીવાય બીજુ કે હોય તો તૈયાર છુ, ને જાહેરમા ભાગ લીધા વિના સરકારની આખમા આવવાના છીએ? કહેતા હો તો આપણે એક સમાજ-ઉદ્ધારિણી સભા કાઢીએ એનાથી જાહેર ચળવળ કરવાનો સારો લાગ મળશે" મારુતિએ કહ્યુ

"જાઓ! જાઓ! એ શુ કામનુ? તમને વકીલોને તો વાતોજ ઠગી ગમે કે 'પ્રેકટીકલ' પગલા લેવા જોઇએ"

"સુઇ ગયા 'પ્રેકટીકલ' પગલા! તે પગલા જોઇએ તો દોઢીઆ કમાવામા" વકીલે જણાવ્યુ

' નહી પણ જુઓ મારો વિચાર એવો છે કે એક અનાથાશ્રમ કાઢીએ લોકોને પણ સુખ થાય અને આપણને પણ જશ મળે શુ સમજ્યા?' ડોકટરે જણાવ્યુ

હા' એટલે તમારે પૈસા ઉઘરાવવાને બહાને દર્દીઓ વધે' મારુતિએ કહ્યુ

'ના, ત્યારે સમાજ-ઉદ્ધારિણી સભા કાઢો તમારે ભાષણ કરવાનો લ્હાવો લેવો હશે"

"જરૂર! નહીં તો વળી એ ધધો કોણ કરે?"

"નહીં, ત્યારે એ તો નહીં બને એવી વગર કામની સસ્થાને મારી મદદ કોઇ દિવસ નહીં આપુ"

"ત્યારે મારા મહેરબાન! શુ મોટુ સત્યાનાશ જવાનુ છે?' કહી મારુતિએ ઠડે પેટે ટેબલ પર પગ લબાવ્યો

"કોનુ સત્યાનાશ જવાનુ છે?" કહી એક ત્રીજો ગૃહસ્થ આવ્યો

"કોણ તરફડદાસ!" બને સાથે બોલ્યા

"જી હા! સેવક પોતે" કહી તરફડદાસે નમન કર્યું "કેમ શુ ચાલે છે?"

"આ અમારી વચ્ચે તકરાર ચાલે છે" ડોકટર ધનેશચદ્રે કહ્યુ "હુ કહુ છુ કે અનાથાશ્રમ કાઢીએ, આ કહે છે કે સમાજ-ઉદ્ધારિણી સભા કાઢીએ એમા હવે કે સમાધાન થાય એવુ નથી આપણી બધી યોજના ડુબી ગઇ મી મારુતિ દહાડેદહાડે બહુ સ્વાર્થી થતા જાય છે"

"નોન્સન્સ ડોકટર" મી તરફડદાસ ખુરશીને બદલે ટેબલના એક ખુણા પર બેસતા બોલ્યા "દુનીઆમા સ્વાર્થ જેવી ચીજજ હુ જોતો નથી બધુ પરમાર્થજ છે હુ ખાઉ છુ તે પણ દુનીઆના ભલાને માટે પણ તમારી પચાત શુ છે તે કહો"

"બોલો ડોકટર! મી તરફડદાસ ચોથી રાજ્યસત્તાના પ્રતિનિધિ છે"

"કેમ ભાઇ, એ શુ?" તરફડદાસે પુછ્યુ "મારુ જ્ઞાન ધોળકાથી આગળ ગયુ નથી"

"આપના આત્મજ્ઞાન માટે ધન્યવાદ આપુ છુ છાપખાનાને ચોથી રાજ્યસત્તા કહેવામા આવે છે"

"જી, પછી બોલો"

"વાધામા તો ડોકટરે કહ્યુ તે'

"તેનો રસ્તો બતાવુ"

"શુ?" ડોકટરે પુછ્યુ

"એક સમાજ-ઉધ્ધારિણી સભા કાઢો ને તેને અગે અનાથાશ્રમ કાઢો પછી શુ"

"ખરી વાત, દોસ્ત તરફડીઆમારુ!"

"ખબરદાર મારુતિ! મને મશ્કરી ગમતી નથી"

"તો આ રહી પાછી! કેમ મીસ્તર ધનેશચંદ્ર, તમે શુ કહો છો?"

"વાત સારી છે, પણ 'પ્રેક્ટીકલ' પગલા શુ લેશો?"

"ઓહો! એજ પચાત કેની?" તરફડદાસે કહ્યુ 'સમાજ-ઉદ્ધારિણી સભા તરફથી એક જાહેરખબર આપો મારા 'માર્તંડ-પ્રકાશ'મા"

"શુ?"

"કે 'જોઇએ છે એક સારા ઘરની વિધવા, પરણવા માટે એક આબરુદાર વિધુર તૈઆર છે'"

"પછી કોઇ અરજી કરે તો?" ડૉક્ટરે પુછ્યુ

"અરે, એમ કોણુ બેઠુ છે નવરુ! સારા ઘરની કોઇ વિધવા અરજી કરે નહીં, ને કરે તો તે સારા ઘરની નહીં"

"શાબાશ, શાબાશ" ટેબલ પર હાથ ઠોકતા મારુતિએ કહ્યુ

"અને કોઇ ખરેખર આવે તો આપણા ડૉક્ટર તૈઆર છે"

"કોણુ હુ?" બુમ પાડી ઉઠતા ડૉક્ટર ધનેશચંદ્રે પુછ્યુ "હુ વિધવા પરણુ?"

"'પ્રેક્ટીકલ' પગલુ! ડૉક્ટર!" મી મારુતિએ કહ્યુ

"ચુલામા ગયુ તમારુ 'પ્રેક્ટીકલ' પગલુ પણુ હરકત નહીં કોઇ આવશે તો લાલીઓજમાલીઓ કોઇ ખોળી કાઢીશુ સારે તમારા આવતા અંકમા બધુ આવે તેમ કરવુ"

"હા! પણુ પહેલા મીટીંગ બોલાવી સમાજ-ઉદ્ધારિણી સભાની સ્થાપના કરવી પડશે બધુ રીતસર થાય અને મારા પેપરમા જાહેર ખબર આપવાને પણુ પૈસા જોઇશુ"

"ખરી વાત છે" મી મારુતિએ કહ્યુ "પણ જો ભાઇ હુ ને ડૉકટર સહમ ત્રીઓ"

"ને હુ તીજોરરર" તરફડદાસે કહ્યુ "'માર્તંડપ્રકાશ'ને પૈસાની હાલ જરુર છે"

"ચાલો નક્કી" ડૉકટરે કહ્યુ

"ને આપણો પ્રમુખ કોણ બનશે ?"

"રાવસાહેબ ગભીરલાલ, કેમ ?" ડૉકટરે કહ્યુ

"હા ! એ પણ ઠીક છે એણે મને પણ કલેકટર સાહેબ પાસે લઇ જવાનુ વચન આપ્યુ છે" મારુતિએ કહ્યુ "ચાલો એ વાતપર બીજબાની બોય ! બોય"

મહા મુશ્કેલીએ સામે પાનવાળાની દુકાન પર બેસી બીડી પીતો મીયાનો છોકરો જે મારુતિના 'બોય'ની પદવિ ધરાવતો હતો તેને બોલાવ્યો અને પાસેના હોટેલવાળાને સમાજ–ઉદ્ધારિણી સભાના જન્મના મહોત્સવને લાયક સામગ્રી મોકલવાનો બધાએ હુકમ આપ્યો

' આ હોટેલોથી કેટલી નીરાત " ડૉકટરે કહ્યુ

"અરે હારે ! મારુ ચાલે તો આપણી સભાના પ્રમુખ રેવાશંકર હોટેલવાળાને બનાવુ એ બહુ 'પ્રેકટીકલ' પગલા લે છે " મારુતિએ કહ્યુ.

"ખબરદાર ! મારી મશ્કરી કરી તો" ડૉકટરે કહ્યુ

## પ્રકરણ ૮ મું

## મહાયોગીના આશ્રમમા

મહાયોગી મણિને અદર લઇ ગયા અને એક પાર્શ્વકને સોપી 'રઘુનાથ! આ બાઇને નબર ૧૨ નો ઓરડો આપ્યો છે તેને સો લઇ જા" કહી મહારાજ ગયા

"જેવી આજ્ઞા બાપજી!" કહી રઘુનાથ મણિને લઇ ગયો તે ઘરડો અને જરા અદકપાસળીઓ લાગતો ને મહારાજના ગુણ ગાતો ગાતો આગળ ચાલ્યો

મણિને એક વસ્તુ ઘણી વિચિત્ર લાગી ઘરની બાધણી એવી હતી કે જે રસ્તે તેઓ જતા હતા ત્યા કોઇ બીજા ઓરડાનુ બારણુજ નહોતુ પડતુ વચ્ચે એક દાદર આવ્યો

"આ અહીંઆથી ઉતરી નીચે જાઓ એટલે ભક્તોને માટે વાચવાનુ પુસ્તકાલય આવશે તેની પેલી મેર બીજા બધા ભક્તોને રહેવાને આશ્રમ છે"

"ત્યારે અહીંઆ કોણ રહે છે?"

"અહીંઆ તો ઘણા મોટા ભક્તો હોય તે રહે તમારા સદ્ભાગ્ય કે એકદમજ તમને અહીંઆ રાખ્યા મહારાજની મહેર જોઇએ મારો બાપલો તો જબરો છે" કહી ડોસો હસવા લાગ્યો

"પણ અહીંઆ દેખાતુ તો બીજુ કોઇ નથી?"

"તે કેમ દેખાય? બધાજ ઉચી ભૂમિકાના યોગીઓ કોઇ કોઇને મળેજ નહી"

મણિને આનદ થયો તેણે મહાત્માનો ઉપકાર માન્યો તેને એકાત-માજ રહેવુ હતુ તેના મન આગળ પહેલાના અનુભવના ચિત્રો આવ્યા અને તેણે નિશ્વાસ મુકયો

જે ઓરડો મણિને આપવામા આવ્યો હતો તે નાનો પણ સુઘડ અને સુદર હતો તેમા સરસામાન ઓછો અને રમણીય હતો પાસે નાની ઓરડીમા તેને માટે રાધી ખાવાની સોઇ હતી

"શુ મારે અહીંઆ રાધવાનુ છે ?"

"બાઇ! મહારાજના જે મહાભકતો હોય તે બધા આ મકાનમા તેમના ચરણારવિદ પાસે રહે છે અને તે બધા સયમીજ હોય છે એટલે બીજાનુ ખાતા નથી પેલી તરફ બીજા સામાન્ય ભક્તજનો માટે ભેગુ ખાવાનુ થાય છે'

"ચાનો નીરાત થઇ ઓહો!" બારી ઉઘાડી મણિ બોલી "આ પાછળ તો એનાયદો બાગજ છેને ?"

"હા!" કહી રઘુનાથ ત્યાથી ગયો

સુખનો સ્વાદ નીરાતે લેવાના હેતુથી મણિ હીંચકે બેસી ગઇ જન્મ લઇ આજે પહેલી વખત તેને આવો નિર્દોષ આનદ મળ્યો હતો તે હીંચકા ખાવા લાગી અને તેણે ધીમે સ્વરે ગાવાનુ શરુ કયુ ધીમેધીમે તેણે ગાવાનુ બધ કર્યું ને વિચારમા પડી તેને સુરેખા સાભરી જો મહારાજ રજા આપે તો તેને પણ મગાવી અહીંઆ સાથે રાખવાનો વિચાર થયો નજર આગળ પાછી મહારાજનીજ મૂતિ આવી તે આકર્ષક લાગી ને એક પલવાર તેણે તે મૂર્તિ મનમાથી કાઢવાનો પ્રયત્ન કર્યો, પણ મન જાણે કોઇના હુકમથી એકજ પ્રવાહમા વહેતુ હોય તેમ તે મૂર્તિ યાદ કરવામાજ તે મશગુલ બની ધીમેધીમે હીંચકા ચલાવતા તેના પગ રહી ગયા. તે સ્તબ્ધ બની બારણા તરફ જોઇ રહી તેની આખે જાણે

સદેહે મહારાજ ત્યાં હોય એમ દેખાવા માંડ્યું છતાં આ સ્વપ્ના જેવું લાગતું અડધા કલાક સુધી મણિની આ સ્થિતિ રહી

જાણે એકદમ મન સ્વતંત્ર થયું હોય તેમ તે સ્વપ્નું જતું રહ્યું તેણે એકદમ આસપાસ જોયું—તે એકલીજ હતી તેનું મન આવું નબળું થઇ ગયું છે તે તેણે આજે જાણ્યું તે ઉઠી ને આમતેમ ફરી થોડી વારે રઘુનાથે રાંધવાની સામગ્રી આણી

"રઘુનાથ! મહારાજનું નામ શું?"

'બાઇ! તેમનું અસલ નામ શું હશે એ કોણ જાણે છે? ઘણુંખરું તો બાલારામ કે એવું કે હતું વારુ તમને વાંચતા આવડે છે?"

"હા"

"ત્યારે મહારાજે જોઇએ તે ચોપડી લાવી આપવાનું કહ્યું છે

"હેઠળ પુસ્તકાલયમાંથી?'

"હા, નહીં તો તમે જઇ લઇ આવજો'

"ના, ના તુંજ લઇ આવની જે હશે તે ચાલશે'

મણિએ રાંધ્યું, ખાધું ને પછી સુની સાંજે ભજનમાં ગઇ, રાતે આરતી થઇ તેમાં ભાગ લીધો અને પાછી પોતાને ઓરડે ગઇ

તેણે જેવી સુવાની તૈઆરી કરી એટલે પાછું તેનું મન સ્થિર થઇ મહારાજની મૂર્તિ ચીંતવા લાગ્યું સવારે જેમ થયું હતું તેમ થવા લાગ્યું મણિએ ઘણીજ દૃઢતાથી તે અમળ દૂર કરવા પ્રયત્ન કર્યો, પણ ક્યાં સુધી તે અદ્દભુત કાંતિમાન્ મહાત્માની ભવ્ય મૂર્તિ જાણે ત્યાં હાજરજ હોય તેમ તેના મનમાં રમી રહી થોડો વખત થયો એટલે એકદમ મૂર્તિ અદૃશ્ય થઇ અને મન પાછું સ્વતંત્ર થયું

કેક ન સમજાય એવી રીતે મહાત્મા તરફ તેને કંટાળો આવ્યો તેને પોતાના નિર્બળ મન તરફ પણ તિરસ્કાર આવ્યો આ

માફક ને તેનુ શા માટે ચિંતવન કર્યા કરતુ હતું? રાત્રે તેને મહારાજના-જ સ્વપ્ના આવ્યા.

બીજે દિવસે પણ મણિએ એજ પ્રમાણે જીંદગી શરૂ કરી સવારના પ્રવચનમા, સાંજે ભજનમા, અને રાત્રે આરતીમા તે મહારાજને જોતી, તેમના શબ્દો સાભળતી આખો દિવસ તે પુસ્તકાલયનો ઉપયોગ કરતી સવારે મહારાજ રઘુનાથ જોડે કૈં ગોળીઓ અને સાકર પ્રસાદ તરીકે મોકલતા તે મણિ ખાતી આ શીવાય મહારાજ કૈં પણ વધારે લક્ષ તેના તરફ આપતા હોય એમ લાગ્યુ નહીં

મણિને ઘણીખરી વખત પેલી રમણી કોણ હશે તે જાણવાનુ મન થતુ, પણ ભજનમા કે પ્રવચનમા તે કેંઈ દેખાતી નહોતી અને દેખાતી હોય તો અનેક બેરાઓ ઝુમટો કાઢી બેસતા તેમાની એક તે હોની જોઈએ એમ લાગ્યુ પેલા ઓરડામાથી તે ઘણી વખત જતી, પણ આરસીવાળુ બારણુ ખસતુ પણ તેણે જોયુ નહીં અને સાથે હમેશા મોહન આવતો હોવાથી કાચમા જોવાનો વખત મળ્યો નહીં

એક બે દિવસમા મણિના શરીરમા અજબ ફેરફાર થવા લાગ્યો રગેરગ લોહીનુ પૂર આવવા લાગ્યુ તેની ફીકકાશ જઈ લાલાશ આવવા લાગી તેના અગેઅગ સૌંદર્ય પ્રાપ્ત કરવા લગ્યા તેને અજાયબી થઈ મહારાજે મોકલેલા પ્રસાદમા કૈં દવા છે એમ વહેમ પડયો, પણ તેને આ નવા જીવનમા એટલો આનંદ લાગ્યો કે કૈં વિચાર કરવા તે રહી નહીં આખો દિવસ ભજન અને પુસ્તકોથી તેની શાંતિ પણ વધી

આખો દહાડો ફુરસદ હોવાથી તેણે પુસ્તકાલયનો સારો ઉપયોગ કરવા માડયો દશ દિવસમા તો તેની માનસિક સૃષ્ટિની મર્યાદા ઘણી મોટી થવા લાગી

# પ્રકરણ ૯ મુ



## સમાજ-ઉદ્ધારિણી સભાની સ્થાપના.

આશરે પાચ વાગ્યાને સુમારે શહેરના એક જાહેર પુસ્તકાલયમા ખુરશીઓ ગોઠવી, મી તરફડદાસ અને ડૉ ધનેશચદ્ર અધીરા બની સભાજનોની વાટ જોતા બેઠા હતા ડૉકટરસાહેબની ધીરજ નહીં રહેવાથી તે અવારનવાર ઉભા થતા, આમ તેમ ફરતા બારણા આગળ ઉભા રહેતા અને પાછા તરફડદાસ તરફ ફરતા

"તરફડદાસ ! આજે ફાગસ થવાનો કેમ કોઇ આવતુ નથી ? જાહેર-ખબર બરોબર આપી હતીને ?" પચીશમી વખત ડાકટરે પુછ્યુ

"ત્યારે શુ મજાક કરી હતી ? કોઇ નહી આવશે તો ફજેતો થશે તમારો "

"શુ લોકો છે ! સુધારવા મથીએ છીએ તોએ સુધરતા નથી ! પણ હવે કરવુ કેમ ? હુ નીશાળના હેડમાસ્તરને તો કહી આવ્યો છુ, એટલે થોડાક છોકરા તો આવશે "

"ત્યારે હજી કોઇ આવતુ કેમ નથી ? ગવસાહેબ ગળીગલાન તો હમણા આવશે જો મજાહ" તરફડદાસ હસ્યો

"અને જોની પેલો મારુતિ પણ મોઢુ દેખાડતો નથી કોણ જાણે ક્યા પડ્યો હશે ? આવી વખતે પણ આળસ ' ડાક્ટરે કહ્યુ

"ને વગના વડા બાપ થવા તે હમેશા તૈયાર વારુ, હારફુલગી લાવ્યા છોને ?

"હા, પણ આ કરશુ કેમ ? આવતુ તો કોઇ નથી '

"લો ! આ સદ્દગૃહસ્થ આવ્યા "

એક દશ વર્ષનો છોકરો, કળશી ચારેક ધુળ મોઢે લગાડી, એક હાથમા લોઢાનુ પૈડુ અને બીજા હાથમા તેને દોડાવવાનો હુક લઇ હાજર થયો

"અરે હા! એને તો હુ ઓળખુ છુ મગન! ઓ મગન!"

"કેમ?" ગભરાતોગભરાતો છોકરો આગળ આવીને ઉભો તેણે એક બે વખત બારણા સામે જોયુ અને ડાકટર મારે કે ધમકાવે તો રપુચક્કર થવાને માટે કેટલી સુગમતા હતી તેનો વિચાર કર્યો

"મગન! તારા ભાઇબધો કયા છે?"

"કાણ જાણે?" શા કારણથી સવાલ થાય છે તે ન સમજતા તેણે નનો જ વાસ્યો તેને અજાણપણે જ્ઞાન થયુ હોય એમ લાગ્યુ કે ના કહ્યામા નવ ગુણ રહેલા છે

"જ્યા હોય ત્યાથી બધાને બોલાવી લાવે તો એક પૈસો આપુ" તરફડદાસે વચ્ચે પડતા કહ્યુ

"આહા!" ડાકટરે કહ્યુ "જા જેટલા છોકરા બોલાવી લાવે તેટલા પૈસા આપુ, પણ જલદી"

છોકરો જોઇ રહ્યો રખડેલ છોકરાઓની કીંમત આટલી બધી વધી ગઇ જોઈ તેની અજાયબીનો પાર રહ્યો નહીં તે મોઢુ વિકાસી ઉભો રહ્યો

"જોયા શુ કરે છે?" તરફડદાસે એક ટપલી મારતા કહ્યુ "જા લે આ એક પૈસો પહેલેથી આપુ છુ દોડ" આડુંતેડુ જોયા વગર છોકરાએ પૈસો લીધો અને તે દોડ્યો

"ડાકટર! કેટલા થયા?"

"પાચ ને વીસ"

"ત્યારે કઇ કરવુ જોઇએ ઠીક તમે ઉભા રહો હુ હમણા જઇને આવુ છુ" તરફડદાસે કહ્યુ.

"અરે કેમ! મને એકલો મુકી જવો છે?" ડાકટરે કહ્યું "તો હું પણ ચાલ્યો. મારો તે કોં છોકરો પરણે છે?"

"નહીં! તમે જાતેજ પરણો એમ છોને" તરફડદાસે ઉત્તર વાળ્યો "જરા થોભો હું સામે હોટેલમાથી લોકોને લઇ આવુ" કહી તરફડદાસ ઝપાટાબંધ દોડ્યો

તેની બુદ્ધિ તીવ્ર હતી તે સામે આવેલા વિશ્રાંતિગૃહમા ગયો, એક 'કપ' ચહા મગાવી, અને આસપાસ નજર નાખી આશરે દશબાર જણાઓ જુદાજુદા પ્રકારની સામગ્રીઓ આરોગતા હતા

"ગુમાનસિંહ! દોસ્ત મીટીંગમા ચાલે છે કે?" મોટે અવાજે તરફડદાસે એક જણને સબોધ્યો ગુમાનસિંહ બેલીફ હતો તેણે આઇસક્રીમની રકાબીમાથી ઉચુ જોયુ

કોણ અધિપતિસાહેબ! નારે મારા મહેરબાન અમારા ગરીબ માણસને મીટીંગ શી?"

"પણ આજે તો મજાહ છે"

"શી?"

"પેલા મહાયોગી જુવાનો ફજેતો છે તેના પોકળો બધા બહાર પડવાના છે"

'હે'" કહી ગુમાને ફરીથી ઉચુ જોયુ અને ત્યા બેઠેલા બધાનુ ધ્યાન ખેચાયુ તેઓ સાભળવા લાગ્યા

"હા! મી મદનલાલ મારુતિ અને ડોકટર ધનેશચદ્ર આજે બધા ભોપાળા ખોલવાના છે મે તો એમ પણ સાભળ્યુ છે કે કોઇ વિધવા આજે ભાષણ કરવાની છે"

"શુ કહો છો?" કહી એકબે જણે ચપચપ પોતાના પૈસા આપી હીસાબ ચુકાવવા માડ્યો

"નહીંરે બાપા! અમે તો સરકારી નોકર" ગુમાને પોતાને લાગતો ડર જાહેર કર્યો "નકામા બધા જાણે કે જાહેર મીટીંગમા ગયો તો પગાર વધતો અટકે"

"અરે ગાંડો થયો છે? એ તો રાજદ્વારી મીટીંગ હોય તો અહીંઆ મામલતદારસાહેબ તો પ્રમુખ છે"

"એમ, ત્યારે તો આવુ"

"હા! જરૂર આવી ગમ્મત દશ વર્ષે પણ ફરી નથી આવવાની" કહી નરકુંડદાસ ત્યાંથી ઉઠયા

ત્યાં બેઠેલા ગૃહસ્થોએ એકેકની સામે જોયું બધાના મનમા રહી ઉત્કંઠા થઇ હતી તે સ્પષ્ટ દેખાતુ હતુ ધીમેધીમે બધા ઉઠયા, અને પુસ્તકાલયના હોલમા ગયા બધાની નજર હોલમા ચારે તરફ નરકુંડદાસ કહેલી વિધવાને શોધવા ગઇ, પણ તે ન જડવાથી બધા જરા નિરાશ થયા, છતા, તેની વાટ જોતા તેઓ ધીમેધીમે ગોઠવાયા

આગલી હારમા હેડમાસ્તર, અને મામલતદારસાહેબની ઓફીસના કારકુનો જેઓ તે સાહેબબહાદુરને કોઇ પણ પ્રકારે રંજન કરવા તત્પર રહેતા તેઓ આવી ગયા હતા મગને પણ પોતાનુ કામ કૃત્તહમદીથી પરિપૂર્ણ કર્યુ હતુ આઠદશ છોકરાઓનુ મહાન સૈન્ય અકેક પૈસાની આશામા પાછળ આવીને બેઠુ હતુ સભામા ત્રીશેક જણાની હાજરી થઇ ગઇ હતી થોડી વારે મદનલાલ મારતિ કોટના બટન ઉઘાડા, અને મોઢુ હસતુ રાખી બંદરમા સ્ટીમર આવે એમ આવી પહોચ્યા તેમણે આસપાસની સભા જોઇ, કોઇને ઇશારાથી તો કોઇને હાસ્યથી, કોઇને હાથથી તો કોઇને ડોકા વતી સલામની આપી અને પ્રમુખની પાસેની ખુરશીમા બેસી ગયા જાણે આ બધી મજલસ તેમના માનાર્થેજ હોય તેવો તેમનો ઠાઠ હતો

પોણા ૭ એક વાગ્યા અને પ્રમુખ પધાર્યા રાવસાહેબ ગંભીરલાલ રૂપા, ગોરા અને ભવ્ય કાંતિવાળા હતા તેમનો રોફ ગામમા પડતો

હતો અને તેમની મીઠી જીભથી તેઓ ઉપરી સાહેબોને ખુશ રાખી શકતા. આ કારણોથી પાત્રીશેક વર્ષની નાની વયમાં તેઓ સારી પદવી પર ચઢયા હતા, અને હજુ ઘણા મોટા થશે એમ બધાનું માનવું હતું તે આવ્યા અને સભા બધી–મગનના લશ્કર શીવાય–ઉભી થઇ.

આ મહાસભાનો કાર્યક્રમ શરુ થયો. હેડમાસ્તરે પ્રમુખને પ્રમુખપદ લેવાનું સૂચવ્યું, અવલકારકુને તેને ટેકો આપ્યો, અને ગભીરલાલ પ્રમુખપદે બેઠા. પછી મદનલાલ મારુતિએ ગભીર સ્વરે ભાષણ શરુ કર્યું. આજે મળવાનું કારણ બધા સભાજનોને જણાવ્યું. આ વખતે મગન અને તેના એક મિત્રને કે ઝપાઝપી થતી સભળાઇ પણ વખતસર તરફડદાસ ત્યાં જઇ પહોંચવાથી એ વિગ્રહ ઝટ શાંત થઇ ગયો. મારુતિએ પછી આપણી અધોગતિ પર વિવેચન કર્યું. 'પ્રેકટીકલ' પગલાની ખામી તરફ તિરસ્કાર બતાવ્યો, વિધવાઓના દુઃખનો કંઈ ખ્યાલ આપ્યો, સભાજનોને સૂચવ્યું કે જ્યાં સુધી ન્યારી બુદ્ધિ–એટલે મારુતિ, ધનેશચંદ્ર અને તરફડદાસરૂપી ત્રિમતિની, બુદ્ધિ–પ્રમાણે દુનીઆ નહીં ચાલે તો તે જરુર પસ્તાશેજ, અને સદ્ભાગ્યે આ શહેરમાં એ ન્યારી બુદ્ધિ પેદા થઇ છે, અને એ સારી બુદ્ધિ હવે દુનીઆને કેવી ગોચ પર લઇ જશે તેનો ખ્યાલ આપ્યો.

આટલે સુધી આવતાં હોટેલમાંથી જે ગૃહસ્થો આવ્યા હતા તેમાંથી બે જણાને ધારેલું તોફાન કંઈ ન જડવાથી જવાની પ્રેરણા થઇ હોય એમ તેને લાગ્યું. તરત તરફડદાસે તેમને સૂચવ્યું હતું તે પ્રમાણે તે મહાયોગી પર આક્ષેપ કરવા લાગ્યા, અને અડધો કલાક પુરો થતાં શ્રોતાજનની સંપૂર્ણ મહાનુભૂતિ સાથે તેમણે પુરવાર કરી આપ્યું કે બીજા બધા અત્યાર સુધી ખોટા હતા, માત્ર હમણાંજ એ પોતે ખરા હતા, અને તેથી હવે જરુર દુનીઆનો ઉદય થયા વિના રહેવાનોજ નથી. આ સિદ્ધાંતો કહ્યા પછી સમાજ–ઉદ્ધારિણી સભાની સ્થાપના માટે તેમણે દરખાસ્ત

મુકી સભાજનોએ તાળીઓના છુટાછવાયા ટપટપાટથી અને મગનના સૈન્યની ઝુમેથી આ દરખાસ્ત વધાવી લીધી

ધનેશચદ્રે તેને ટેકો આપ્યો તે ઝપઝપ જેટલુ બોલવુ હતુ તેટલુ બોલી ગયા અને વધારામા એમ પણ કહ્યુ કે આ સમાજ-ઉદ્ધારિણી સભાને અગે અનાથાશ્રમ કાઢવાનુ છે, અને સાથે 'પ્રેક્ટીકલ' પગલાનો ઝુડો પણ લેવાનો છે પ્રમુખસાહેબે પછી પોતાનુ કામ શરૂ કર્યુ, અને ઘણી મહેનતે તૈયાર કરેલુ, ઘણા વાચનના પરિણામરૂપ, વણાવણા ભયકર વિદ્વાનોના શબ્દોના ટાચણથી ભરપૂર, એવુ એક ભાષણ આ વિદ્વાન્ અને જોખમદારી સમજનારા સભાજનો આગળ રજુ કર્યુ

તરફડદાસે પ્રમુખનો ઉપકાર માન્યો કોણે તેને ટેકો આપ્યા તે કે ગડબડાટમા સમજાયુ નહીં મારુતિએ પ્રમુખને હાર પહેરાવ્યો, અને તે પછી છાનામાના પુછયુ

"કેમ કાલે કલેકટરસાહેબને ત્યા લઈ જવાની ફુરસદ છે? હોય તો આવુ"

"હા! જરુર" કહી પ્રમુખ નમ્યા સભા હર્ષના આવેશમા પોકાર કરી રહી, અને આ શહેરના ઉદ્ધાર માટે મોટુ ભગીરથ પગલુ લેવાનો પ્રસગ પુરો થયો

છેલ્લી વારે તરફડદાસ અને ડાકટર રહ્યા તરફડદાસે તાળી આપી 'કેમ દોસ્ત! કેવી ફતેહ? મને ખાત્રી હતી'

"હારે સત્યમેવ જયતિ"

"હા, ચાલો હવે હુ જાઉ હવે કાલે રીપોર્ટ લખવો છે"

"જોજે હા, બરોબર આવે"

"ફીકર નહીં" કહી મગનને પૈસા આપી તરફડદાસ પ્રેસ તરફ ગયા

× × × ×

બીજી સવારે 'માર્તડપ્રકાશ' મા પાચ પાના ભરીને આ સભાનો સવિસ્તર હેવાલ આવ્યો ઉપર મોટા અક્ષરે "ગુજગતમા

સુધારાનો ડંકો" અને "સમાજ-ઉદ્ધારિણી સભાની સ્થાપના' છાપવામાં આવ્યું હતું સભામાં કેવા મહાન્, વિદ્વાન્, જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ પુરુષો આવ્યા હતા, કોણે શું કહ્યું—અથવા ન કહ્યું હોય તોપણ, તે શું કહેવા ધારતા હતા—અને કહેવા ન ધારતા હોય પણ, તરફડદાસ તેમની પાસે કેવા ભાષણની આશા રાખતા હતા તેની પુરેપુરી નોંધ લેવામાં આવી હતી ઠેકાણેઠેકાણે મીલ, સ્પેન્સર, રાનડે, તેલંગના વાક્યોનો છટકાવ કરવામાં આવ્યો હતો, અને તે સભાના અગ્રેસરો આખા દેશમાં—કે આખી દુનીઆમાં અગ્રેસર શા માટે થતા નથી એવો પ્રશ્ન હીંમતથી અને છટાથી પુછવામાં આવ્યો હતો

આ હેવાલ ગુજરાતના બધા પત્રોમાં આવ્યો, મુંબાઈના બધા પત્રોએ તે ટુંકો કરીને લીધો, અને અંગ્રેજી પત્રોએ પણ થોડો વચનો લીધો સંસારસુધારાકમીટી તરફથી ગંભીરલાલને અભિનંદનપત્ર મળ્યો, ધારાસભાના એક સભ્ય તરફથી મારુતિને તેના ઉત્સાહ માટે ધન્યવાદ મળ્યો, કલેકટરસાહેબે સમાજ-ઉદ્ધારિણી સભાના ફંડ તરફ રૂ ૪) અંકે ચાર મોકલી આપ્યા, અને 'માર્તંડપ્રકાશ'ની બાર નકલ વધારે ખપી

તરતજ આ આશાવંત નરરત્નોએ ઉઘરાણું કરવા માંડ્યું અને અનાથાશ્રમ માટે હીલચાલ શરૂ થઈ

## પ્રકરણ ૧૦ મું

---

### પેલી રમણી

મણિ શરીરે અને મને વિકાસવા લાગી, અને જેમ વિકાસ વધ્યો તેમ એના મનની પીડા પણ વધી ઘર, ધણી, છોકરા એ બધી વસ્તુની અણપુરાયલી હોસ ફરી તાજી થઇ અને તેના મનને દુખા કરવા લાગી પ્રવચનમા આરતી વખતે તે જતી ત્યારે તેને પોતાનામા અને બીજા બેઠેલામા ફેર હતો તેનો વિચાર આવતો, અને તે રહેસાઇ જતી તેને ધીમેધીમે પાછો હતો તેવો અસંતોષ થવા લાગ્યો અને જેમ અસંતોષ વધ્યો તેમ પેલી પલવાર દીઠેલી રમણી ફરીફરીને યાદ આવી એવી કોઇ સહીઅર અહીંઆ મળે તો કેવુ !

એક દિવસ સવારે પ્રવચનમા એક બનાવ બન્યો. મહારાજે પ્રવચન પુરુ કર્યુ, આરતી થઇ રહી, અને તે ઉઠ્યા મહારાજ પોતાની છટાદાર ચાલે શ્રોતાજનના ઝુંડમાથી જતા હતા ચારે બાજુએ ભકતજનો પગે લાગી રહ્યા હતા. એટલામા બારણામા એક બાઇ, રખેને મહારાજ ચાલ્યા જાય તો દર્શન વિના રહી જાય એમ ધારતી, હાફ્લીફાફ્લી આવી તે પરગામથી ચાલી આવી હોય એમ લાગતુ હતું તેણે ઝપાટાબધ આજુબાજુ ઉભેલા લોકોને હડસેલી કાઢયા ને તે આગળ આવી તે આવી અને સામેજ મહારાજ જતા મળ્યા મળતાને વાર બાઇ ચમકી, તેણે સાથે આવેલા મરદનો હાથ ઝાલ્યો અને બધા સાભળે એમ જોરથી બોલી

"કોણ આ ! આ મહારાજ ?" તે ડોસીએ ચીસ પાડી, "આ તો મુઓ માવજી તો છે ! મુઆ મારી ભાણી કયા ?" કહી સ્ત્રીએ મહારાજ સામે હાથ લબાવ્યો.

ભક્તજનોમા વીજળી પડી હોય એમ ગભરાટ થયો આમ બેઅદબીથી મહારાજ સાથે બોલવુ, કે આક્ષેપભર્યા વચનો કાઢવા, એ તેમને મન ધૃષ્ટતાની પરાકાષ્ઠા હતી, અને મહારાજ સબધી એટલી ગપો ચાલતી કે દરેક જણને આ શુ છે તે જાણવાની જીજ્ઞાસા થયા વિના રહી નહીં બધાએ ડોકા લબાવ્યા, બધા આગળ આવવા ધસ્યા મણિ તો પાસેજ બેઠી હતી એટલે બધુ જોવાય અને સભળાય એમ હતુ

એક વિપળ મહારાજે અદરના ઓરડા તરફ જોયુ આ બાઇને વટીને જવાય એમ નહોતુ તે બાઇ તરફ ફર્યા અને મીઠુ રસીલુ હાસ્ય હસી તેને પુછ્યુ "બાઇ તુ કોણ છે ' શુ દુ ખ છે ?" મહારાજ મોટેથી બધા સાભળે એમ બોલ્યા, તેના સ્વરમા જરા પણ ધુજારો હતો નહીં

છતા મણિની તીવ્ર નજરે મહારાજની આખમા તરવારની ધારના જેવુ તેજ દીઠુ તેની ભ્રકુટિ પર કરચલી વિના રુદ્ર બીરાજેલા જોયા

એ પળ બધા શાત રહ્યા નવી બાઇ પહેલા તો ગભરાઇ પછી જાણે જોરજુલમથી વગરઇચ્છાએ કબુલ થતી હોય તેમ દબાઇ ગઇ ને માથુ નમાવ્યુ મહારાજના ચક્ષુઓ વધારે સ્થિર થયા સ્ત્રીએ આખો મીંચી દીધી ડોકુ છાતી પર નમાવ્યુ ધીમેધીમે જાણે કોઇ તેને માથે દબાવતુ હોય તેમ તે વળી અને મહારાજને પગે પડી

"મહારાજ ! ક્ષમા કરો" ભોય પર પડી જતા સ્ત્રીએ કહ્યુ

"મોહન ! આ બીચારી કોઇ દુ ખી જીવ છે, એને ભક્તો રહે છે ત્યા લઇ જા અને તેની આસનાવાસના કર" કહી જાણે કૈં થયુ જ નહી હોય તેમ મહારાજ ચાલ્યા

ભક્તજનો સ્તબ્ધ થઇ ગયા મહારાજનો પ્રભાવ જોઇ તેમની શ્રદ્ધા વધારે દઢ થઇ તેમનો જયજયકાર બોલતા બધા વીખરાઇ ગયા.

મણિ ઉઠીને પોતાના ઓરડામા ગઇ અને આ પ્રસંગ પર વિચાર કરવા બેઠી પહેલા તો કે વિચિત્ર અનુભવો તેને મહારાજ તરફ થયો. મહારાજની સ્થિર આંખોની યાદે તેનામા ગભરાટ પેદા કર્યો જરુર એ માણસ કોઇ ભયંકર, અડગ અને ક્રૂર પુરુષ છે એ બાઇ તદ્દન નિર્દોષ છે મહારાજને જે કે પણ તેણે કહ્યુ તે કંઈ સાચુ જ છે એવા તેને વિચાર આવ્યા મહારાજે પોતાના જાદુથી તે સ્રીને વશ કરી એમ તેને ખાત્રી થઇ આ વિચારો પરથી મહારાજ કોણ હશે અને એ શા કારણે આટલી સત્તા ચલાવી શકે છે એ જાણવાની તેને ઇંતેજારી થઇ

એટલામા મહારાજની તેજસ્વી મૂર્તિ તેની નજર આગળ દહાડામા બે વખત ખડી થતી હતી તેમ ખડી થઈ તેના વિચારો ગોટાળા થયા તે મહારાજ તરફ વળ્યા પહેલા થોડો વખત તે વિચારો સામે થઇ, પણ પછી જોર નહીં ચાલવાથી તાબે થઇ હમેશની માફક વખત પુરો થતા એ વિચારો પણ પુરા થયા

મણિને અન્તમ આ વિચિત્ર માનસિક સ્થિતિની સમજ પડી જેમ મહારાજે આજે પેલી સ્રીને વશ કરી હતી તેમ પોતાને વશ કરવા દરરોજ મહારાજ મથતા હશે, અને જેટલો વખત તેમ મથતા હશે તેટલો વખત પોતાની માનસિક સ્થિતિ આવી વિચિત્ર રહેતી હશે આ ભાન થતા તે ગભરાઈ મહારાજ એક દુષ્ટ રાક્ષસ હોય તેમ તેને ત્રાસ વછુટયો

શા કારણે મહારાજ આમ કરતા હશે? તેનામા ભક્તિભાવ પેદા કરવા? તેને ગાંડી બનાવવા? શું મહારાજ પણ બીજા માણસોની માફક નીચ, અને અનીતિમાન હશે? આવા આવા અનેક તર્કવિતર્ક કરતા તેનો દહાડો ગયો પળેપળે તેને મહારાજ વધારે અકારા થતા ગયા

બપોરે તે નિશ્ચય પર આવી તેણે મહારાજને રઘુનાથ જોડે કહાવ્યું કે ફુરસદ હોય તો મણિ મળવા માગે છે મહારાજને ફુરસદ હોવાથી તેને તરત બોલાવી અને તે ગઇ જે ઓરડામા તે પહેલા મહારાજને

એકલી મગી હતી તેની પાછળ એક ઓરડામા હીંચકા પર તે બેઠાબેઠા વાચતા હતા, મણિને જોઇ તેમણે તેને ભોય પર બેસવા સૂચવ્યુ

"કેમ ?" જરાક હસતા મહારાજે પુછયુ

"મહારાજ ! આજે પંદરવીશ દિવસ થયા હશે મારુ નું આમ ને આમ કયા સુધી ?"

"કેમ કંઈ અસતોષનુ કારણ મળે છે ?"

"ના મહારાજ ! પણ મારો સ્વભાવ વિચિત્ર મને આમ બાંધી પડી રહેવુ નથી ગમતુ"

"પ્રભુનુ ભજન કર"

"તે પણ નથી થતુ મારે તો અવતારનો લહાવો લેવો છે આમા રાત અને દિવસ તેનુજ ચીંતવન કર્યા કરુ છુ"

"બીજુ કશુ મનમા આવતુજ નથી ?" જરા તીવ્ર નજરે મણિ સામે જોતા મહારાજે પુછયુ

"હા ! દહાડામા બે વખત આપની મૂર્તિ નજર આગળ આવે છે પણ મારી ઝખના જતી નથી"

"જશે 'ઉતાવળા સો બહાવરા' અહીંઆ દુ:ખ શાનુ છે ? મારા ભકતોને હુ જરા પણ દુ:ખ પડવા દેતોજ નથી" કહી મહારાજે કંઈ વિચિત્ર રીતે મણિ સામે જોયુ

મણિ ચમકી આવી નજર મહારાજ કરે ? તેણે તેની સામે જોયુ તો તેનુ મો તેવુજ ગભીર હતુ મણિને લાગ્યુ કે આ વિચાર બરાબર સમજાતા હશે તેણે કહ્યુ

"મહારાજ, આપ તો સર્વશક્તિમાન્ છો પણ આમ ને આમ જ રહીશ તો હુ કંઈ કરી બેસીશ માટે મને રસ્તો બતાવો"

"બતાવીશ ! ગભરાય છે શાની ? મારા ભકતો મારા છે અને હુ તેમનો છુ અહીંઆ ને અહીંઆજ તારી બધી વાછના પુરી થશે હમણા જા, પરમ દિવસ હુ મળીશ"

મણિએ નમસ્કાર કરી રજા લીધી, અને મહારાજ પર ગુસ્સે થતી પાછી આવી તરત તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં, પણ થોડી વારે તે ટાઢી પડી વખત છે ને તેના મનની બ્રમણુતાએ હોય ઘણી મહેનતે મનને શાંત કરવાના પ્રયત્ન કર્યાં છતા પણ તેનું હૃદય પાછું ઉછળી આવ્યું શા માટે બધા સુખી અને પોતે દુખી? એવી પોતે શી ગુનેહગારી કરી હતી?

આજ પડી—હમેશનો સમય થતા જે સાંજે અડધો કલાક મહારાજની-જ ધુન લાગતી હતી તે કૈં લાગી નહીં. તેને અજાયબી લાગી આખરે થાકી તે બારીએ ઉભી રહી નીચે આવેલી નાની વાટિકાને ચારે તરફ-થી બંધ કરી લેવામા આવી હતી તે તરફ એ જોઇ રહી અહીંઆ કેમ કોઇ આવતુ નથી? કયે રસ્તેથી ત્યા જવાનુ હશે? એ શા માટ રાખી હશે? આવા વિચારમા તે તલ્લીન થતા વખત વહ્યો રાત પડી

કૈંક વિચિત્ર રીતે બાગમા કોઇ ધીમેધીમે ચાલતુ હોય તેમ લાગ્યુ એ કોણ હશે તે જોવા મણિ આંખો ફાડી જોઇ રહી કો- આવ્યુ અને એક કાકરો ફેંક્યો મણિ વાગવાની બીકે ખસી ગઇ કાકરો ભોંય પર પડ્યો તેને એક કાગળ બાધેલો હતો મણિએ તરત કાકરો ઉચક્યો, દોરી તોડી અને કાગળ ખોલ્યો તેની અજાયબીનો પાર રહ્યો નહીં તેમા લખ્યુ હતુ.—

"અભાગણી નાર,

અહીંઆ તારે માથે મોટો ભય ઝઝુમે છે. એક પળ પણ રહેવુ તેમા સલામતી નથી નાસી છુટ

લી० એક મિત્ર"

મણિ તરત બારીએ દોડી, પણ નીચે કોઇ દેખાયુ નહી આ કાગળના છેલ્લા શબ્દો પરથી પેલી પગથાર જોએલી રમણી તરફથી તે આવ્યો હોય એમ લાગ્યુ

શુ ડર હશે ? જો કૈં ડર હોય તો મણિને વધારે સારુ લાગ્યુ, કારણ કે તેના નીરસ જીવનમા કૈં તેથી વધારે રસ આવત પણ આ કાગળ લખનાર જો પેલી રમણીજ હોય તો આમ ચેતવણી આપવાનો તેને શો હેતુ હોઇ શકે ? મણિએ બારી બહાર જોયુ અને જાણે આત્મોક્તિજ કરતી હોય તેમ બોલી

પ્રભુ ! હવે તો કે રસ્તો દેખાડ એ સીવાય કે આરો નથી ''

મણિએ ધાર્યું હતુ એવીજ આ યુક્તિની અસર થઇ નીચે કોઇ નપાઇને ઉભુ હતુ તે ત્યાથી ખસ્યુ કૈં ધોળો આભાસ બાગમા થઇ ચાલ્યો ગયો

એ આભાસ કોનો છે, અને તે શુ કરવા માગે છે તેનો વિચાર કરતી તે ઉભી રહી કયા સુધી કોઇ દેખાયુ નહીં મણિને ચિંતા થઇ, તે બારીએથી નીચી વળીવળી જોવા લાગી, પણ કોઇ આવતુ જતુ દેખાયુ નહી

પાછળથી, કોઇ ઓરડામા આવતુ હોય એમ તેને લાગ્યુ ને એકાએક ધ્રુજી ઉઠી પાછળ ફરી અને તેનો શ્વાસ જાણે અટકી ગયો હોય એમ લાગ્યુ

તખ્તા પાછળ એક પલવાર જોએલી રમણી સામે ઉભી હતી

## પ્રકરણ ૧૧ મું

### બે મણિઓ

મણિ આ રમણીને જોઈ સ્તબ્ધ બની ઉભી રહી રમણી પૃથ્વીની હોય, માણસ જાતની જાણે નહીં હોય એમ તેને લાગ્યુ નહીં તેના સુંદર મુખ પર તંદુરસ્તીની ભભક મારતી હતી, તેની આંખોમા ભલાઇ અને નિર્દોષતા સ્પષ્ટ દેખાતા હતા એ ઉપરાંત તેના અંગે અંગની ખીલવટ અદ્દભુત હતી, માથાથી પગ સુધી શરીરનો નાક અંગમરોડ અપૂર્ણ નહોતો તેને જોતા મણિને પણ ખ્યાલ આવ્યો, કે આ રંભા કોના ભાગ્ય ખીલવતી હશે ?

"કોણ, તમે ?"

"હા !" જાણે કોઇ સાભળી જશે તેમ ધીમે અને બીતે અવાજે તેણે કહ્યું "ચાલ તને રસ્તો બતાવુ"

"પણ એવો અહીંઆ ડર શો છે ?" મણિના પોતાના મગજમાં ખ્યાલ આવ્યો કે આ સ્ત્રી કંઈ કારણસર ડરે છે અને પોતાને અહીંઆથી કાઢી મુકવા પ્રયત્ન કરે છે

"બહુ ડર છે એ વાતજ જવા દે તારે જીવતા જવુ હોય તો નાસી જા"

"પણ શા માટે ? આવા પ્રતાપશાળી મહારાજના આશ્રય હેઠળ ભય શાનો ?"

"તને ખબર નથી ?" ધ્રુજતે અવાજે નીચા નમી રમણીએ કહ્યું

"ના"

"મહારાજ ખરાબ છે બીજી રીતે મહાત્મા છે પણ જરા-વહી આ સ્ત્રીએ જરા નીચુ જોયુ 'બાગ માણસે અહીંઆ રહેવુ જોઇએ નહીં"

"ત્યારે તમે કેમ રહો છો? તમે સારા માણસ નથી?"

"તેની તારે પંચાત!" જરા કપાળ પર કરચલી પાડી નવી સ્ત્રીએ કહ્યું.

"હાસ્તો! તમે મને બચાવવા આવ્યા તો મારે જાણવું તો જોઈએ કે તમે કોણ છો. તમારું નામ શું? હીંચકા પર બેસો, ઉભા શા માટે રહ્યા છો?"

"મારું નામ મણિકર્ણિકા." કહી તે થાકીને હીંચકા પર બેઠી.

મણિ ચમકી. તેણે મહારાજને પહેલી વખતે પોતાનું નામ કહ્યું હતું ત્યારે તે જરા ચમક્યા હતા તેનું કારણ કંઈક જડયું. "મારું નામ પણ મણિ! હું તમને કર્ણિકા કહું તો ચાલશેને?"

"ગમે તે કહે, પણ ચાલ કોઈ આવી પહોંચશે."

"પણ હું શું કામ જાઉં? હું અહીંઆ મોજમાં છું." મણિએ જવાબ દીધો.

"તારે હમણાં જવું હતુંને?"

"ખોટી વાત." ખડખડ હસતાં મણિએ કહ્યું. તેને કર્ણિકા ભલી બાઈ લાગી એટલે તેના ભોળપણ પર તે હસવા લાગી. "મારે તો અહીંઆજ રહેવું છે."

"કેમ! તારી આબરુ વહાલી નથી?"

"તમારી જોડે મારે બહેનપણાં કરવા છે."

"મુઈ ગયાં તારાં બેનપણાં! જા ચાલી જા. મારું કહ્યું માન. પાછળથી પસ્તાશે."

"મારે કયાં કંઈ આગળ ઉલાળ છે કે પાછળ વરાળ છે?"

"કેમ, તારા માબાપ શું કહેશે? તારી આબરુનું શું?"

"મારે મા નથી, બાપ નથી, આબરુ હતી તેટલી ચાલી ગઈ." જરા કંઈ ખપૂણા અવાજે મણિએ કહ્યું, "રહું તોએ ઠીક છે ને જાઉં તોએ ઠીક છે."

"શું કહે છે?" ચમકીને કર્ણિકાએ કહ્યું.

"સાચુ "

" તુ નહી જાય ? જા, બહેન જા ! તારા સારાને સારુ કહુ છુ " જરાક કરગરવાનુ શરૂ કરતા કર્ણિકાએ કહેવા માડ્યુ તેનો સ્વભાવ એટલો પોચો લાગ્યો કે કહેતાકહેતા તેની આખમા આસુ આવ્યા

"ઉં–હુ–" મણિએ ડોકુ ધુણાવ્યુ "મને નગાડી મુકવાનુ કારણ કહો "

" કહુ છુ તો માત્ર તારા ભલાને માટેજ આજે એક પત્રમા મે વાચ્યુ

ગ ' '

જો આ રહ્યુ " કહી 'માર્ગ ઉપકારક ' નો ને હિમનો અક હાથમા આપતા કર્ણિકાએ કહ્યુ "વાચ "

મણિએ વાચ્યુ

' જોઇએ છે, જોઇએ છે જોઇએ છે

એક સ્વરૂપવાન્, વિદ્વાન્ નીતિમાન વિધવા પરણવા માટે, એક રૂપવાન્ ગુણવાન્ ધનવાન્ વિધુર તૈયાર છે

નીચે અથવા મળો —

મહ મત્રીઓ–સમાજ–ઉદ્ધારિણી સભાની

ઓફીસ, ચૌટા '

' અહીઆ રહ્યા કરતા આ સારુ '' કહી કર્ણિકાએ કાગળ સામે હાથ વધ્યો

પણ અહીઆ ખોટુ શુ છે ? મહારાજ તો મારા પર રહેમનજર રાખે છે '

તેજ ખોટુ ને

" ત્યારે અહીઆ રહીરહીજ સમાજ–ઉદ્ધારિણી સભાના મત્રીઓને મળીશ " મણિએ કહ્યુ

' તે મહારાજ નહીં કરવા દે આ શુ ખોટુ છે ' '

"આ તો જાણે ભાડે ઘર જોઇતું હોય એવી જાહેરખબર લાગે કે પહેલાં જોઉં તો ખરી કે આ મહેરબાનો કેવા છે? લોકોના ભલમનસાઇ પર મારો વિશ્વાસ દિવસેદિવસે ઉઠતો જાય છે અહીંઆ ગ્યારસીઆ બધું થશે"

"મહારાજ નહીં થવા દે"

"કેમ?"

"તે વિધવાવિવાહના દુશ્મન છે"

"પણ તમે તો કહો છો કે ખરાબ છે"

"હા તે બધું, પણ પુનર્લગ્ન તેમને પસંદ નથી

"તો પણ ઠીક! પણ હું તો અજાણ્યા ઠેકાણામાં ઝંપલાવવાની નહીં કાલે સવારે તપાસ કરીશ"

"તું નહીં જાય ત્યારે?"

"ના"

"માગ ભોગ જાગશે" કહી ખિન્નવદને કણિકા ઉઠી અને જવા માંડ્યું

'ના! ના!" બહુ જોરથી ના કહેતાં તેણે કહ્યું

મણિએ ઝટ ઉઠી તેનો હાથ પકડ્યો 'બહેન' શાના માગ જાગશે? મારો સ્વભાવ જરા આડો છે તેથી હું નથી જતી, પણ તમને શું દુઃખ છે? તમે કોણ છો તે મારે જાણવું છે મને પહેલેથી થયું કે આપણે બેનપણીઓ થઇએ તો કેવું? હું પણ સમાજમાં એકલી છું" મણિને જરા ખિન્નતા આવી 'તમે પણ ભલી અહીં એકલાં છો?"

"ના, હું સુખી છું મારે દુઃખ નથી તું આવી ત્યારથી દુઃખ થયું'

"માગ આવવાથી દુઃખ થયું' એવું મેં શું કર્યું?' આ પૂછતાં મણિનું કોમેલ મગજ અનેક તર્કવિતર્ક કરી રહ્યું હતું તેને આ વાતનું રહસ્ય જાણવું હતું તેના નીરસ જીવનમાં કંઇ રસ રેડાયો

"બહેન, તું શું કરે ? મારું નસીબ."

"મારા આવ્યાથી મહારાજ તમારા તરફ બેદરકાર થઈ ગયા ?" માત્ર શું છે તે જાણવા મણિએ કલ્પના કરી પ્રશ્ન કર્યો ને ઝીણી આંખે કર્ણિકા સામે જોઈ રહી.

પ્રશ્ન સાંભળી કર્ણિકા જાણે ગભરાઈ ગયેલા જેવી થઈ ગઈ. તેને ફટકો પડયો હોય એમ લાગ્યું ને બોલી: "ના ના."

"ના શું હા! સાચું કહી દોની. અત્યાર સુધી તમે એકલાં હતાં. મહારાજે મને જોઈ ને તમારાં માન ઘટયાં."

"હેં! તે ક્યાંથી જાણ્યું ?" વધારે ને વધારે ગભરાતાં કર્ણિકાએ પ્રશ્ન કર્યો.

મણિ પોતાની હોશિયારી પર હસી. "મેં! એમાં શું ? તમારી વાત પરથી સાચી પામે. કંઈ ખાસ જાદુ નથી. આપ તેથી મને જવાબ કહો છો ?"

જવાબ દેવાની શક્તિ નહીં હોવાથી નીચું માથું કરી કર્ણિકાએ હા કહી.

"ગભરાઓ નહીં, બહેન! એમ હશે તો હું દુખી છું, એમ્હી છું. કોઈને દુઃખ દેવા આવી નથી અને તેથી તમારા સુખ ખાતર કહો તે કરીશ," મણિએ કહ્યું.

"હા, એમ કરે તો સારું."

"તમે મહારાજનાં પરણેતર છો ? મહારાજ તો બ્રહ્મચારી છે એમ લોકો કહે છે ને ?"

"કોઈને કહેતી નહીં," ધીમેથી કર્ણિકાએ કહ્યું. "લોકો બ્રહ્મચારી માને નહીં તો પછી માન કેમ પડે ?"

"એટલે એમના માન ખાતર તમારે જન્મકેદ વેઠવી ?"

"હોય! ગમે તેવા પણ મારે મન તે પ્રભુ કે પરમાત્મા જે. તેમને માટે જીવ આપવા હું તૈયાર છું."

"કેટલા વરસ થયા પરણ્યા છો? તમે મારાથી બેચાર વર્ષે મોટા દેખાઓ છો" મણિએ કહ્યું

"હું પરણી નથી" જરા કચવાઇ કર્ણિકાએ કહ્યું "મને બાવીશ વર્ષ થયા, પણ એ બધું પુછે શું કામ? તું ક્યારે જાય છે?"

"હું કૈં એમ ને એમ જાઉં કે?" જરાક હસીને મણિએ કહ્યું "પરમાર્થ કર તો ખરી પણ જાણું તો ખરી કે આ બધું શું છે પણ મને વિચિત્ર તો એ લાગે છે—"

"શું?"

"કે કેટલા વર્ષ થયા નાથના જાણ્યા વગર તમે રહી શક્યા છો?"

"હું મહારાજને મળી ત્યારે એક માસી રીનાય કોઇ હતું નહી અને— કહી કર્ણિકા અટકી

"મહારાજનું મુળ નામ માવજી" એકદમ સવારના પ્રસંગની સમજ પડતા મણિએ કહ્યું

"તે એમ જાણ્યું?" એકદમ ડાળા કાઢી કર્ણિકાએ પુછ્યું

મણિ હસી

"તું તો બધું જાણે છે"

"હું કૈં નથી જાણતી એ તો કે વાતો કરતા મે જાણ્યું" વાત ઉડાવતા મણિએ કહ્યું પેલી સ્ત્રી માની ગઇ ને ત્રણી ભલી હતી

"તું જાય છે?"

"હા! પણ તમારી બધી વાત સ્પષ્ટ રીતે કહો તો જાઉં મને પેલું 'માર્ત ડપ્રકાશ' આપો, વખત છેને ખપ લાગે"

"મારી શી વાત કહું? હું ખાઉં છું, મારા નાથને રીઝાવું છું મારી વાત પુરી થઇ"

"ઉ—હુ" મણિએ ડોકુ ધુણાવ્યુ "તમે કોણ છો? મહારાજ પાસે કેમ આવ્યા? એમ વાત ઉડાવશો તે નહીં બને હુ જાઉં, પણ મારા જવાની કીંમત તો આપવી પડશે"

"મારી વાત!" કહી દીનમુખે કર્ણિકા મણિ સામે જોઇ રહી "શુ કહુ? છ વર્ષ પર હુ મારા માસી અને બાળક સાથે રહેતી હતી"

"બાળક!"

હા! મારો છોકરો

'તમે પરણેલા હતા કે કુવારા?"

'હુ વિધવા હતી" મણિના હૃદયમા અનુકપા પ્રસરી રહી "ત્યા મહારાજ આવ્યા હુ તેની પાછળ ગાડી થઇ ગઇ સઘાને છોડી હુ તેમની સાથે ગઇ'

' પણ તે શુ તે વખતે પણ અહીંઆજ હતા?"

"ના, એમણે યોગ સાધવા માડ્યો હતો મારા આવ્યા પછી એમની આબરૂ અને માન વધારે વ'યા'

'એ પણ ખરૂ! પછી"

'પછી શુ? મારે મન મહારાજ તે પ્રભુનો અવતાર છે હુ સુખી છુ કોઇક વખત મારો નરેદ સાભરે છે, પણ મહારાજના સ્નેહ આગળ મને આખી દુનીઆનો હીસાબ નથી

"સાબાશ! પણ બીચારા છોકરાના

'ના, મારી માસી તેને ઉછેરશે મે કહ્યુ હતુ કે નહી તો મારી બહેન મુબઇમા છે તેને સોપી આવે તેને છોકરા નથી બને સુખમા હશે"

'ત્યારે મને હાકી કાઢો છો તે તમારા સુખને વાસ્તે?'

"હા! એટલી મહેરબાની કરે તો—"

"હા! દુનીઆમાં મારે માટે તો ડરવાને ઠામ નથી. કર્ણિકા બહેન! તમે તો ભાગ્યશાળી છો કે આમ છ વર્ષ થયાં સુખ મહાલો છો. મારી પણ તમારા જેવીજ સ્થિતિ હતી, પણ મારે નાથ નહોતું, જેટલાં સગાં હતાં તે દુશ્મન હતાં. એક પાપી ચંડાળે મને ફસાવી. મને વશ કરવા તેને બહુ વીનવ્યો પણ મરદ જેવા સ્વાર્થી અને ચંડાળ કે જોયા છે? તેણે મને રખડતી રહેવા દીધી."

"એમ? પછી?"

"પછી શું, મને હલકાં રખ્યાં. મા, સાસુ, બધાં પાછળ લાગ્યાં. બધાં કહે કે કોઇપણ પ્રકારે અમારા કુટુંબ પરથી કલંક કાઢ. હું અડગ રહી. મારું મન સમાગનો લ્હાવો સોના સમાન હતો. શા માટે મારે છોકરું નહીં? મેં શું ગુનેહગારી કરી હતી? મેં ના પાડી. બધાએ મારા પર કેર વર્તાવ્યો. હું ઘેરથી નાસી ગઇ."

"એમ?"

"હા! મારી સુરેખાને ચાલીશ વરસામાં પરદેશને વશ છોડાવી અહીંઆ આવી. કર્ણિકા બહેન! કહો, ડાહ્યું દુઃખી હું કે તમે?"

"ત્યારે બોલ મારા મહારાજ કેવા સારા?"

"હા! મારા તો ખરાબનો." મણિને હસવું આવ્યા વિના ન રહ્યું. ની આ માનની ભલમનસાઇ! "હવે તમે કહો છો કે જા! હા બહેન હા! હું જાઉં છું. તમે સદા ભલે સુખી થાઓ."

"ના! એકલાના સુખની વાત નથી."

"કેમ?"

"મહારાજ યોગ સાધે છે, અને જો આડે માર્ગે વધારે જાય તો યોગભ્રષ્ટ થઇ જાય."

"તો શું દુનીઆ ડુબાઈ જવાની હતી?" ખડખડ હસતાં મણિએ કહ્યું "મહારાજને માટે તો મને જરા પણ દયા નથી આવતી તમારે માટેજ જાઉં છું

'બહેન! તું સુખી થશે ગભરા નહીં હું શું કરું કે મારો સ્વાર્થ રહ્યો છે તું બહુ ભોળી છે એટલે અહીંઆ તારું કામ નહીં નહીં તો તને બહેન તરીકે રાખત '

"ચાલને તમારો પરમાર્થ!"

"હા! પણ મારી બહેન છે, તે ચંદુલાલ શેઠ મુંબાઈમાં ઠેકાણે રહે છે તેની ધણીઆણી છે પ્રભુ કરેને તું સુખી થાય તો મારા છોકરાને જોજે '

"ત્યારે ચાલોને તમેએ

'હું મહારાજને છોડીને' ભલેને બ્રહ્માંડ તુટી પડે પહેલાં તે અને પછી બધાં

મણિ આ શ્રદ્ધા આ અડગતા તરફ વગરમોલ્યે જોઈ રહી તેને મહારાજ તરફ વધારે તિરસ્કાર આવ્યો

"જો બહેન' આ મારી બંગડી રાખ, મારી પાસ પૈસા તો નથી પણ આ વેચી કોઈ દિવસ પૈસા મળશે કેટલાની છે તે મને ખબર નથી

"આવો જે હોય તે સારું ચાલો રસ્તો બતાવો કહી મણિએ મહારાજનું આપેલું એક લુગડું હાથમાં લીધું અને જવા તૈયાર થઈ

'ચાલ ત્યારે!" કહી કર્ણિકા આગળ ચાલી

## પ્રકરણ ૧૨ મુ

### પ્રયોગ

બે સ્ત્રીઓ બહાર નીકળી કર્ણિકાને રસ્તો બધો માહીત હતો એટલે અંધારામાં પણ તેણે ધીમેધીમે રસ્તો વટાવ્યો અને એકએ મારણા ખોલ્યા

મણિને તરત કંપારી આવી હમેશા સવારે ને સાંજે જે જાતની એકાગ્રતા તેને આવતી હતી તેવી આવવા લાગી

"કર્ણિકા બહેન ! મારા પગ ધ્રુજે છે"

"કેમ ?"

"મને દહાડામાં બે વખત અજબ જાતની ધ્રુજારી આવે છે ને મહાત્માની મૂર્તિ નજર આગળ રહે છે"

'હાય હાય ! તારા પર પણ પ્રયોગ ચાલે છે'

'એ પ્રયોગ છે ?"

હા ! મહારાજ અત્યારે તારા પર એકાગ્રતા રાખી બેઠા હશે, મણિ '

' કેમ મારું માથું ભમવા લાગ્યું છે ?"

' મણિ ' ઓ મણિ ' તું મારી જગ્યા લેશે ? મને વચન આપ મારા મહારાજ લઈ લેશે ? હું મરી જઈશ " રડતે અવાજે કર્ણિકાએ કહ્યું

"ના, કંઈ નહીં તમે ગભરાશો નહીં પણ અત્યારે કૈં ચાલતું નથી, મહારાજજી દેખાય છે ઓ ! ઓ !" કહી મણિ બેસી ગઈ અને ગાંડા જેવી ભીંત સામે જોવા લાગી

"તું આંખો મીંચી દે અને કશા બીજા પર વિચાર કર"

"નથી થતો ' હવે પડી જઈશ"

"ઓ! ઓ! મને મહારાજ બોલાવે છે" જાણે ઉંઘમા બોલતી હોય તેમ મણિ બોલી

"આવુ છુ, હા! પ્રભુ! મહારાજ! આવુ છુ" કહીને મણિ ઉભી થઇ

"મણિ! મણિ! શુ કહે છે? તુ ઉંઘે છે, જરા વિચાર કર આ તો મહારાજની ઇચ્છાશક્તિનો પ્રભાવ છે દઢતા રાખ"

"મહારાજ બોલાવે છે, આવુ છુ" કહી મણિ સીધી જાણે ઉંઘમા ચાલતી હોય તેમ પાછી ચાલવા લાગી કણિકાએ કપાળ કુટયુ આ પ્રયોગો તે જાણતી હતી તે આંસુ ઢાળતી બાજુમા આવેલા એક બારણામા રહી અદૃશ્ય થઇ ગઇ

મણિ સીધી ને સીધી ચાલી રસ્તો કોઇ દિવસ દીઠો નહોતો છતા જાણીતો હોય તેમ તે સીધી ચાલતી અને બારણા ખોલતી ચાલતા ચાલતા તેને માત્ર એકજ વિચાર આવતો–ને તે મહારાજનો તેમની ભવ્ય મૂર્તિ તેની નજર આગળ આવી રહી હતી અને નિશ્ચલ મત્તાના પ્રભાવથી તેને આગળ લઇ જતી તે શુ કરતી હતી તેનુ પણ તેને ભાન નહોતુ કણિકા જોડે શી વાત કરી હતી તે પણ યાદ નહોતુ માત્ર તે મહારાજને દેખી રહી, અને તેમને મળવા તલ્લીન થઇ રહી

દશ મીનીટમા બધા રસ્તા વટાવીને મહારાજના ઓરડામા તે ગઇ જે ઠેકાણે સવારે તેમને તે મળી હતી તેની પાછળ એક સુંદર સુશોભિત ખંડમા તે ઉભી હતી, અને તે જાગી તેણે આસપાસ જોયુ ઓરડાની ભભક જોઇ વિસ્મય પામી પણ મગજમાથી એકાગ્રતાનો નીશો જતા, તે ગભરાઇ ઉઠી કણિકા કયા ગઇ, પોતે કેવી રીતે અહીંઆ આવી તેનો વિચાર તે કરવા લાગી મહારાજના પ્રયોગથી બેચાર આવી એમ લાગતા તેને તેના તરફ ધિક્કાર આવ્યો ચારપાચ પળમા તો તે સ્વસ્થ થવા લાગી મનની નિર્બલતાથી આવુ થયુ તેમ તેને લાગ્યુ અને મહારાજે

પોતાની શક્તિથી તેને અહીંઆ બોલાવી એની ખાત્રી થતા કોઇ પણ પ્રકારે વિચાર દૃઢ કરવા તેણે પ્રયત્ન કર્યો પોતાને ફસાવનારને યાદ કર્યો મુરેખા યાદ કરી

બાજુની ભીંત પરનો એક પડદો આઘો થયો અને મહારાજ નીકળ્યા તેનુ સ્વરૂપ રાત્રિને વખતે વધારે આકર્ષક લાગ્યુ છતા મણિને વધારે ધિક્કાર છુટયો

"કેમ મણિ?" કહી મહારાજ ઓરડામા એકજ આરામખુરસી હતી તેના પર બેઠા

"શુ છે? મને કેમ બોલાવી?"

'મે ક્યારે બોલાવી? તારી મેળે આવી' તેણે ધીમા પણ નસાણા અવાજે કહ્યુ

"ના! કોણે કહ્યુ?" મણિએ મોટે અવાજે કહ્યુ હજ તેનુ સ્વાસ્થ્ય બરોબર રીતે આવ્યુ હતુ એટલે તેને કશી દરકાર નહોતી વળી મહારાજ અને તે એક દ્વંદયુદ્ધમા ઉતર્યા છે એમ તેને લાગ્યુ એટલે તેમા વિજયી નીવડવા તેણે હીમત ભેગી કરવા માંડી તેને સગાવહાલા બસાર, આબરૂ કશાની પરવા નહોતી, એટલે પોતાની શક્તિનો ખ્યાલ મહારાજને આપવા તે તૈયાર થઇ

' હુ જુઠુ છુ " મગરાથી મહારાજે કહ્યુ

' ત્યારે તમે જુઠુ કહો છો.'

મહારાજ ગૌરવથી ફર્યુ જોયુ

"હા! દરરોજ તમારા જાદુથી તમે મને રહેના છો, અત્યારે પણ તમારી મેલી વિદ્યાથી મને અહીંઆ બોલાવી બોલો શુ કામ છે? મને ઉંઘ આવે છે, રાત વણી ગઇ છે "

"મણિ! આમ આકળા પડીને બોલીએ નહીં એ તો તારુ ચચળ મન તને દોરી લાવ્યુ મારી ભક્તિના પ્રાબલ્યે તુ અહીંઆ ખેચાઇ આવી

"કોણે કહ્યું? મને ભક્તિએ નથી ને માન પણ નથી "

"કેમ બોલતા બહુ વધે છે કે?"

"હા! તમારાથી થાય તે કરો કરીકરીને કરશો શું? બોલો માત્ર શું કામ છે?"

"મણિ! તારામા વૈરાગ્ય આવતો નથી, તુ પ્રભુને માર્ગે જઇ શકતી નથી "

"તે કૈં તમે લઇ જઇ શકવાના છો?"

"હા! વૈરાગ્ય બે રીતે આવે અત્યંત ત્યાગથી, કે અત્યંત તૃપ્તિથી "

"એટલે તૃપ્તિથી મારામા વૈરાગ્ય લાવવો છે?"

મણિની હોશીઆરીથી મહારાજ પ્રસન્ન થઇ હસ્યા

"હા! ત્યા સુધી તારો સંસારનો શોખ પુરો નહીં થાય "

"કબુલ છે, લાવો, સમર્થ હો તો લાવો એક સુંદર અને ગુણવાન પતિ હુ સતી થઇ તેને પૂજીશ આપો સારા છોકરા, તેમને કેળવી કૃતાર્થ થઇશ "

"તેનાથી પણ એક વધારે ઉંચી ભૂમિકા છે '

"શી?"

"પ્રભુની પાસે રહી પ્રેમભક્તિથી જીવન ગાળવુ તે"

"એટલે તમારી જોડે રહી તમારી ચેરી થઇ રહુ તે?"

"તેમા ખોટુ શું?"

"ચાલો, મારી જોડે પરણશો? કાલે સવારે તમારી દાસી થઇ રહુ છે કબુલ?" જરા મશ્કરી કરતી હોય તેમ મણિ બોલી

"પરણશો? ગાંડી! મારાથી પરણાય?"

"ત્યારે વગરપરણ્યે સુશીલ બીથી સાથે પણ રહેવાય? '

"પ્રભુભક્તિ બધાનું ઓસડ છે એટલું સમજતી નથી?"

"સમજુ છુ, પણ પ્રભુ મળવા જોઇએ આ તો તમે આટલો આડંબર કરી, લોકોને છેતરી, ગરીબ બાપડીઓને ફસાવવાનો ધંધો લઇ બેઠા છો"

"શુ બોલે છે?"

"અક્ષરે અક્ષર સાચુ હા! એક કામ કરો તો પ્રભુ માનુ"

"શુ કામ?"

"મણિકર્ણિકાને પરણો, અને ઉઘાડે છોગે રાખો"

મહારાજ ચમકીને ઉભા થઇ ગયા તેના સુંદર મુખ પર ક્ચવાટ દેખાયો તે ચીરડાઈ બોલી ઉઠયા "કોણે કહ્યુ?"

"તેનુ તમારે કામ છે?" કેડ પર હાથ ટેકવી મણિએ કહ્યુ

"હા, કોણે કહ્યુ? શુ કહ્યુ?" જરા સખ્તાઇથી મહારાજે પુછવા માડયુ તેની આખમા સવારે પેલી સ્ત્રી સામે જોતા જે ભયંકર સ્થિરતા આવી હતી તે આવી મણિના પેટમા ફ્રાસ્કો પડયો તેણે હીંમત આણવા પ્રયત્ન કર્યો, પણ કૈં વળ્યુ નહીં

"ગમે તેણે" તેણે મહામુશ્કેલીએ જવાબ દીધો

મહારાજ ઉભા થયા અને મણિની સામે જોતાજોતા પાસે આવ્યા. મણિ ધ્રુજી ઉઠી તે માત્ર મહારાજની મોટી દેખાતી આખો સામેજ જોઇ રહી.

"કોણે કહ્યુ?" ભયંકર શાંતિથી મહારાજ બોલ્યા

"કોઇએ નહીં"

"બોલ"

મણિ બેભાન થઈ જતી હોય એમ લાગ્યુ. તેનુ મગજ મહારાજની ઇચ્છાશક્તિનો ભાર સહી શકયુ નહીં તેને લાગ્યુ કે જવાબ દેવો પડશે તેને ગુગળામણ થયુ.

"બોલ"

"મણિકર્ણિકાએ પોતે કહ્યું" મણિએ જવાબ દીધો—દેવાઈ ગયો

"શું કહ્યું?"

"બધું"

બીજી પલે જાણે દબાણું જતું રહ્યું હોય, જાણે દબાયલી કમાન છટકી જાય તેમ તેના મગજ પરથી ભાર જતો રહ્યો મહારાજની આંખમાંથી સ્થિરતા ગઈ અને તે હતી તેવી થઈને રહી મહારાજનું મોઢું હસતું હતું

"ઠીક! તું બધું જાણે છે ત્યારે નકામા ઢોંગ શા કામના? બોલ, મણિકર્ણિકાની જગ્યા લઈ રહેવું છે? બધું મળશે"

"મણિકર્ણિકા મારા કરતા ક્યાં ઉતરતી છે?" સ્વસ્થ થએલી મણિએ ઉતર વાળ્યો

"રાજાને ગમી તે રાણી" જરાક હસતા મહારાજ બોલ્યા

"પણ તેણે તમારે માટે બધું છોડ્યું ઘર બહાર, છોકરો, અને તમે તેને આમ કાકરા માફક તરછોડી કાઢશો?"

"તે તારે જોવાનું છે?"

"હાસ્તો! કાલે ઉઠી મને પણ ધકેલી કાઢો ત્યારે?"

"જેવું નશીબ" શાંતિથી મહારાજ બોલ્યા

"જરા શરમ નથી આવતી?" મણિનો પીત્તો ઉછળી આવ્યો મહારાજની અધમતા એ અત્યાર સુધી સહી શકી હતી હવે તેનો મીજાજ હાથમાં ન રહ્યો "આવી નફટાઈ દેખાડી મને વશ કરવા માગો છો?"

"હં" મહારાજ જરા તિરસ્કારથી હસ્યા

"આમ હું તમારી ગુલામ થઈ રહીશ? તમે મને ઓળખતા નથી?"

"એમ કે ?"

"હા! તમારા જેવાનો મારે હીસાબ ક્યા છે? તમારો ધુતેલો પૈસો, તમારા ઢોગ ને આડંબર કરતા તો કોઇ ગરીબ બીચારા ભીખારીને ઘેર પડી રહુ તે વધારે સારુ"

"તો દુખી થશે. બીજુ શુ? કોઇ ભીખારી પણ તને તો ઘરમા નહીં રાખે."

"કેમ?"

"જુવાન વિધવા છે તેમા" ઠંડે પેટે મહારાજ બોલ્યા

"હા' ખરી વાત છે" અકળાઇ, કપાળ કુટી, મણિ બોલી, "દુનીઆમા એવુ કોઇ અધમ નહીં હોય, પાપી ચંડાલ નહીં હોય કે એક નિરાધાર રઝળતી વિધવાને આશરો આપે. તમારા જેવાઓની દાનતથી અમારા ભોગ લાગ્યા છે"

"જે કહે તે અહીંઆ રાણી જેવુ સુખ મળશે"

"તે મારે જોઇતુ નથી મહારાજ! હુ પણ જીદ્દી છુ તમારા જેવા ભલે મારા પગની ધુળ ચાટે હુ મરી જઇશ, કે યમરાજા ના કહેશે?"

"જીંદગીની મજા પછી નહીં મળે"

"જરા શરમ રાખો! સવારે તો મોટા પ્રવચનો આપો છો મને ખીજવવામા સાર નહીં કાઢો"

"તુ શુ કરવાની હતી?"

"તમારી ફજેતી"

"મારી ફજેતી તારાથી થવાની નથી"

"કેમ?"

"ભલેને જા! આ બારણા ઉઘાડા છે. બહાર જઇને રહેશે તો લોકો તને મૂર્ખ ગણશે. મારી આબરુ અને પ્રતિષ્ઠા અસ્પર્શ્ય છે. તુ કોણ–રખડતી કુલટા, હુ બાલબ્રહ્મચારી મહાયોગી બાલારામ. જા થાય તે કરી લે."

મણિ આ ધૃષ્ટતા, આ હીંમત, આ નફટાઇ જોઇ દીગ થઇ ગઇ. મહારાજના એકેએક શબ્દ ખરા છે એમ એને લાગ્યુ. તેણે હીંમત છોડી, પોતાની નિરાધારતાથી આખમા આસુ લાવી છાતી પર માથુ નાખી દીધુ.

"જા! હજી બેચાર દિવસ વિચાર કર! તારા તોફાનથી, તારી બુદ્ધિથી હુ ઉલટો વધારે પ્રસન્ન થયો છુ. થોડી પણ અક્કલ હોય તો વિચાર. દુનીઆમા સત્તા, પૈસો, અને મજા આજે મળ્યા તે કાલે મળવાના નથી."

"આ કાલે સવારે પ્રવચનમા કહેજો."

"ના હુ કહેતો નથી, કરી બતાવુ છુ. લોકોમા સમજવાની અક્કલ ક્યા છે?"

મણિ આ નફટાઇનો કૈ પણ જવાબ આપી શકી નહીં. મહારાજે ફરીથી કહ્યુ.

"મણિ! જા જરા વિચાર કરી જો, ચાલ રસ્તો બતાવુ. ને સાભળ! પેલી મણિકણિંકા ગમે તે બકી જાય તે સાભળતી નહીં. એ બહુ ખરાબ છે."

"તમારા પગલા પૂજીને જીવે છે તેમા?

મહારાજે જાણે તે શબ્દો સાભળ્યાજ નહીં હોય તેમ આગળ જવા માડયુ.

## પ્રકરણ ૧૩ મુ

---

### ફરીથી રઝળતી !

મણિ જ્યારે પાછી પોતાના ઓરડામા ગઇ ત્યારે એટલા બધા વિચારના વમળમાં પડી કે શુ કરવુ તે સુઝયુ નહીં તે પોતાની હીંમત ઉપર પણ અજાયબ થઇ મહારાજને આવા શબ્દો સભળાવવાની ધૃષ્ટતા કોઇએ પહેલા કરી હશે ? મહારાજમા પ્રભાવ કેટલોક હશે ? હવે શુ કરવુ ' મણિકર્ણિકા મળશે કે કેમ, નહીં તો તેને કેમ મળવુ ? તેને લાગ્યુ તો ખરુ કે કર્ણિકા મળ્યા વિના નહીં રહે

મણિને તેના પર ઘણીજ દયા આવી તેનુ રપાળુ મોઢુ, અને જ્યારે મહારાજના પ્રભાવથી તે એચાઇ રહી હતી ત્યારે થઇ રહેલી તેની શોકગ્રસ્ત આંખો તેના મન આગળ ફરી ને ફરી આવતા ! અને તેમતેમ તેને મહારાજ તરફ ધિક્કાર વધારે ને વધારે આવતો ગયો એક કલાક આમ વિચારમા ગયો હશે એટલામા તેનુ ધાર્યુ જ થયુ કર્ણિકા હાફ્લીફાફ્લી આવી

"કેમ શુ થયુ ?"

"કંઇ નહીં" મણિએ હીંમતથી કહ્યુ મહારાજ જોડે કરેલા શબ્દયુદ્ધ પછી તેને પોતાની બુદ્ધિમા શ્રદ્ધા વધારે આવી હતી, અને પોતાનામા પ્રાબલ્ય પણ ઘણુ જ છે એમ ખાત્રી થઇ હતી "તમારા મહારાજને એવાર સભળાવી આવી કોઇ દિવસ એવી તેણે સાભળી નહીં હોય"

"હે, શુ કહે છે ?"

"હા ! પણ તમને કૈં કહ્યુ ? જોરજુલમ કરી તમારુ નામ મારી પાસે કઢાવ્યું"

"એમ ? મને તો કૈં કહ્યું નહીં જાણે કૈં થયુ જ નહીં હોય એમ મારી જોડે તો વર્ત્યાં "

"શી પંચાત !"

"પણ તને શુ કહ્યુ ? '

"તમારી જગ્યાએ અહીંઆ રહેવાનુ "

"હે " ગભરાટમા કર્ણિકા બોલી, "તે હા કહી ?"

"ગભરાઓ નહીં મે ના કહી સોનામહોર જેવા હોય તોએ તમારા મહારાજ મારે નહીં જોઇએ "

"શુ સાચુ કહે છે ?"

"હા, મે તમને શુ વચન આપ્યુ હતુ ? મે કહ્યુ કે મને પરણો તો રહુ " કહી મણિ હસી કર્ણિકાએ આ હીંમતથી દીંગ થઇ જોયાજ કર્યુ "મને વિચાર કરવાને વખત આપ્યો છે "

"ત્યારે તુ અહીંઆ રહેશે ?" કર્ણિકાએ પુછ્યુ

"આજની રાત તો અહીંઆજ છુ પાછુ કૈં થાય અને પાછા આવવુ પડે "

"ના ! હવે મહારાજ સુઇ ગયા છે એટલે તારા પર પ્રયોગ નહીં ચાલે ધ્યાનમા બેસે ત્યારે—"

"ત્યારે તો કાલે સવારે જઇશ, અત્યારે કયા રખડુ ?"

"અહીંઆ રહી પડે તો ?"

"કર્ણિકા બહેન ! બહુ સ્વાર્થ ન કરીએ હુ જઇશ તો ખરી, પણ એક રાતમા પણ તમને ખાટુમોળુ થઇ જાય છે "

"ના" કહી કર્ણિકા ત્યાથી ગઇ

મણિને મહારાજ તરફ ઘણોજ તિરસ્કાર આવ્યો હતો તેમા તેને પાછી બોલાવી શકે એટલી શક્તિ જ્યારથી તેમનામા જોઇ ત્યારથી તેને ગભરાટ છુટયો હતો અને તે નાસવા માગતી હતી

તે થાકી હારી સુતી, પણ કૈં ઉંઘ આવી નહીં કયા સુધી પથારીમા તેણે ગોથડગોથડ ક્ર્યા કર્યુ મધરાત પછીના બેએક વાગ્યા ત્યારે કૈંક ઉંઘ આવવા માડી ઉંઘ આવતાંઆવતા જાણે કોઇ આવતું હોય એવો ખખડાટ સભળાયો તે કોનો છે તે જોવા માટે તે બેઠી થવા ગઇ પણ તેનાથી ઉઠાયુ નહીં, આખો ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ ઉઘડી નહીં ધીમેધીમે કોઇ પાસે આવ્યુ હોય એમ લાગ્યુ—જાણે મહારાજ આવ્યા હોય એમ લાગ્યુ મનમા તેની મૂર્તિ દેખાઇ, છતા આખ ઉઘડી નહીં, બેઠા થવા ગાત્ર હાલ્યુ નહીં મનમા ધીમેધીમે અનેક વિચારો થવા માડયા—ન વિચારાય ન વદાય એવા કૈં વિચારો આવ્યા એ બધા જાણે મહારાજ ઓરડીમા ઉભા હોય અને તેમના તરફથી આવતા હોય તેમ લાગ્યુ આમ થોડો વખત રહ્યુ અને કોઇના પાછા જતા પગલા સભળાયા

મણિ એકદમ જાગૃત થઇ ગઇ અને પથારીમા બેઠી થઇ ચારે તરફ તેણે જોવા માડયુ માત્ર કેસરના મધમનાટ શીવાય ઓરડામા ટ ફેર ન હતો તે ઉઠી બારણા તરફ દોડી પણ અધારામા કોઇ દેખાયુ નહીં તેના ગભરાટનો પાર રહ્યો નહી આટલે દિવસે તેને બારણ દેવાનુ સુજ્યુ—જુએ છે તો બારણાને અદરથી કૈં દેવાનુ હતુજ નહીં મણિ ગુચવાઇ ને પથારીમા બેસી ગઇ

તેનુ ચિત્ત સ્થિર થયુ તોપણ તેને ખાત્રીજ રહી કે અત્યારે મહારાજજ આવી કૈં પ્રયોગ ચલાવી ગએલા હોવા જોઇએ તેણે દઢ નિશ્ચય કર્યો કે હવે આ આશ્રમમા રહેવામા સાર નથી તેણે મહામુશ્કેલીએ ચાર કલાક વીતાવ્યા સવાર પડી ત્યારે તેનો ભય ગયો અને તેના જીવમા જીવ આવ્યો

તેણે નાહી ધોઇ, રાતનુ થોડુ વધ્યુ હતુ તે ખાધુ ફર્ણિકાએ આપેલી બગડી હાથમા લીધી અને પ્રવચનમા ગઇ તે બૈરાઓની પાછળ બેઠી. પ્રવચન ક્યારે પુરુ થાય તેની વાટ જોતા તેને પલેપલ અકારી લાગી આખરે પ્રવચન પુરુ થયુ, આરતી થઇ, મહારાજ અદર ગયા, અને બૈરાઓનુ ટોળુ જેવુ બહાર નીકળ્યુ તેવી તેમા સામેલ થઇ તે આશ્રમમાથી બહાર નીકળી.

" બહેન! ચૌટુ કયા આવ્યુ ?" એક સાથે ચાલતી બાઇને તેણે પુછ્યુ

" આ ડાબે હાથે શહેરમા પહેલાજ આવ્યા છો ?" બાઇએ પુછ્યુ

હા' રસ્તો ભુલી ગઈ" કહી તે ચૌટા તરફ ચાલી થોડી વારે ચૌટુ આવ્યુ હોય એમ લાગ્યુ એટલે તેણે લુગડામાથી ચારે તરફ જોવા માડ્યુ, પણ જોવાની ખાસ જરૂર નહોતી કારણ કે બરોબર સામે મોટા ધોળા પાટીઆ પર ગજગજના લીલા અક્ષરે 'સમાજ--ઉદ્ધારિણી સભા'નુ નામ લખાએલુ હતુ નીચે નાનુ એક બીજુ પાટીઉ પણ મારેલુ હતુ, તે વકીલ મી મદનલાલનુ હતુ

મણિ ઝપાટાબધ આશાના કીલ્લા બાધતી જાણે આ લીલા અક્ષરનુ પાટીઉ તેના દુખસાગરનો આરો હોય તેમ તે તરફ ગઇ મદનલાલનો 'બોય' હાથમા એક ગદી સાવરણી લઇ મોઢામા બીડીનુ ઠુઠુ ઘાલી પગથીઆ પરથી ધુળ કાઢતો હતો

" સમાજ–ઉદ્ધારિણી સભા અહીંઆ ?"

" કયુ બે! દેખતી નહીં હય " કહી કોઇ તત્ત્વવેત્તા જેમ ટુકાણમા સૂત્ર લખે તેમ 'બોયે' પાટીઉ બતાવ્યુ

" મત્રી અહીંઆ છે ? '

" ક્યા કુછ કેસ હય ?" હોશીઆર 'બોયે' પોતાના ધધાનુ સરક્ષણ કરવા સવાલ કર્યો

"મારે મળવુ છે"

'કેસ હય કયા? હોવે તો અબ્બી મુલાકુ" મોઢામાથી બીડી કાઢી, અદ્દભુત ગૌરવથી નાકમાથી ધુમાડો કાઢતા 'બોયે' કહ્યુ, "નહીં તો બયઠો."

"ઠીક બેસુ છુ"

"અયસા બોલની! મબેરકે બીચમે કટકટ કરતી હય' કહી મણિના ઉપર વેર લેવાને ઇરાદે પગથીઆને સખત ઝાપટ મારી, 'બોયે' પોતાની પુઠ ફેરવી તેને અસીલો શીવાય બીજા પ્રાણીઓ તરફ બેહદ તિરસ્કાર હતો, કારણુ કે અસીલો કોઇક વખત આનો બે આના એને આપવા ચુકતા નહીં અને બીજા બધા મળવા આવે તેથી એની 'બોય'ની પદવીને મોટો કારી ઘા લાગી જતો હોય એવુ કૈં એને થયુ હતુ

મણિ ઉપર જઇને બેઠી હવે તેને ક્ષોભ ઓછો લાગતો હતો દુનીઆએ તેને એવા ઝપાટા લગાવવા માંડયા હતા કે તેની મૃદુતા અદ્દશ્ય થવા લાગી હતી

## પ્રકરણ ૧૪ મું

### ઉદ્ધારકોને શરણે

ડા ધનેશચન્દ્ર સવારના સાત વાગે ઉઠી, દાતણપાણી કરી, દવાખાનામા ડોકીઉં કરી, ત્યા કોઇ દર્દીને અભાવે નીસાસો નાખી ચૌટા તરફ ચાલ્યા 'સમાજ–ઉદ્ધારિણી સભા'ના સહમત્રી તરીકે તેમની પદવી ઘણી વધી ગઇ હતી એ નિશક વાત હતી, છતા આ શહેરના મૂર્ખ લોકોના મનમા એ પદવીથી કઈં પણ આકર્ષણ થતુ હોય એમ લાગતુ નહીં, અને ડાકટરનુ દવાખાનુ હતુ તેવુજ ઉજ્જડ રહેતુ આ કેમ થતુ તે ધનેશચન્દ્રને સમજ પડી નહીં તે પોતાની બનતી કોશીશે ગામમા રખડતા ને પૈસા ઉઘરાવતા અનાથાશ્રમ માટે એક મકાન પણ ભાડે લીધુ હતુ, અને એક બે રખડતા છોકરાને ત્યા ઓટલે બેસી રહેવાનુ પણ નક્કી કરવામા આવ્યુ હતુ કે જેથી લોકોને અનાથાશ્રમ ચાલે છે એવો કંઇક ખ્યાલ થાય

ધનેશચન્દ્ર આ બધાથી જરા કટાળી ગયા હતા, અને લોકોમા વાત ઉડી હતી કે તેણે વિધવા પરણવા માટે જાહેરખબર આપી છે એટલે સગા સબધીઓ પણ સામે જોતા ઓછા થવા માડયા હતા ડાકટર તો ઇશ્વર પાસે એમજ પ્રાર્થના કરવા લાગ્યા હતા કે શહેરમા પ્લેગ યા કોગળાઉં ફાટી નીકળે કે જેથી તેમને ત્યા સડતી દવાઓનો કોઇ પણ પ્રકારે નીકાલ થાય અને તેમની સેવાનો અમૂલ્ય લાભ લોકોને મળે

ધનેશચન્દ્ર આવા ઉમદા અને પારમાર્થિક વિચારો કરતા ચૌટા તરફ ચાલ્યા અને પોતાની સભાનુ વિશાલ પાટીઉં નીહાળી તેમની છાતી ઉચી આવી જો આવા સુદર પાટીઆથી લોકો આકર્ષાય નહીં તો પછી પાછળનો વિચાર કરવો છોડી દીધો કારણ કે મી મારુતિનો 'બોમ' તેમની સામે આવ્યો

"કેમ ક્યાં જાય છે? મી મારુતિ આવ્યા કે?"

"નહીં સાબ, । બુલાનેકુ જાતા હૂં"

"કેમ કોઇ અસીલ બેઠો છે?"

"એક ઓરત બયઠી હય"

"હે!" ધનેશચંદ્ર બોલી ઊઠ્યા, "એકલી?"

"હા"

"ઠીક, જવાની જરુર નથી" કહી ડાકટર અપાટાબંધ ઉપર ચઢી આવ્યા

જેવા તે ચઢીને ઉપર આવ્યા કે તેની નજરે એક જુવાન સ્ત્રી પડી તેણે ઘુમટો કાઢી નાખ્યો હતો એટલે તેનું તેજસ્વી મુખ હાથ પર ટેકવેલું હતું તે તેમણે જોયું જાણે એ ચંદ્રની મીઠી જ્યોત્સ્ના ચારે તરફ પ્રસરી રહી હોય એમ ડાકટરને લાગ્યું તે જરા ગભરાટીઆ હતા કેટલાક વર્ષ થયાં સ્ત્રી મરી ગએલી હોવાથી, કુટુંબમાં કોઇ સ્ત્રી-વર્ગનો સંબંધ ઝાઝો નહીં હોવાથી, અને સ્ત્રીદર્દીઓ દવાખાનામાં ગેરહાજર હોવાથી સ્ત્રીઓ જોડે વાતચીત કરવાના કઠણ વિષયમાં તેમનું પ્રાવીણ્ય વધારે નહોતું તે ગભરાયા, એક ઉંડો શ્વાસ લીધો. આ મુખ સામે જોઇ રહ્યા, પણ પગ ત્યાં અટકી રહ્યા—આગળ ચાલ્યા નહીં

મણિ પણ ચમકી તેણે ઘુમટો તાણ્યો અને સંકોડાઈ થઇ બેઠી

ક્યાં સુધી કોઇ બોલ્યું નહીં ડાકટરે વિચાર કર્યો કે પાછા નાસવાનું બને એમ છે કે નહીં

"તમે સભાના મંત્રી છો?" આખરે મણિએ પુછ્યું

"હા!" મહામુશ્કેલીએ ડાકટરે જવાબ વાળ્યો

"આ જાહેરખબર તમારી છે?" ડાક્ટરને ગભરાતા જોઇ મણિને સ્વસ્થતા આવી

"હા! તમે કોણ છો?"

"વિધવા પરણવા માટે કોઇ ગૃહસ્થ તૈયાર હોય તેનું નામ ઠામ આપશો?"

મણિનો મીઠો અવાજ સાભળી ડાક્ટરનુ હૈયુ પીગળીને પાણી થવા લાગ્યુ

"તમે જાતેજ પરણનાર છો કે કોઇ બીજાના તરફથી?"

"હું જાતેજ!"

"તમારૂ નામઠામ શુ?"

"પુરૂષ કરતા સ્રીને નાનમ વધારે હોય" જરાક હસતા મણિએ કહ્યું "એટલે પહેલા સામાનુ નામઠામ જાણુ તો પછી મારૂ કહેવાય"

આ અવાજ, આ હાસ્ય, આ શબ્દો સાભળતા ડાક્ટરનુ હૈયુ કુધુ, અને કોણ જાણે કેમ પણ જે શારીરિક વિદ્યામા તે પ્રવીણ હતા તેના બધા નિયમો તોડી નાખી એ નાપાક હૈયુ ફિઝળીને તેમના ગળામા આવીને બેઠુ

"મારા પર વિશ્વાસ નથી?"

"તમારૂ નામ મને ખબર નથી"

"એમ? મારૂ નામ ડા ધનેશચદ્ર હુ અહીંઆનો પ્રખ્યાત ડાક્ટર છુ"

ધનેશચદ્ર અનેક વિચાર કરવા માડયા તેમા હમણા મી મારુતિ આવશે તો આને ઉપાડી જશે એમ કૈંક વહેમ પડયો આ વહેમને દૂર કરવા તેમણે ઉપાય યોજ્યો

"તમે કયા રહો છો?" તેમણે પુછ્યુ

"મને ઘરબાર કે છેજ નહીં"

"ઠીક હાલ ચાલો મારી સાથે, પછી હુ તમને કહીશ બોય બોય!"

"કયુ !" બોય હાજર થયો

"એક ભાડાની ગાડી લાવ તો"

"અચ્છા" કહી તે ત્રણ પગથીઆ સાથે કુદતો હેઠળ ઉતર્યો

"ચાલો! જરા ગભરાશો નહીં"

મુગે મોઢે મણિ તેની સાથે ચાલી અપરિચિત પુરુષને શરણે આમ જવુ, તેની સાથે આમ વાત કરવી એ પ્રસગો તેની રહેલી મૃદુતાને પણ દુખવતા, પણ હીંમતથી કઠણ હૈયુ કરી તે સ્વસ્થતા રાખી રહી મહારાજના શબ્દો તેને કાને અથડાતા આપણા સસારની રચના વિચિત્ર છે, તેમા તારે માટે સુખ નીર્માયુ નથી—આ વાત અક્ષરેઅક્ષર ખરી પડતી હોય તેમ લાગ્યુ

ડાકટર ધનેશચદ્ર જાણે પોતે એક મહાન્ યુદ્ધનૌકા (ક્રુઝર) હોય અને એક વેપારી વહાણ પકડી દુશ્મનના બદરમાથી બહાર પડે તેમ તે બહાર પડયા—એટલે કે મી મારુતિની ઓફીસનો દાદર ઉતર્યા, પણ જેવા ઓટલા પર આવ્યા કે સામેથી જાણે દુશ્મનની યુદ્ધ નૌકા ધજાપતાકા ફરકાવતી નજરે ચઢે તેમ મારુતિ કોટના બટન ઉઘાડા મુકી ધીમેધીમે સામે રસ્તેથી આવતા દેખાયા ડાકટર ધનેશચદ્ર ગભરાયા, ચારે બાજુ પર જોયુ પણ રસ્તો દેખાયો નહીં એટલે હીંમત ધરી મણિને કહ્યુ

"ચાલો! ગાડીમા બેસી જાઓ"

"હા!"

પણ તે ઓટલા પરથી ઉતરે તે પહેલા મી મારુતિ આવી લાગ્યા

"ડાકટર!" તેમનો મોટો સાદ ગાજ્યો "કોને લઇ ચાલ્યા ?"

"કોઈને નહીં "

"અરે એમ શું કરો છો મારા ભાઈ, મારો પણ અંદર અડધો ભાગ."

મણિએ ઘુમટામાં હોઠ પર દાંત દાબ્યા ડાક્ટર બોલ્યા "જા! જા! આ તો જરુરની વાત છે."

"પણ શું? હું પણ મંત્રી, છું ને"

"આ વિધવા છે" નીચા વળી ધનેશચંદ્રે કાનમાં કહ્યું "હું એને કોઈ ઠેકાણે મુકી આવું"

"આપણી જાહેરખબરને લીધે કે?" કહી મી. મારુતિએ મણિ સામે જોયું "પણ તું લઈ ક્યાં જાય? ચાલો એના કરતાં મારે ઘેર બાઈમાણસ તારે ઘેર એકલી શું કરશે?" કહી મારુતિ ઝપાટાબંધ ફલંગ મારી ગાડી પર ચઢ્યા અને ગાડીવાળાને પોતાને ઘેર ગાડી લઈ જવાનો હુકમ કર્યો ડાક્ટર ધનેશચંદ્ર મુંઝવાતા કચવાતા બેસી રહ્યા

મારુતિ પોતાને ત્યાં બધાને લઈ ગયા અને તેમના દીવાનખાનમાં બધા બેઠા મારુતિ કોટ કાઢી મણિ સામે જોવા લાગ્યા

"તમે પરણવા માગો છો?"

"હા!"

"તમે ક્યા ગામના છો, અહીંઆના?"

"કોણ પરણવા માગે છે તે જાણ્યા શીવાય જવાબ કેમ અપાય?" મણિએ પુછ્યું એને આ લોકો પર તિરસ્કાર આવવા માડ્યો હતો

મણિના અવાજથી મારુતિ પણ જરા વિચારમાં પડ્યા. તેમણે પોતાનો સ્વાભ જરા નરમ થવા દીધો, "પણ આ બધી ગોઠવણ કંઈ તરત થાય? એટલો વખત ક્યાં રહેશો?"

"અનાથાશ્રમમા" ડાકટરે કહ્યુ

"કે ગાડા થયા! એવા એકાતમા તે જુવાન બાઇથી રહેવાય? નાન્સેન્સ"

"તેમા શુ વાધો છે?"

"આ તે કૈં અનાથ છે?" મારુતિએ કહ્યુ, "ડાકટર! જરા અદર આવો, માફ કરજો" મારુતિ અને ડાકટર અદર ગયા

"બોલો! મોટા 'પ્રેક્ટીકલ' પગલા લેવાના હતાને! આ એડ કોને વળગાડશો?" મારુતિએ પુછ્યુ.

"મારુતિ! આ તમારી તોછડી રીતભાત મને બીલકુલ પસદ નથી"

"તમારી પસદગીની મને બીલકુલ પરવા નથી" ડાકટરના ચાળા પાડતા મારુતિએ કહ્યુ

"પણ હવે કરશો શુ? તમે પરણુશો?"

"હુ પરણુ? જાઓ, જાઓ"

"ત્યારે તમારી જાહેરખબરનુ શુ?" બન્ને એકમેક સામે જોઇ રહ્યા.

"કૈં ગોઠવણ નહીં કરશો તો આબરના કાકરા સમજ્યા? ડાકટર સાહેબ! માટે થઇ જાઓ તૈઆર ઘોડે ચઢવા" કહી મારુતિ હસ્યા

"મશ્કરી જવા દો!" જરા ભવા ચઢાવી ડાકટરે કહ્યુ, "પણ એને હમણા મારે ત્યાં રાખીએ"

"તે કેમ બને? એ તો મારે ત્યા રહેશે મારુ ગમે તેવુ પણ બચ્ચાબાલાવાળુ ઘર"

"જોયુ જોયુ! હુ તે કૈં રસ્તાનો ચાલનાર છુ કે મારે ત્યાં રાખતા વાધો પડે? મારા ઘર પાસે અનાથાશ્રમમા રહે છે એમ લોકો ધારશે એટલે આપણી આબરુ પણ વધશે"

"નોન્સેન્સ ! જુવાન સ્ત્રીને કોઇ પણ દિવસ એકલી રખાય નહીં ”

"બેસ બેસ ! તારી આબરૂ, પાછી નહીં જોઇ તો ”

એમ કરતા સમાજ-ઉદ્ધારિણી સભાના મહાસ્તંભો પાયમાંથી પર-માત્ર જીભ વડેજ—આવી ગયા. એકએક પર ન કહેવાય એવા આક્ષેપો થયા, ન સંભળાય એવી ભાષા બોલાઇ આ દ્વંદ્વયુદ્ધ પ્રચંડ થયું સમાજ ડગમગવા લાગ્યો તેના ઉદ્ધારની આશાઓ નષ્ટ થતી ગઇ આખરે મારુતિએ ચોખ્ખું કહી દીધું કે, "મારી ઓફીસમાં આવી હતી, અને હાલ મારા ઘરમાં છે એટલે કોઇ પણ પ્રકારે હું એને જવા દેવાનો નથી '

બહાર આ બધા કલહનું કારણ ગરીબ બીચારી મણિ પોતાના ભાગ્યને ઠપકા દેતી બેઠી હતી પગેપગે તેના સંસ્કારી જીવને આ બધી પંચાતો સાલતી હતી, તેનું ખિન્ન હૃદય પલેપલે વધારે દબાતું જતું હતું તે સાથે થોડીથોડી વારે તેને એક જાતની નફટાઇનો ઉછાળો પણ આવતો હતો સંસ્કારી સ્ત્રીપુરુષો જે જે પ્રસંગોને અકલ્પ્ય માને તેવા અનેક કઢંગા અધમ પ્રસંગોમાંથી પસાર થતા તેને હવે એક મરણીઆની બેદરકારી આવી હતી તેનું શું થાય છે તેની તેને પરવા રહી નહોતી તેની આશાઓ ફલીભૂત થવાની નથી, તેની તેને ખાત્રી થઇ હતી હવે શું ?

# પ્રકરણ ૧૫ મું

સુધારકનું ગૃહજીવન

ડાકટર ધનેશચદ્ર ગુસ્સામા ને ગુસ્સામા ચાલ્યા ગયા અને મી મારુતિના દિગ્વિજયની આડે આવનાર કોઇ રહ્યુ નહીં ને તેમની વકીલાતમા ઘસીઘસી તીણી અગર જેવી બનાવેલી બુદ્ધિને પણ જરા ધાર ચઢાવી મણિ પાસે ગયા

"બાઇ! તમારુ નામ શુ? હવે તમે નીરાતે અહીંઆ રહેજો"

"હુ અહીંઆ રહેવા નથી આવી મારે તો માત્ર જે ગૃહસ્થે જાહેરખબર આપી હોય તેને મળવુ છે"

"હા! પણ તમારે કોઇ સગુ નથી?"

"ના"

"ક્યાય રહેવાનુ પણ ઠેકાણુ નથી?" ફોજદારી કાયદામા સ્ત્રી-સગ્રહણના ગુનાહમા પોતાની ચાલચલગત આવે છે કે કેમ તેનો વિચાર કરતા મારુતિએ પુછ્યુ

"ના, પણ આખો દિવસ આમ નવાલોજ પુછ્યા કરવા છે''

"જુઓ બાઇ, જે ગૃહસ્થે જાહેરખબર આપી છે તે બહારગામ ગયા છે આજે તમને પત્ર લખી બોલાવીશ કે ઉતાવળે આવવા પડે એમ છે! પણ જરાએ ગભરાશો નહીં આ ઘર તમારુજ સમજવુ"

"તમારા ઘરના કોઇ વાંધો નહીં લે?"

"ના, ના!" જરાક ચકવાળા ઓરડાના બારણા તરફ જોતા મી મારુતિએ કહ્યુ "અને વાંધો હોય તોપણ તમારે ગભરાવુ નહી સુધારાને માટે થોડોઘણો સ્વાર્થત્યાગ તો કરવોજ જોઇએ"

મણિ આ વિચારો સાભળી જરા આનદ પામી દુનીઆમા સ્વાર્થ તેણે એટલો બધો જોયો હતો કે નિ સ્વાર્થ માણસ જોતા તેનુ હૈયુ ભરાઇ આવતું તે કૈ જવાબ આપી શકી નહીં

"તમે કઇ ન્યાતના છો?"

"બ્રાહ્મણ" મણિએ તડુકે જવાબ આપ્યો

"ચાલો ઉઠો, હુ એની સાથે ઓળખાણ કરાવુ" કહી મારુતિ ચકવાળે બારણે થઇ અદર ગયા અને પાછળપાછળ મણિ ગઇ

અદરના ઓરડામા બે બાહ્ય જેવી છોકરીઓ ચીથરાની ઢીગલીઓ-વતી રમી રહી હતી, અને ઘણા કામમા ગુંથાયલી ગભીર ઘરણીની માફક તેઓએ ઉચુ પણ જોયુ નહીં મદનલાલે પાછા ફરી મણિના કાનમા કહ્યુ "તમે શુ કામ અહીંઆ આવ્યા છો તે કોઇને કહેશો નહીં"

"વારુ"

અદરની ઓરડીમા જેવા મારુતિ દાખલ થયા કે મણિને કાને એક ઉચો, તીવ્ર ને કચવાયલો અવાજ પડયો

"જો જો ચોકામા આવશો! જરા આખોએ નથી તો મારે ફરી અબોટ દેવો પડશે"

મારુતિનો રોફ બધો શમ્યો, તેમનો નીનો ઉતરી ગયો, તેમની આખો દયામણી થઇ ગઇ, અને સરકારી વકીલ થવાની આકાક્ષા રાખનાર ગામના આશાવત વકીલ સાહેબ, જેણે થોડી વાર પર ડાકટર ધનેશચદને ધુત્કારી કાઢયા હતા તે નરમ ઘી જેવા થઇ ઉભા રહ્યા કોઇ નીશાળીઓ ખીજવાયલા મહેતાજી પાસે જાય, કોઇ ગુલામ હુન્નવ પની મલીકાની હાજરીમા આવે તેવા મારુતિ થઇ રહ્યા

"ના, ના આ આવો ઉભો છુ ને" જાણે જજ સાહેબે પડકો આપ્યો હોય અને તેના જવાબમા માફી માગતા હોય એમ મારુતિએ કહ્યુ "આ બાઇ આવ્યા છે એ અસીલ છે, એક બે દિવસ રહેવાના છે

"ભલે. આ ઘરમા જે નહીં આવે તે ખરુ હુ તો એક રધવારી વારુ! પણ તમારે આમ ક્યા સુધી ભટકયા કરવુ છે?" ગોદાવરીએ પુછ્યુ

ગોદાવરી આધેડ વયની પણ ઘરડી દેખાતી, રીતભાતે સો વર્ષ પહેલાની, જીભની તીખી અને માથાની ફરેલી સ્ત્રી હતી તેણે નાકે મોટો કાંટો, હાથે મોટા હાથીદાતના ચુડા, અને પગે પાચ શેરના કલ્લા પહેરી પોતાનુ અગ શોભાવ્યુ હતુ આ બધી સામગ્રી અને કપાળે કરેલી મોટી આડ જોઇ મણિને કેક આ બાભવાનીની મૂર્તિ યાદ આવી

"હજુ દશ ક્યા વાગ્યા છે?" ઘણી જ નમ્રતાથી મદનલાલે સવાલ પુછવાની ધૃષ્ટતા કરી.

"કાલે રાતના અઢી શેર ખાઇને બેઠા છો તે એમજ લાગે તો! જરા વિચાર આવે છે કે મેરી બીચારી ભુખી હશે?"

"હા! ગઇ કાલે અગીઆરસ હતી કેમ?"

"તમને ક્યાથી ખબર હોય? આપણે તે કોઇ દિવસ પુણ્ય કરવાની પરવા છે કે યાદ રાખીએ? બારે મહીના ખા ખા ને ખા! બહેન બેસો" એકદમ મણિ તરફ ફરીને કહ્યુ "જોજો મારા ચોકામા નહીં આવતા! જાઓ હવે તમે ચોટલી બોળી આવો પાણી તો મે ક્યારનુ કાઢી મુકયુ છે."

"હું તો નાહ્યો"

"હાસ્તો, ને પછી ઢેડા, ભગીઆ, પારસી, મુસલમાન બધાને અડકી આવ્યા. તમારા તે કે અવતાર છે? બ્રાહ્મણનુ ખોળીયુ છે તોએ પરવા નથી."

"તુ કહેતી હોય તો ફરી નાહી આવુ"

"જેવી તમારી મરજી! નહીં તો ચોકામાં નહીં બેસાડું મારા પણ ભોગ છે તો કે બારશને દિવસ પણ તમારા ભાણામાં બેસી જમવાનું નહીં આ પેલો શું કરે છે?" કહી મારુતિના ધણીઆણીએ બારી તરફ હાથ લંબાવ્યો મણિ તે તરફ ફરી અને ત્રણેક વર્ષનો, એક માદલા જેવો છોકરો દુધ ઢોળી તેનો અબોટ દેતો હતો તેને જોયો આ તીખી જીભની સ્ત્રીને રીઝવવા તે તરત દોડી અને તે છોકરાને લઇ લીધો અને ચોક આગળ જઇ તેના હાથ ધોવા પાણીનો લોટો લીધો

"હાય! હાય" કહી નિરાશામાં મારુતિની સ્ત્રીએ માથે હાથ મુક્યા "આ પવાલુ ને લોટો ને કુંડી–બધું અજવાળવાનું કર્યું બાઇ, તને તે કોણે કહ્યુ હતુ કે આટલા આગળવેડા કરજે?"

આ છોકરાને લેવાની ગરબડમાં મણિની લાજ ખસી ગઇ હતી, અને તેનું અનુપમ લાવણ્યથી ખીલતું મુખ મારુતિની નજરે પડ્યું

"માફ કરજો, ભુલ થઇ હું બધું સાફ કરીશ"

"કઇ ન્યાતની છે?"

"બ્રાહ્મણ છું"

"તારું નામ શું?"

"મણિ" સવાલની પરંપરા પર જરા હસતા મણિએ જવાબ દીધો.

"ચાલો હવે! તમને અહીંઆ ભોજ જોવા ઊભા રહેવાનું કોણે કહ્યું હતું? નાહી ધોની ઝપઝપ આ રમણને પણ સાથે નવાડજો" પોતાના ધણીને હુકમ કરતા ગોદાવરીએ કહ્યું

"કહો તો હું નાહીને મદદ લાગુ"

"ના, મને બે કારભારે નહીં ગમે જાઓ, કંઈ કરવું હોય તો બહાર છોકરીઓ બેઠી છે તેમને નવડાવો"

"હા !" કહી મણિ ગઇ અને છોકરાને મારુતિના પગ આગળ મુકયો

મણિ છોકરીઓ પાસ ગઇ, તેમની પાસે મહા મુશ્કેલીએ ઢીંગલીઓ છોડાવી અને રસોડામા ચોક હતો ત્યા લઇ ગઇ એટલામા મી મારુતિએ ઝપાટાબધ સ્નાન કર્યું અને તેમની સ્ત્રીએ મુકેલા પાટલા પર બેઠા તેમનો છોકરો ચીસો પાડતો નાહ્યો હતો તે કેમે કરતા છાનો રહ્યો અને જમવાની ના પાડી ના-ના-ના કરતો આવે જમવાને બેઠો

"જરા એને ઝભલુ તો પહેરાવો માંદો પડશે તો ચાકરી કરવા તમે નથી આવવાના "

મારુતિ હુકમને તાબે થયા

ગોદાવરી ભાણુ પીરસતી ગઇ, અને તે તકનો લાભ લઇ પોતાના પતિને ભાષણ આપવુ શરુ કર્યુ મારુતિએ મુગે મોઢે તે સાભળ્યા કર્યું

"તમને પણ જરા વિચાર નથી થતો કે પરમેશ્વરનુ નામ દઇએ ભણ્યાગણ્યા પણ તેવા ને તેવાજ રહ્યા ચાલો ' હમણા જમવા નહીં માડગો મારે તમારી આરતી કરવી છે " મારુતિએ શરમમા નીચુ જોયુ ગોદાવરીએ એક આરતીમા કપુર તૈયાર રાખ્યુ હતુ તે ચેતાવ્યુ અને મારુતિની આરતી કરવા માડી

મણિ આ ખેલ જોઇ રહી સમાજસુધારક વીશે તેણે ઘણુ ૨ સાભળ્યુ હતુ અને વાચ્યુ હતુ, પણ ખરેખરુ તો આજેજ જોયુ એટલામા મણિની નજર મારુતિના છોકરા પર પડી તે ખમતોખસતો અજાણે પાણી ઉનુ કરવાના ચુલા તરફ ગયો હતો અને તેની પાસે પડેલી ચીનગારી પર તેનુ ઝભલુ પડયુ હતુ એટલે તે ચેની તેમાથી ધુમાડો નીકળતો હતો

' અરે જરા જુઓ જુઓ ' આ તમારા છોકરાનુ ઝભલુ ચેત્યુ "

તે જ પળે ઝભલામા ભડકો થયો મારુતિ બીચારા સમાજ-ઉદ્ધારિણી સભાના વિચારમા હશે એટલે શુ કહ્યુ તેનો અર્થ સમજ્યા વગર તેમણે આમ તેમ જોવા માડ્યુ ગોદાવરી આરતી છોડવી ક કેમ તેનો વિચાર કરતી ઉભી મણિ ચોકમાથી કુદી ગોદાવરીના ચોકામા થઇને ગઇ અને પાસે ટેગડો પડયો હતો તે લઇ છોકરા પર રેડયો છોકરો રડી ઉઠ્યો-મારુતિ ઉભા થઇ ગયા-ગોદાવરીની આરતી હોલવાઇ ગઇ-બ ને છોકરીઓ કારણ સમજ્યા વિના પણ કે ગભીર વાત બની એવી ઝાખી થવાથી મોટે અવાજે રડવા લાગી

મણિએ છોકરાને લઇ લીધો અને બળેલુ ઝભલુ કાઢી તેનો વાસો જોવા લાગી

જો ! નશીબદાર, બચી ગયો છે ' મણિએ કહ્યુ અબોટીઉ પહેર્યુ છે તેનો વિચાર કર્યા વિના મારુતિએ છોકરો પોતાના હાથમા લીધો પણ છોકરાનુ કકલાણ એટલુ ચાલતુ હતુ કે શુ કરવુ તે કોઇને સુઝ્યુ નહીં

"છાનીઓ મરો છો ક નહીં ?" ગોદાવરીનો હુકમ ગાજી રહ્યો છોકરીઓ ચુપ થઇ ગઇ

"લાવ બેન ! છોકરો મને આપ ને તુ નાહીને પીરસ ! રમણુ તો એમનો એમ છાનો નહીં રહે મારે તો બારસ ને તેરસ બધાએ સરખા મારો તે કે અવતાર છે ' છાનો મરની" છોકરાને સબોધી તેણે કહેવા માડ્યુ "આ તે છોકરા છે કે દેવના ઘરની વેઠ"

"બીચારો બચી ગયો ને વઢે છે શુ ?" ધીમેથી જરા પણ ઠપકાનો અશ ન આવે એમ મારુતિએ કહ્યુ

"તમારે તેનીએ પચાત આ અડકી પડયા તે હવે નાહ્યા વગર ખાશો હવે તમે તમારી મેળે જોભરોની, હુ તો થાકી"

થોડી વારમા મણિ નાહીને આવી અને મારુતિને જમાડયા મારુતિનુ હૈયુ તેના પુત્રના બચવાથી ભરાઇ ગયુ હતુ તેથી તેણે મુગે મોઢે ખાધા કર્યું તે જમી ઉઠયા ત્યારે ભીની આખે તેણે મણિ સામે જોયુ "બહેન! આજે તે અમારા પર અનુગ્રહ કર્યો છે, તે હુ કોઇ દિવસ નહી ભુલુ"

આવી સ્નેહભરી રીતે સબોધાવાને તે ક્વચિતજ ભાગ્યશાળી થતી હતી એટલે આ શબ્દો સાભળી મણિની આખમા આસુ આવ્યા

મારુતિ કોર્ટમા ગયા એટલે ગોદાવરી આવી અને ફરીથી નાહી લોકોની અશુદ્ધતા પર બડબડ કરતા જુદી ખીચડી મુકી અને ખાધી પોતાનો છોકરો મણિએ બચાવ્યો હતો એટલે તેને કૈં પણ કહેવાનુ માડી વાળ્યુ મણિને શાતિ વળી આ પ્રમાણે ગહેવાય તો કેવુ સારુ? મણિએ નીસાસો મુકયો એ નશીબ ક્યાથી હોય'

## પ્રકરણ ૧૬ મુ



### આપખુદી સામે બળવો

ડાકટર ધનેશચદ્ર પહેલા તો એકદમ દાદર ઉતર્યા, પાછો ચઢવાનો ઇરાદો થયો ત્યા મારુતિની ધાક લાગી, પોલીસ બોલાવવાનો વિચાર થયો એટલે શો ગુનોહ થયો તે સમજ પડી નહીં, ફરિયાદ કરવાનુ મન થયુ તો કોને અને શાની, તેનો સશય પડયો. કોઇ આધુનિક પરશુરામ પૃથ્વી નક્ષત્રી કરવાનો સકલ્પ કરે તેવી અડગ વૃત્તિથી મદનલાલ પર વેર લેવાનો તેણે નિશ્ચય કર્યો એક વાર નહીં પણ અનેક વાર તેણે ભવા ચઢાવ્યા, પણ કોઇ જોનાર નહોતુ ભયકર શબ્દો જીભે આવ્યા, પણ કોઇ સાભળનાર નહોતુ જીવલેણ મુઠ્ઠીઓ તેમના હાથની વળી, પણ કોઇના પર તેની અજમાયશ થાય એમ નહોતુ

નિરાશામા, વિકલતામા ડોકટરે ધરણિ ધ્રુજાવી—સામાન્ય શબ્દોમા કહીએ તો ઝપાટાબધ ચાલ્યા ધરણિ ધ્રુજી અને નવો વિચાર આવ્યો ડાકટર તરફડદાસના ઘર તરફ વળ્યા મહારથી અર્જુન શ્રી કૃષ્ણની સહાય માગવા ગયા

એ શ્રીકૃષ્ણ પરમાત્મા એમની નાનકડી સૃષ્ટિમા લીલા કરી રહ્યા હતા કોટ કાઢી, ખમીસની બાહ્ય ઉંચી ચઢાવી, ધોતીઆનો કછોટો મારી તરફડદાસ પ્રેસનુ રોલર બધ પડી જવાથી તેને તપાસી રહ્યા હતા ડાકટર ગયા, છાપખાનાના નોકરોની શરમ ગણ્યા વિના તરફડદાસને પાસે બોલાવ્યો, બધુ કહ્યુ એક વખત કહ્યુ, પણ ઘણુ ઝપાટા-બધ બોલવાથી તરફડદાસ કૈં ન સમજ્યા ફરીફરીને બોલતા તે સમજ્યા, સમજતા ગુસ્સે થયા બી ઘણી સુદર છે એ સાભળી રસિકતા ઉછળી આવી, તે ઉછળતા ગુસ્સાનો પાર રહ્યો નહીં

નરહરદાસને પહેલો વિચાર એકદમ 'વકીલની ફજેતી' ના મથાળા નીચે બધું 'માર્તંડપ્રકાશમાં' છાપી નાખવાનો આવ્યો. પણ તે સાથે સભાની પણ ફજેતી થાય અને વખત છે ને મારુતિ કાયદેસર પગલાં લે એવી ધાકે એ વિચાર માંડી વાળ્યો.

"હરકત નહીં દોસ્ત! ચાલ, રાવસાહેબ પાસ, આપણે સભાની કાર્યવાહી કમીટી ભરીએ. એ સમજે છે શું?"

"બરોબર છે." ડાક્ટરે પૂર્તિ આપી. 'આવી આપખુદી! આ દેશનું થવા શું બેઠું છ? લોકશાસનની પદ્ધતિ ક્યારે આવડશે? જરા સત્તા આપી કે ગ્રપરેજ ચઢીને બધા બેસ છે."

"એ હું તો પહેલેથી જાણતો હતો. મારુતિ પ્રોબાજ પક્કા છે. ઠીક, પણ એને પણ પુરો પડીશ—પડીએ—ત્યારે ખરા. ચાલ ગંભીરલાલ પાસે."

આ પ્રમાણે મસલત કરતા આ બે નેતાઓ મારુતિ સામા લડવાને હીંમતથી બહાર પડયા.

## પ્રકરણ ૧૭ મું



### ડાક્ટરનાં 'પ્રેક્ટીકલ' પગલાં

બપોરે મારુતિ કોર્ટમાંથી વહેલા આવ્યા તેમનુ હમેશા સ્વસ્થ રહેતુ મગજ અસ્વસ્થ થયુ હતુ પોતાના પુત્રને બચાવવાથી મણિ તરફ તેમનો જીવ ખેચાયો અને બને તો તેને કોઇ પણુ રસ્તે ઠેકાણે પાડવા તે વિચાર કરવા લાગ્યા તે ઘેર આવ્યા અને મણિને બોલાવી ' બહેન ! હવે બોલો શુ કરવુ છે ? '

"કેમ ? તમે મને નામ આપો તો તે ગૃહસ્થને મળુ બાજુ શુ ?"

'જુઓ !" જરાક એમની કાયદાગરી રીતભાત દૂર કરતા તેમણે કહ્યુ 'હુ ખરેખરુ કહુ ? મને મારા પોતાને માટે તિરસ્કાર છુટે છે

'કેમ ભાઇ ?"

' અમે જે જાહેરખબર આપો હતી એ તો તદ્દન ખોટી હતી અમારે તે એ બહાને થોડો ઘણો જશ ખાટવો હતો અમને ખાત્રી હતી કે કોઇ વિધવા–' કહી તે અટક્યા

"હુ સમજી" મારુતિથી ન બોલાયુ તે સમજી જતા મણિએ કહ્યુ

'હા, હવે થઇ પીડા' તમે કહો છો કે કોઇ તમારે છે નહીં હવે શુ કરવુ ? '

મણિનુ હૃદય ખિન્ન થયુ પોતે ક્યા જાય ? લોકોની મૂર્ખાઇનો પોતે ભોગ બની તેણે મુગે મોઢે જોયા કર્યુ

'તમે જરા ગભરાશો નહી' મારુતિએ હીંમત આપી "હુ તમને રખડતા નહીં રહેવા દઉં તમને કેટલી પીડા પડી હશે કે ઘરબાર છોડી આમ પારકે ઠેકાણે આવી પડ્યા એ હુ સમજુ છુ '

"ત્યારે કોઇ પરણનાર તૈઆર છેજ નહીં ?" અતિશય દયામણા-પણાથી મણિએ કહ્યું

"બહેન ! તમને અનુભવ નથી. આપણા સંસારમાં કોઇ સારું માણસ નહીં મળે. કોઇ ટુકપુંજીઓ મળે તે કામનો નહીં તેના કરતાં તો કોઇ ઠેકાણે રહી નીરાતે પ્રભુનું ભજન કરો."

હોઠ પર હોઠ પીસી મણિ મુંગે મોઢે સાંભળી રહી થોડી વારે તેણે કહ્યું "પ્રભુનું ભજન ! શા માટે ? પ્રભુએ મને રખડતી રાખી મારે હવે શી પરવા ?" તેની આંખો ચમકી ઉઠી સામે બેઠેલા મારુતિ આ જુસ્સો જોઇ રહ્યા.

"તમારી હીંમતને શાબાશ છે, પણ આ બધું નિરર્થક આપણે અહીંઆં તો બધાંને કાશીનું કરવત મુકાવવાનું છે" કહી અજાણતાં બીચારાથી અંદરના ઓરડા તરફ જોવાઇ ગયું "હા ! એક રસ્તો છે"

"શો ?"

"ધનેશચંદ્રને કહું તેની સ્ત્રી મરી ગએલી છે એનામાં પાણી હોય તો પરણે પણ મને લાગતું નથી કે એ એટલી હીંમત કરે"

"જુઓ" નિરાશાથી મણિએ કહ્યું "દુનીઆમાં બધું મરદને ફાવતું જ થાય છે મને પણ કંઇ વળે એવું લાગતું નથી નશીબ ! હું પણ નફાઇધડાઇ બેપરવા થતી જાઉં છું"

"ના, તે ગભરાશો નહીં ! મારું ચાલશે ત્યાં સુધી તમારી ખોરાકીપોષાકીની સગવડ કરી આપીશ"

"ભાઇ ! તેની મને પરવા નથી ! તમે મને ઓળખતા નથી જ્યાં સુધી સંસારના લ્હાવા લેવાનાં સ્વપ્નાં મને આવે છે, જ્યાંસુધી પર-ણવાની ધુન લાગી છે ત્યાં સુધી ઠીક છે નહીં તો મારામાં બધું કરવા-ની શક્તિ છે પોપણ ! બે હાથ છે ત્યાં સુધી કકડો રોટલો નહીં મળે?"

મારુતિ આ ભાષા અને આ જુસ્સો જોઇજ રહ્યો સ્ત્રીનો તેનો આદર્શ ગોદાવરીની ઢબ ઉપર ઘણે ભાગે રચાયો હતો, એટલે તે મણિની વાત સાભળી દીંગ થઇ ગયો. તેનુ હૃદય કુટુબવત્સલ હતુ, ગમે તેવી પણ પોતાના છોકરાની મા તરફ તે અંતઃકરણથી સ્નેહાળ થવા ઇચ્છતો હતો, છતા તેના મન આગળ વિચાર આવ્યો કે કોઇ જાદુથી મણિ ને ગોદાવરી અદલબદલ થઇ જાય તો કેવુ ?

"કે નહીં! તમે નીરાતે બેસો હુ ડાકટરને મળી આવુ" કહી મારુતિ નીકળ્યા. સવારના તેમની અને ડાકટરની વચ્ચે ચકમક ઝરી હતી તેથી તેને મળવા તો તે બીલકુલ ખુશ નહોતા માત્ર મણિને ખાતર ગયા

તે ડાકટરને ત્યા પહોચ્યા ત્યારે ડાકટર સાહેબ ગભીરલાલને ત્યાથી તરતનાજ આવ્યા હતા, અને મારુતિને જોઇ ફરીથી ધુધવાવા લાગ્યા

"માઇ ડીઅર ડાકટર! માફ કરો" પોતાની હમેશની રીતથી મારુતિએ કહ્યુ, "સવારના જરા હુ ગરમ થઇ ગયો હતો "

ડાકટરે ગુસ્સાનુ રૂપ પ્રકાશ્યુ–તે બરોબર રીતે ન પ્રકાશવાથી ચીરડાએલી સ્ત્રી જેવો કૈંક દેખાવ થઇ રહ્યો તે મુગામુગા જોઇ રહ્યા મારુતિએ પોતાનુ વાક્ચાતુર્ય ચલાવા માડ્યુ આખરે ડાકટર બલ્યા

"પણ હુ કેમ ભુલુ! મારા જેવા ભણેલા પર આક્ષેપ! આવા શબ્દો ?"

"પણ ભાઇ માફી માગુ–પછી તે કેમ મને ફાસી દેવો છે? તમારુ ચાલે તો તે પણ દો, પણ મારી વાત સાભળો"

'આવા નિસ્વાર્થ સુધારાના કામમા આટલો અગત દ્વેષ! હુ કદી નહીં વીસરુ" કહી ખુરશી પર આડા મરડાઇ ડાકટર છત તરફ જોઇ રહ્યા મારુતિને તેને એક તમાચો મારવાનુ મન થયુ, પણ મન મહામુશ્કેલીએ રોકી રાખ્યુ

"ભાઈ પણ હવે થયું તે થયું; હવે એ સ્ત્રીનું કરવું છે કેમ?"

"હું શું જાણું? મેં આપણા અધ્યક્ષ રાવસાહેબને બધું કહ્યું છે તેમની નજરમાં આવશે તેમ કરશે મારા હાથમાં કંઈ જોખમદારી રહી નથી"

"અરે બધી છે! ગભરાઓ છો શું? હવે આ સ્ત્રીને માટે વર કોઈ બતાવશો?"

"હું શું કરું? મારા હાથમાં રહેવા દીધી હોત તો વાત ઠીક છે તમે મારું અપમાન કર્યું મારું મારું!" કહી ડાકટરે ટેબલ પર હાથ ઠોક્યો

"પણ ધારો કે હું પાછી આપું પછી કંઈ છે?"

"હેં!"

"હા' હું તેજ વાત કરવા આવ્યો છું"

"ઠીક' ત્યારે મારે ત્યાં મોકલાવી દો અને જાહેર ક્ષમાપત્ર લખી આપો છે ખુશી?"

"ઓહો! એટલુંજને' ઠીક, ક્ષમાપત્ર જોઈએ તો પાંચ લખી આપું, અને બાઈને પણ મોકલું, પણ એક શરત છે!"

"શી?"

"એની જોડે પરણો તો!"

જાણે વીજળી પડી હોય તેમ એકદમ ડાકટર ઉભા થઈ ગયા તેમને લાગ્યું કે મારુતિ ગાંડો થઈ ગયો છે

"શું?"

"તમે વિધુર છો બાળું ઝાઝા મગાવહાલા છે નહીં સુધારક છો અને 'પ્રેક્ટીકલ' પગલાં લેવાને ઉત્સુક છો" વકીલે બધાં કારણોની હારડીતોડ રજુ કરી

"શું વાત કરો છો? પ્રેકટીકલ' પગલા ગયા જહાનમમા '

"અરે, પણ તમે તો કેળવાયેલા છો આમ અજ્ઞાનની માફક ગભરાઓ છો શું? જરા 'મોરલ કરેજ' (નૈતિક હીંમત) રાખો

"એટલે હું ગધેડો બનુ, વિધવા પરણું ને મારુ મોઢુ કાળુ મેશ બનાવુ "

"પણ સમાજસુધારો--"

"ગયો સુધા! મોટામોટા સુધારકોના પુછડા જાતે પરણતા નથી ને હું પરણું? એ વાત જવા દો' સાહેબજી' તમે અત્યારે મને ચીડવવા આવ્યા છો સાહેબજી! તમારા 'પ્રેકટીકલ પગલા રહ્યા તમારી પાસે"

"અલ્યા ભાઇ' આ તો તમે કહેતા હતા ને કહુ છુ પ્રેકટીકલ પગલાના હીમાયતી તો તમે હતા રાજ! પણ મારે આ બાઇને તમારી પાસે કેમ કરી મોકલુ? હજુ વિચાર કરી જુઓ"

"મારુતિ! તમે સીધા માણસ છો, તમારી જોડ સીધી વાત કરીશ!" કહી ડાકટરે પોતાનો અવાજ ધીમો પાડયા ' એ મારા સાથે પરણાય તો નહીં, પણ ભલે આવીને મારા ઘરમા રહે હુ પાળીશ, પોષીશ અને જોઇએ તો મારો એ હજારનો વીમો તેના નામ પર કરી આપીશ "

મારુતિ સમજ્યા તેમને ગુસ્સો આવ્યો, પણ તે ક્રમે ક્રમ્મા શમાવ્યો

"તે વાત હુ નહીં જાણું તેને કહીશ "

"તેને શુ કહેવુ હતુ? મોકલી દો મારે ઘેર એ તો તમે તરમા રાખી તેમા, નહીં તો આરતુએ આ પ્રકરણ પુરુ થઇ જાત '

'તે વાત નહીં બને તે હા કહેશે તો ઠીક છે, નહીં તો મારે ઘરે છો રહી"

"કેમ મારુતિ! તુ પણ વઢ્યો કે?"

"ખબરદાર!" જરા ડોળા કાઢી મારુતિએ કહ્યુ "ચાલો સાહેબજી" કહી તેણે રજા લીધી અને ખિન્ન હૃદયે પાછો આવ્યો

મણિ તેની વાટ જોતી બેઠી હતી મારુતિએ આવીને બને તેટલી સફાઇથી વાત કરી વાત સાભળતા મણિનો મીજાજ ગયો તેની આખોમાથી તણખા ઝર્યાં, તેની છાતી ગુસ્સામા ઉછળી રહી

"બધી દુનીઆ સમજે છે કે નિરાધાર સ્રી તો જાણે હરગજીમા મુકાઇ છે! દરેક જણુ એની એજ વાત લાવે છે"

"બહેન, શુ કરીએ? આપણો સસાર કઢગો છે"

"ઠીક તો એ સસારને પણ દેખાડી આપીશ કે હુ શુ કરી શકુ છુ" મારુતિ આ રૌદ્ર સ્વરૂપ તરફ માનભેર જોઇ રહ્યો "તમારે બધાને મન તો હુ રસ્તાનુ રખડતુ રોડુ"

"બાઇ! આવુ કૈં પણ કર્યા વિના છુટકો નથી"

"જો છુટકો નહીંજ થાય, જો આખરે સસારના પાપાચારીઓ મને નહીંજ જપવા દે તો હુ મારી જાતને વેચીશ—પણ તમારા ડાકટર જેવાને નહીં વેચાઉં. હુ વેચાઇશ ને આખી દુનીઆ ખરીદી લઇશ, મારુ ચાલે—મારુ ચાલે તો મરદમાત્રને ઝબ્બે કરુ તમારે રચતા નિયમો-તમારે રચતો સસાર,-તમારે રચતા અમારે વેચાવાનુ અને શા માટે? એક ટુકડો ખાઇ તમારી ગુલામગીરી કરવા! ઠીક ભાઇ! હુ મારી મેળે ફોડી લઇશ"

"ના! બહેન, આકળા પડવાની જરૂર નથી જરા થોભો, જુઓ શુ થાય છે. નહીં તો જુઓ. અમારા રાવસાહેબને કહી નીશાળમા મહેતીની નોકરી અપાવુ. તમારાથી નીરાતે રહેવાશે"

"ઠીક જુઓ" કટાક્ષ આવવાથી મણિએ કહ્યુ, "જે થાય તે ખરુ, અને તેટલી મહેનત કરો પણ મને નથી લાગતુ કે કૈં વળે"

"કેમ?"

"મારા નશીબમા નથી તેમા બીજુ શુ કહુ?"

એટલામા એક પટાવાળો ઉપર આવ્યો

"કેમ! કોણ રાવસાહેબનો માણસ છે?"

"હાજી' રાવસાહેબે ચીઠ્ઠી મોકલી છે"

"લાવ' મારુતિએ ચીઠ્ઠી લીધી, ફોડી, વાચી અને તેનુ મોઢુ ઉતરી ગયુ

"બાપ! આ ડાકટર જપવા દે એમ નથી'

"કેમ?" અતિશય દુખથી નીપજેલી બેદરકારીથી મણિએ પુછ્યુ

"આવતી કાલે આજના સમાજ-ઉદ્ધારિણી સભાના કાર્યવાહક મડળની સભા બોલાવી છે રાવસાહેબને ત્યા તમને લઇ મને બોલાવ્યો છે"

"શુ કરવા?'

"મારો જવાબ લેવા એ પેલા ડાકટર ને તરફડાટના કારસ્તાન!'

"તમને પીડા પડશે?"

"એમા મને શુ કરવાના હતા? એ તો બધાને હુ પુરો પડીશ ગભરાશો નહી"

# પ્રકરણુ ૧૮ મું

## ગભીરલાલને ઘેર

રાવસાહેબ ગભીરલાલના સુદર દીવાનખાનામા એક આરામ ખુરશી પર તેઓ પોતે પડયા હતા તેમના સ્વરૂપવાન્ મુખ પર ઉત્સુકતા પ્રસરી રહી હતી છેલ્લા બે દિવસની વાતથી તેમને જરા મજાહ પડી હતી એક સુદર, નિરાધાર સ્ત્રી આવે, તે આમ ભટકે, અને ન્યાય કરવા પોતે આમ બેસે એ તેમને ઘણુ સતોષકારક લાગતુ તેમણે કેળવણી ઘણા પ્રકારની લીધી હતી એટલે તેઓ રસજ્ઞ અને સૌંદર્યભક્ત હતા, તેમા જુદાજુદા પ્રકારના શરીરસૌંદર્ય પર ખાસ ધ્યાન આપવાની તેમને ટેવ હતી, એટલે આ સ્ત્રી કઇ પક્તિની હશે, ડાકટર ધનેશચદ્રે કરેલી પ્રશસા કેટલે અશે સત્ય હશે એ વિચારમા તે ગેકાયા હતા

એટલામા નોકરે થોડો નાસ્તો લાવી આપ્યો તે તેમણે માધો પાન ખાધુ અને સાડા સાત વાગવાની વાટ જોતા તે બેઠા

"માધુ!"

"જી"

"જો મદનલાલ મારુતિ કોઇ સ્ત્રીને લઇ આવે તો તેને અદરને રસ્તે આ અદરના ખડમા બેસાડજે"

"જી" કહી નોકર ગયો

સવાસાત વાગ્યા કે તેઓએ ઉઠી આરસા સામે જોયુ પોતાના કદાવર, સ્વરૂપવાન્ શરીરનુ તેમને ઘણુજ અભિમાન હતુ

તરત તરફડદાસ અને ધનેશચદ્ર આવ્યા. તેઓએ ખરુ કારણ છુપાવી, મારુતિ ધનેશચદ્રની ખુશામત કરવા આવ્યો હતો એવુ રૂપ આપી તેની

મશ્કરી કરી થોડી વારે અગ્રેજી નીશાળના હેડમાસ્તર અને અવલ-કારકુન આવી પહોંચ્યા સાડાસાતે દારૂના ઇજારદાર, અને મત્કો લગાડવામા એક્કા, ગામના આગેવાન પારસી મી નસરવાનજી આવ્યા રખેને લોકો સમાજ-ઉધ્ધારિણી સભા માત્ર હીંદુનીજ છે એમ કહી નાખે એવા ડરથી, અને ચાલકો ઘણા વિશાળ હૃદયના છે એ પુરવાર કરવાના સ્તુત્ય હેતુથી મી નસરવાનજીને કાર્યવાહક મડળમા સ્થાન આપવામા આવ્યુ હતુ અને ફળના કડીઆ કે ક પણ ઉપહારની મદદ વિના રાવસાહેબને ત્યા અવારનવાર જવાનુ થાય તે માટે તે ઉત્સાહી ગૃહસ્થે એ સ્થાન ઘણીજ હોસથી સ્વીકાર્યુ હતુ થોડી વારે હેઠળથી મારુતિનો સદાનો હસતો ઘાંટો સભળાયો

"કેમ રાવસાહેબ! આવુ કે?" સરકારે 'રાવસાહેબ'નો ખેતાબ અગત કરી નાખ્યો છે છતા ગુજરાતી ભગજ મામલતદારને રાવસાહેબજ માની બેઠુ છે તેની સાક્ષી પુરતા મારુતિએ કહ્યુ

રાવસાહેબના તીવ્ર કાને હેઠળથી અદર જતુ કોઇ સભળાયુ 'હરકત નહીં,' તેમણે વિચાર્યુ "આવો મી. મારુતિ" તેમણે ગભીરતા-થી જવાબ વાળ્યો

મારુતિ હમેશની માફક હસતા બધાને સલામ કરતા કોટના બટન ઉઘાડા રાખી આવ્યા અને રાવસાહેબ પાસે બેઠા

"બોલો ભાઇ! કેમ આજે એકદમ કાર્યવાહક મડળ બોલાવવાનુ કારણુ? મારા મનમા કે વારટ બારટ કાઢવુ છે કે શુ?"

"સીધે રસ્તે લોકો નહીં માને તો તે પણ કરવુ પડે" મા તરફ ઉદાસે મમરો મુકયો રાવસાહેબે તેના તરફ જરા ગૌરવથી જોયુ એટલે તે ચુપ થઇ ગયા પછી ગભીરલાલે ચલાવ્યુ 'મી મારુતિ!

તમારે માટે અમને બધાને ઉંચો મત છે, તમારા પર કોઇ પણ જાતનો આક્ષેપ અમે કરવા માગતા નથી, પણ તમે લીધેલા કેટલાક પગલા માટે કાર્યવાહક મડળને તમારો જવાબ જોઇએ છે—"

"હુ જવાબ આપવા તૈઆર છુ" મારુતિ વચ્ચે બોલ્યો.

તેને વચ્ચે બોલતો અટકાવવા ગભીરલાલે હાથ ઉંચો કર્યો

"કાર્યવાહક મડળને તમારો જવાબ જોઇએ છે" ગભીરલાલે વાક્ય ફરીથી બોલતા કહ્યું તે ગભીરતાથી એક ન્યાયાધીશને શોભે તેવી શાંતિ અને સત્તાથી બોલતા હતા "એક સહમત્રીના કબજામાથી, જોરજુલમ કરી, એક સ્ત્રી સમાજ–ઉદ્ધારિણી સભાનો આશ્રય લેવા આવી હતી તેને, તમે તમારે ઘેર લઇ ગયા, અને તેને કેવા પ્રકારે રાખવા માગો છો તેનો જવાબ આપતા નથી."

"ખોટી વાત!" મારુતિએ બરાડો પાડયા જે ગૃહસ્થો આ વાત નહોતા જાણતા તેમને રસ પડવા માડયો તેમણે એકચિત્તે સાભળવા માડયુ

"ખામોસ રાખો! અમે એમા ઉંડા ઉતરવા નથી માગતા!"

"જેવી મરજી!' કહી મારુતિએ તબીઅત વાળી

"માત્ર એ સ્ત્રીને આ કમીટીને સ્વાધીન કરો"

"તે છેક સહેલ વાત નથી એ સ્ત્રી પહેલા મારી ઓફીસમા આવી"

"તમારી ઓફીસ તેજ સભાની ઓફીસ"

'વારુ! એક યુવાન સુદર સ્ત્રી ડાકટર ધનેશચદ્ર જેવા વાઢાના ઘરમા–"

"સાહેબ! હુ એક ઓર્ડર (નિયમ) નો પોઇંટ (મુદ્દો) ઉઠાવુ છુ આ મારી બદનક્ષી!" કહી ડાકટર ધનેશચદ્ર હાસ્યજનક રીતે ગભીરલાલને સબોધતા લાબો હાથ કરી ઉભા થઇ ગયા

"બૈરી વગરનો હોય તે વાંઢો. તેમાં બદનક્ષી શી?" મારુતિએ પુછ્યું "બૈરી હોય તો બતલાવો."

"ઓર્ડર ઓર્ડર" ના એક બે પોકારો ધીમેથી આવ્યા.

"તમે તમારી વાત આગળ ચલાવો. એ પુરું કરે ત્યાં સુધી કોઇ વચ્ચે બોલશો નહીં."

"પણ સાહેબ, એ ન મહેવાય એવું બોલે છે' ડાકટરે ફરીથી છુરકો માર્યો.

'તો ઉઠીને બહાર જાઓ!" મારુતિએ શાંતિથી કહ્યું. એ આવી જાતના તોફાન સામે પડવાને કુશળ હતા.

"ચાલો! તમે આગળ ચલાવો."

"હાજી! એવી સ્ત્રીને એક કુટુંબીને ઘેર લઇ જવાથી સારું દેખાય માટે મારે ત્યાં લઇ ગયો. તેમાં મારો શું વાંક?"

"પછી?"

"પછી શું? સાહેબ, મારો જવાબ' તેના કરતાં પુછોની આ મારા મિત્રને! સાહેબ! આ જાહેરખબર અપાઇ તે એમની પ્રેરણાથી. એમને 'પ્રેક્ટીકલ' પગલાં લેવાં હતાં માટે. મેં જાણ્યું એમ જે પોતાને માટે કે એમને વિચાર હશે. આ સ્ત્રીના આવ્યા પછી હું એમને ઘેર ગયો. હાથે પગે લાગ્યો. મેં કહ્યું કે જીવનમાં ભાવના સિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે, સંસારસુધારાનો વિજય વાવટો 'પ્રેક્ટીકલ' પગલાથી ફરકાવવાનો અવસર આવ્યો છે. મેં કહ્યું કે તમે પરણો. સ્ત્રી સુંદર છે, કુળવતી છે, ભણેલી છે. સાહેબ! આ મારા અગ્રગણ્ય સુધારક, 'પ્રેક્ટીકલ' પગલાંના હીમાયતી, નવા જમાનાના માર્ટીન લ્યુથરે ચોખ્ખી વસીને ના પડી. આ જાણે સમાજ–ઉદ્ધારિણી માટે તેમને કેટલી દરકાર છે તે વીશે કહ્યું. એટલે પત્યું હોત તો ઠીક, વધારેનું કહું? ડાકટર! છે રજા?

પછી કહેશો કે બદનક્ષી કરી ” મારુતિના સપાટા આગળ ધનેશચંદ્ર જાણે ટાઢે ધ્રુજતા હોય તેમ પાછળ ધસી બેસી રહ્યા શું જવાબ દેવો તે તેને સુઝ્યું નહીં તેના હોઠ ધોળા પડી ગયા હતા

“ મારી રજા ? ” તેણે વગરભાને પુછ્યું

બધાની જિજ્ઞાસા ઘણી વધી નસરવાનજી શેઠે તો તપકીરના ચપટે ચપટા સુધી રસથી વાત સાંભળી હતી તે બોલ્યા

“ વકીલ સાહેબ ! જી ! કહેવા માગરું છે ટે પુરું જ કરો ”

‘ હા ! કાર્યવાહક કમીટી તમારી વચ્ચે જે કૈં થયું હોય તે જાણવા માગે છે ”

“ પણ આ તો કૈં ખાનગી વાત લાગે છે ” મી તરકડદાસ મિત્રની વહારે ધાયા

“ પણ તે સમાજ–ઉદ્ધારિણી સભા સબંધીજ છે માટે અમારો જાણવાનો અધિકાર છે ” અવલકારકુને રાવસાહેબની મુખમુદ્રા પરથી તેમના મગજના વિચાર કલ્પતા બોલવાની હીંમત કરી

“ બરોબર છે ” ગંભીરલાલે નિર્ણય આપ્યો

ત્યારે સાહેબો ! હું કહું છું તે સાંભળો મેં પરણવાની સૂચના કરી ત્યારે આપણા ડાક્ટરે એવી યોજના મારી આગળ રજુ કરી કે તે યાદ આવતા મને કંપારી છુટે છે ”

‘ ત્યારે નહીં કહો ” તરકડદાસે કહ્યું

“ સાહેબ ! તેમને જે સ્ત્રીને પરણતા વાંધો હતો તે સ્ત્રીને–તમે સમજો છોને ? ને માણસ આજે આમ મતા થવા નીકળ્યા છે

“ ખોટી વાત ! ” ડાકટર આખરે બોલી શક્યા “ તદ્દન ખોટી વાત ’ સાહેબ ! તમે બધા સાક્ષી છો, હું એને પુરો પડીશ મારું અપમાન ! મારી બદનક્ષી ! સાહેબ ’ તમે ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ છો મારી ફરીઆદ નોંધો આપ સાહેબના દેખતા મારું આવું અપમાન ! ”

"તમે શાન્ત થાઓ! ડાકટર આપણે બધું કરીશું" તરફડદાસે આશ્વાસન આપ્યું

"જે કરવું હોય તે કરો"

"જુઓ ગૃહસ્થો!" જરા કોલાહલ શાંત થયો એટલે ગંભીરલાલનો ગંભીર અવાજ આવ્યો "આવી પંચાતોમાં પડવું એ આપણને છાજે નહીં એમનું ખાનગી વેર એ ગમે તેમ વાળે નહીં નસરવાનજી શેઠ?"

"નહીં સાહેબ!" હેડમાસ્તરે ધીમેથી પહેલીજ વાર મોઢું ઉઘાડયું "વાત ઘણી જરુરની છે જો આ વાત સત્ય હોય તો મારે સંભાળવું જોઇએ અનીતિ એ રોગના જેવી ચેપી છે, અને મારે આખા ગામના ઉછરતા યુવકો ઉપર છાપ પાડવાની છે"

"માસ્તરસાહેબ! રાવસાહેબ ઠીક કહે છે" મારુતિએ આ બધી મઝાહ જોતાં કહ્યું "આપને ડાકટરનો ચેપ નહીં લાગે નિશ્ચિત રહેજો પણ એ ભાજગડ કરવા જતાં પેલી બાઇનું શું? તે બીચારી નિરાધાર માટે તો કંઈ વિચાર કરીએ પછી રાત મોડી થઇ જશે"

"બોલો ત્યારે તમે તેને આપી દેવા ખુશી છો?" ગંભીરલાલે પુછ્યું તેમને સ્ત્રી જોવાની ઉત્કંઠા વધારે ને વધારે થતી હતી

"હા! જો કંઈ તેને માટે સારી વ્યવસ્થા કરી શકો તો"

"શી?"

"સાહેબ! મારા પરના આ આક્ષેપનો ફેસલો કે કરવો જોઇએ" ડાકટર અને તરફડદાસ કંઈ ખાનગી મસલત કરતા હતા તે પુરી થઇ એટલે ડાકટરે જણાવ્યું, "મે એવું કદી કહ્યુંજ નહોતું મારા જેવા સદ્‌ગૃહસ્થ પર આવો આક્ષેપ!"

"આખો ડારો ટેનુ ટે" નસરવાનજી શેઠે તપકીરનો ચપટો અડધી મીનીટ સુધી નાકમાં જવા દેતાં કહ્યું, "જરા આપ બીજી વાટ હાયચ ટેમાં ટો કંઈ ભેજું ચાલો"

"ત્યારે તમે શુ કહ્યુ હતુ ?" હેડમાસ્તરે પુછ્યુ

"મે તો માત્ર મારા ઘરમા રસોઇએણ થઇ રહેવાનુ સૂચવ્યુ હતુ"

"ગૃહસ્થો! મારો એવો અભિપ્રાય છે કે આ વાત અહીંઆથીજ પડતી મુકવી હશે કોઇ ઉતાવળમા બોલ્યુ હશે, કોઇ ઉંધુ સમજ્યુ હશે. લોહી ઉકળે ત્યારે કે કૈં થાય તમે બંને મિત્રો છો આપણી સભાના સ્તંભરૂપ છો તમારો વિરોધ ભુલી જાઓ-મલાહ કરો એમા આપણી સભાનું પણ ગૌરવ સચવાશે આ કલહ કોરટે ચઢશે તો આપણો, સભાનો અને સસારસુધારાનો કેવો ફજેતો થશે ?

"બરોબર છે" અવલકારકુને ટેકો આપ્યો

"મને પણ કૈં વાંધો નથી" મારુતિએ કહ્યુ

"મારુતિએ માફી માગવી જોઇએ" તરફડદાસે કહ્યુ

"મે જે કહ્યુ તે મારી સમજ પ્રમાણે સત્ય છે હૂ માફી નહીં માગુ." મારુતિએ કહ્યુ.

"મી મારુતિ! તમારા જેવા સમજુએ જરા વિચાર કરવો જોઇએ" ગભીરલાલે કહ્યુ

"રાવસાહેબ કહે છે છટા ટમોબી સુ!" મી નસરવાનજીએ કહ્યુ

"તમારે શબ્દો તો પાછા ખેચવાજ પડશે" ગભીરલાલે કહ્યુ

"ઠીક! મારી સમજ પ્રમાણે મારી વાત સાચી છે ને સમજ ખોટી હોય તો મારુ કહેવું પાછુ ખેચુ છુ થયુ ?"

"ચાલો"

"સાહેબ! હજુ ત્યાંનો ત્યા વળગ્યો છે."

"શુ ક્યારની પચાત કરો છો ? આવી નજીવી બાબત પાછળ મારો કીંમતી વખત ગુમાવો છો ?" ગભીરલાલે ગુસ્સામા કહ્યુ, "આ

કલાક થયો તે શુ ઘાસ કાપીએ છીએ? એવુ હોય તો જાઓ તમે બોલી લો! મારુ રાજીનામુ આપુ છુ છટ નોન્સેન્સ જાણે નાના છોકરાની રમત મી. મગનલાલ, પેલી કલમ ને ખડીઓ આપો, હુ રાજીનામુ લખી આપુ" કહી રોફમા ને રોફમા રાવસાહેબ ઉઠી ગયા નાના છોકરાંને બાપા વઢયા હોય તેમ ચુપ થઇ બધા બેસી રહ્યા, અને જોયા કર્યું ગભીરલાલ જઇ એક સોફા પર બેઠા અને પાછળ નસરવાનજી શેઠ હાથમા પખો લઇ પાસે ગયા અને ધીમેધીમે પવન નાખવા માડયો

આ ઠપકાથી, આ ગુસ્સાથી કાર્યવાહક મડળ સ્તબ્ધ થઇ ગયુ કોઇક મીરુદરનુ જાણે વજ્રશાસન નીકળ્યુ હોય અને હાર ખાધેલુ સૈન્ય જેમ ધ્રુજે, તેમ આ સભા કપવા લાગી ગવસાહેબ-તેમા આવા પાવરધા રાવસાહેબનો આવો કોપ' ત્યા બેઠેલા બધાને મન દુનીઆ ડાલવા લાગી-પ્રલય મારુત વાવા લાગ્યો, પ્રલય સમુદ્ર આગળ વધવા લાગ્યો

આખરે તરફડદામે અવલકારકુનને કહ્યુ તેણે હેડમાસ્તરને કહ્યુ હેડમાસ્તર જઇ મી નસરવાનજી પાસે બેઠા. નસરવાનજીએ રાવસાહેબને જોરથી પવન નાખ્યો પવન નાખતા રીઝવ્યા રીઝવતા તે મનાયા. મનાઇને તરત ઉઠી પાછા આવ્યા તેમનો કોપ અદૃષ્ટ થઇ ગયો, પણ સખ્તાઇથી તેમણે અધ્યક્ષપણુ પાછુ લીધુ

"સાહેબ' મારી વિનતિ એવી છે કે આ બાઇને જો આપ કોઇ મ્યુનીસીપલ નીશાળમા મહેતી તરીકે રખાવો તો તે હાલ ઠેકાણે પડે નહીં તો એને રાખશો ક્યા?"

"કેમ, એના સગાવહાલા નથી?"

"ના, એ તો કોઇ દુખની મારી બીચારી એકલી ભટકે છે'

"હે!" ગભીરલાલના સકેત સપાટ કપાળ પર કરચલી પડી

"કઇ ન્યાતની છે ?"

"બ્રાહ્મણ છે કઇ ન્યાતની છે તે ખબર નથી"

ગંભીરલાલની ભવ્યતાનો અણુદીઠો ભંગ થયો.

'કયા ગામની છે ?" તેમના સ્પષ્ટ ઘાટામાં જરાક ધાસ્તી જેવું જણાતું હતું તેમણે તરત દૃઢતાથી ડોકું ઉંચું કરી પોતાનું હમેશનું ગૌરવ ધારવા પ્રયત્ન કર્યો

"તે ખબર નથી"

"ઠીક"

"ત્યારે સાહેબ તેને અહીંઆ બોલાવોની કે બહુજ ચોખ્ખું ચપાટ થઇ જાય" નસરવાનજી બોલ્યા

"તમને શું ખબર મી નસરવાનજી! અમારા સુશીલ બૈરાંઓને મરદ આગળ આવતાં કેટલું થાય?" ગંભીરલાલે સખ્તાઇથી કહ્યું

ગંભીરલાલ પહેલાં સ્ત્રીને બહાર બોલાવવા જેવા આતુર હતા તેવાજ અત્યારે આતુરતા વગરના થઇ રહ્યા બધાને આ ફેરફાર કૈં વિચિત્ર લાગ્યો પણ તરફડદાસ શીવાય કોઇએ ખાસ ધ્યાન આપ્યું નહીં માત્ર મારુતિ ખુશ થયો

"ત્યારે એક કામ કરો' અવલકારકુને ગંભીરલાલનો અભિપ્રાય કલ્પી ઉમેર્યું "આપ, મારુતિ અને આ હેડમાસ્તર સાહેબ અંદર જાઓ અને તેની શી મરજી છે તે પુછી આવો"

બરાબર" નસરવાનજીએ ટેકો આપ્યો

"નહી! મી મગનલાલ, તમે અને હેડમાસ્તર સાહેબ બે જણુ જાઓ, અને તેનો શો ઇરાદો છે તે પુછો માધુ!"

'જી!" નોકર દોડતો ઉપર આવ્યો

"મી મગનલાલને ને માસ્તરને પેલી બાઇ પાસે લઇ જા '

"જી" કહી નેચક ઉપાડી અદર ગયો અને પાછળ મગનલાલ અને માસ્તર પેઠા

ક્યા સુધી અદર કૈં ન ભળાયુ નહીં પછી અદર છાનામાના વાતચીત થતી સભળાઇ બધા કૈં આમથી તેમ ને તેમથી આમ જતા સભળાયા, કૈં વિચિત્ર રીતે બધુ ચાલતુ હોય એમ જણાયુ થોડી વારે અવલકારકુન બહાર આવ્યો તેના હોસકોસ ઉડી ગયા હતા, તેની ગભરાયલી આખો ગભીરલાલનુ મુખ શોધતી હતી

"સાહેબ ' અદર તો કોઇ નથી"

"હે '" બધા એકે અવાજે બોલી ઉઠયા ગભીરલાલે હોઠ દબાવી સ્વાસ્થ્ય આણ્યુ અને જાણે નીરાત થઇ હોય એવો નીસાસો મુકયો

"હા' માધુ કહે છે કે એ જાતે બાઇને અદર બેસાડી ગયો, પણ અદર કે આખા ઘરમા કોઇ નથી બાઇ પસાર થઇ ગઇ" હેડ માસ્તરે બહાર નીકળી બધી વાત કહી ગભીરલાલ જરા પહેલા હતા તેવા સ્વસ્થ થવા લાગ્યા

"શુ કહો છો ? માધુ ' ચોર' બોલ એ કયે રસ્તેથી ગઇ '"

માધુ ધ્રુજતો આવીને ઉભો રહયો

' ના સરકાર, હુ હેઠળ હતો કોઇ ગયુ નથી પાછલી બારીએથી કુદીને ગઇ હોય તો "

' અરે એમ તે જાય ?" મારુતિએ કહ્યુ તેણે મણિને એટલી વિશ્વાસપાત્ર ગણી હતી કે આ વાત તેના માનવામા નહીં આવી.

"મી મારુતિ ' મહેરબાની કરી માધુ જોડે તમે ફરીથી આ આખુ ઘર તપાસો "

"હા ' હુ પણ આવુ ' કહી તરફડદાસ ઉઠવા ગયા

"તમે અહીંઆજ બેસો" સત્તાથી રાવસાહેબે કહ્યું એટલે 'માર્તંડ-પ્રકાશ'ના તંત્રી મહાશય ખુરશીમાંથી અડધા ઉઠી પાછા બેસી ગયા

મારુતિ અને માધુ અંદર ગયા

"ગૃહસ્થો! આજે આ આપણી વિચિત્ર મીટીંગ પુરી થઇ હવે પછી મળીશું એ સ્ત્રી મળે નહીં ત્યાં સુધી વધારે પંચાત કરવી કામની નથી "

"બ્રેઇવો છે ચાલો ટારે સાહેબજી મહરબાનો' કહી નસરવાનજી ઉઠયા

"મી તરફડદાસ! આજની મીટીંગ વીશે એક અક્ષર પણ 'માર્તંડ-પ્રકાશ'માં નહીં આવે"

"સાહેબ જરા—"

"જરાએ નહીં" ગંભીરલાલે હુકમ કર્યો બધા રજા લઇ રવાના થયા. મારુતિ પણ નિષ્ફળ મહેનત કરી પાછા ફર્યા

"મને ઘણું આશ્ચર્ય લાગે છે એ બાઇ આમ નાસી જાય એવી લાગતી નહોતી."

"મી. મારુતિ! હજી તમે દુનીઆના પાખંડો પુરેપુરા નથી જોયા કે કે માણસો હોય છે ઠીક ત્યારે સીધાવો "

"હાજી! પણ આપ, ફોઝદારને કહી એની તપાસ કરાવો તો ઠીક"

"હા! બરોબર છે તમે જતા આ પાસેની ચોકીના જમાદારને મોકલો હું કહાવી દઉં "

"ચાલો ત્યારે સાહેબજી!"

મારુતિ ગયા એટલે ગંભીરલાલ કયાં સુધી ભોંય પર આંખ ટેકવી બેસી રહ્યા તેમનું મન જાણે ભૂતકાળમાં ભ્રમણ કરતું હોય તેમ લાગ્યું તેમનું વદન નિસ્તેજ હતું તેમની આંખોની પ્રભા પર વાદળ છાયું હતું તે વિચાર કરતા હતા, ચિંતા કરતા હતા કે પશ્ચાતાપ? થોડી વારે માધુ આવીને ઉભો રહ્યો તે પોતાના સબળ, સ્વસ્થ શેઠને આવા

જોઇ વિસ્મય થયો, તેનુ ધ્યાન ખેંચવા જરાક ખાસી ખાધી ગભીરલાલ વિચારમાથી જાગૃત થયા નહીં આમ દસ મીનીટ થઇ માધુએ જોરથી બારી બધ કરી રાવસાહેબ જાગ્યા ને ઉચુ જોયુ

"કેમ?"

"સરકાર! હેઠળ જમાદાર આવ્યા છે"

"કયો જમાદાર?"

"આપે બોલાવ્યો હતો. મારુતિ સાહેબને કહ્યુ હતુ"

"હા બોલાવ" જમાદાર ઉપર આવ્યો

"રામસિહ, આજે એક કોઇ ભટકતી બાઇ અહીંઆ આવી હતી, અને મારી બારીએથી ભુસકો મારી ચાલી ગઇ જરા તેના પર ધ્યાન રાખજે, અને જો જણાય તો પકડવાની જરુર નથી ગામ બહાર છાનીમાની નીકળી જાય એમ કરજે સમજ્યો?"

"હા સરકાર!"

"જોજે ચોક્કસ!" કહી ગભીરલાલે ડોળા કાઢયા, અને પછી એકદમ બનાવટી રીતે હસતા કહ્યુ "રામસિહ, તુ કેટલામા વર્ગમાં છે?"

"સરકાર! સત્તર રૂપીઆના સાહેબ મારે પાચ તો છોકરા છે આપ સુપ્રીન્ટેન્ડટ સાહેબને બે અક્ષર–"

"ઠીક ઠીક! મારી નોધમા તારુ નામ નોધી લઉ" કહી તેમણે નામ નોધ્યુ 'મેં આ વાત કહી તે ખાનગી રાખજે"

"તેમા કહેવુ નહીં પડે સરકાર." કહી સલામ કરી જમાદાર રવાના થયો

"સરકાર! ભટ કહે છે કે વખત થયો છે!" માધુએ જણાવ્યુ

"કહે કે મને રુચિ નથી. તે ખાઇ લે પછી બારણા બધ કરી દો મને ઉંઘ આવે છે."

માધુ ચકિત થયો પણ મુગે મોઢે ચાલ્યો ગયો ગભીરલાલ પાછા વિચારમા ગરકાવ થઇને બેઠા

## પ્રકરણ ૧૯ મુ

## ગભીરલાલની અણધારેલી પીડા

ગભીરલાલ નીચુ માથુ કરી બેસી રહ્યા તેમના મનમા કે અજબ જેવી ખિન્નતા આવી હતી તેમના જીવનમા કોઇ પણ બીજો પ્રસગ એવો નહોતો આવ્યો કે તેમને આવી રીતે ધ્રાસ્કો પડયો હોય આજે અચાનક હૃદય બેસી ગયુ અત્યાર સુધી જે માણસે કદી કૈ પણ કરતા પાછુ ફરીને જોયુ નહોતુ—જે હમેશા રોફથી, ગૌરવથીજ દુનીઆ સામે જોઇ રહેતો, તે અત્યારે ન સમજાય એવી ગમગીનીમા ગરકાવ થયો—અણસમજી ધ્રાકથી ધ્રુજતો બેઠો શાની ધાક, કોની ધાક તે તેને સમજાયુ નહીં

તેમની આખ આગળ એક બાળા આવીને ઉભી રહી—તેના કામળ અગોનો જાણે તે સ્પર્શ કરી રહ્યા હોય એમ લાગ્યુ અત્યાર સુધી કોઇ દિવસ તેનો વિચાર નહોતો કર્યો—અત્યારે જાણે તે ભવાનીની પ્રચડ મૂર્તિ હોય તેવી લાગી રાવસાહેબ તેને યાદ લાવતા કપવા લાગ્યા, જાણે હાથમા શીત આવ્યુ હોય તેમ તેમા ગરમી પેદા કરવા તેને એકબીજા સાથે ઘસવા લાગ્યા ધીમેધીમે તેમની ધાસ્તી વધી જાણે હમણા કોઇનુ ભૂત આવશે કે શુ—હમણા કોઇ ખાઇ જશે કે શુ—કોઇ મારી પાડશે કે શુ, એમ તેમને લાગ્યુ તેમનાથી આસપાસ પણ જોવાયુ નહીં તેમનુ માથુ નીચુ ને નીચુ છાતી પર પડયુ આખ પણ તે ઉચાડી શકયા નહીં

તેમના મગજમા એક મુખ રમી રહ્યુ, દુખપૂર્ણ, અશ્રુભીની આખો તેમની સામે ખુનસથી જોઇ રહી ગભીરલાલના અભિમાની મને આવા વિચારો દૂર કરવા પ્રયત્ન કર્યા આ વાત ખોટી છે, આવા

વિચારો ઠાલા છે એમ વિચારવા તેમણે પ્રયત્ન કર્યો પ્રયત્નો નિષ્ફલ થયા, અને તે વધારે ને વધારે ડરતા ગયા

તે ઉંઘતા હતા કે જાગતા હતા તેનુ પણ તેમને ભાન રહ્યુ નહો તે મહા મુશ્કેલીએ ઉભા થયા—તેમના પગ કપતા હતા તેમણે આસપાસ જોવા પ્રયત્ન કર્યો તેમની નજર અદરના બારણા તરફ પડી—ત્યા કોઈને ઉભેલુ જોયુ, કોઇ સ્ત્રી જેવુ દેખાયુ, જાણે સ્વપ્નુ વધારે સ્પષ્ટ થતુ હોય તેમ લાગ્યુ, જાણે સ્ત્રીનુ મુખ ઓળખ્યુ ગભરાતા, બહેબાકળા બનેલા ગભીરલાલ ગાડા જેવા થઇ ગયા એ કોઇ દેખાતુ હતુ તેને ખાળવા હાથ ઉંચા કર્યા, "ઓ—ઓ—ઓ—" કરી તે બેસી ગયા

"આટલા ગભરાઓ છો શુ ?" જરા મજાકમા, જરા મમ્તાઇથી બોલતો સ્વર આવ્યો ગભીરલાલના હૃદયમા પ્રતિશબ્દ થયો—તેમણે સ્વર ઓળખ્યો તે ટટાર થઇ ગયા-સ્વપ્નુ દૂર જાય માટે તેમણે આખો ચોળી

તેમણે પાછુ બારણા સામે જોયુ—સામે મણિ ઉભી હતી ગભીરલાલ ધ્રુજતા ખુરશીમા પાછા પડયા "કોણ મૃદુલા ?"

મણિ હસી ગભીરલાલને કમકમા આવ્યા

"મૃદુલા! મૃદુલા! તુ—તુ અહીંઆ ક્યાથી ?"

"કેમ, તમારુ ઘર તે મારુ નહીં ?" શાતિથી મણિએ જવાબ આપ્યો

ખરેખરા જીવત મનુષ્યની હાજરી જાણી ગભીરલાલને હીંમત આવી તેમણે વીખરાઈ ગયલી બુદ્ધિ ઍમેટવા માડી

"તુ ક્યાથી આવી ? મે સાભળ્યુ કે તે તો આત્મઘાત કર્યો"

"તમે તો સાબભોસ્તો પણ મારા વગર તમને કેમ ગમે ? મને શી ખબર કે તમે વિધવાવિવાહના હીમાયતી હજુ રહ્યા છો"

"કેમ ?"

"ભુલી ગયા ? હમણા તો મારો ન્યાય કરવા બેઠા હતા"

"તુ !—હા હુ ભુલી ગયો મૃદુલા ! તુ કયા ભરાઇ ગઇ હતી ?"

"મને શી ખબર કે આપેજ જાહેરખબર આપી હતી !" જરાક મશ્કરીમા બોલતા મૃદુલા–મણિએ કહ્યુ, "હુ શુ જાણુ કે તમારે ત્યાજ મારે આવવાનુ થશે ! હુ આવી ને મે તમને જોયા એટલે બધો વિચાર છોડી તમારા કબાટમા ભરાઇ બેઠી તમારી સભા દેખતા હુ તમને મળુ તે તમને કે ગમે ?"

ગભીરલાલ સજ્જડ ગભરાયા હતા, છતા કોઇ પણ પ્રકારે સ્વાસ્થ્ય મેળવી, આ પ્રસગ કેવી રીતે કેળવવો તેનો વિચાર કરવા લાગ્યા હતા

"તુ ધીમે બોલ ! હેઠળ મારા સીપાઇઓ જાણશે "

"તેમા થઇ શુ ગયુ ! કાલે સવારે તો જાણશેજ કેની ?"

"કેમ ?"

"હુ હવે અહીઆજ રહેવાની છુ "

"ના ના, એ કેમ બને ! લોકો તો તને મરેલી ધારે છે"

"લોકો ગમે તે ધારે જાહેરખબર તમારે માટે આપી હતી ને ?"

"ના, કોણે કહ્યુ ?" આ વાત કોઇ સાભળે તો શુ અસર થાય તેનો વિચાર કરતા ગભીરલાલે પુછ્યુ આ સ્ત્રીને હવે કેમ કાઢવી તેનો ઇલાજ શોધતા તે બેઠા હતા "તે કે થાય ? પણ તુ અહીંઆ ક્યાથી તે તો કહે ?"

"એમા શુ કહેવુ હતુ ? મારા છેલ્લો તાર મળ્યો હતો ? મારો કાગળ મળ્યો હતો ?"

"ના !"

મણિએ તિરસ્કારથી, ગુસ્સામા ગભીરલાલ સામે જોયુ

"જુઠુ નહીં બોલો બને પહોચ્યા હશે—નહી તો જાય કયા ? એમ કહો કે તમને મારુ મોહુ નહોતુ ગમતુ જ્યા સાથી હુ વળગી

હતી તેને દૂર કરવી હતી મેં નદી કુવો કરવાની ધમકી આપી તેથી તમને નીરાંત થઈ તમારા મનમાં કે ટાઢે પાણીએ ખસ જશે કેમ?" મણિની આંખમાંથી જ્વાળાઓ નીકળવા માંડી "મને શું ખબર કે રાવસાહેબ ગંભીરલાલ તો અહીંઆ વિધવાવિવાહના વડા બાપ થઈ પડ્યા હશે"

"મૃદુલા! તું આમ ગુસ્સો શા માટે કરે છે? તારો તાર મળ્યો, ત્યારે ત ગામથી નીકળવાનો તાકીદે હુકમ મળ્યો હતો. તેજ વખત મારી અહીંઆ બદલી થઈ"

'તો એક કાગળ લખવો હતો એક માણસ મોકલવો હતો તમને ખબર તો હતી કે તમારી આશાએ હું જીવ્યા કરતી હતી તમને ખબર છે કે કેટલી પીડાએ કેટલી ભીખ માગે મેં રૂપીઆ ભેગો કરી તમને તાર કર્યો' મણિએ પુછ્યું 'તમે અહીંઆ નીરાંતે મોજ મજાહ માણ્યા કરો, મારે માથે શું શું વીતી તેનો કૈં ખ્યાલ છે?"

"તું જરા શાંત થા પછી શું કર્યું?"

"મેં? હું જહાનમમાં પડી મેં સંસાર છોડ્યો કહી ઉંમરા બહાર પગ નહોતો ધર્યો તે તમારે પાપે રઝળતી થઈ''

'તને ઘણું વેઠવું પડ્યું હશે?" મને તેટલી અનુકંપા સ્વરમાં લાવી ગંભીરલાલે પુછ્યું

"નારે! મારે માટે તો બધે આવા છત્તર પલંગ પાથર્યાં હતા. ચાનો પણ હવે ગઈગુજરી જવા દો આખરે તમે મળ્યા એટલે મને નીરાંત થઈ" કહી મણિ ખુરસી પર બેસી ગઈ ગંભીરલાલને ફરીથી કમકમાં આવ્યાં મણિએ આંખોમાંથી છેડા વતી આંસુ લુછ્યાં

ક્યાં સુધી કોઈ બોલ્યું નહીં ગંભીરલાલ શો રસ્તો કાઢવો તેનો વિચાર કરતા હતા 'મૃદુલા! હા, હવે ગઈગુજરી જવા દે બોલ હવે તારે શું કરવું છે?" કૃત્રિમ નરમાશથી ગંભીરલાલે પુછ્યું

"મારે હવે કરવાનું શું હોય?" મણિએ એક તીક્ષ્ણ નજર ગંભીરલાલ તરફ નાખતાં કહ્યું "તમે મળ્યા એટલે મને પ્રભુ મળ્યા તમે મને પહેલાં મળ્યા ત્યારે શું કહેતા હતા તે ' '

"હું શું કહેતો હતો?" જાણે ભુલી ગયો હોય એવો ડોળ કરતાં ગંભીરલાલે પુછ્યું

"વાહ' એટલામાં ભુલી ગયા? તમે કહેતા હતા – બધાં ધર્મ શાસ્ત્રો વિધવાને પરણવાની રજા આપે છે તમે કહેતા હતા કે દાવની સ્થિતિ ક્રૂર છે, અનીતિમાન્ છે ભુલી ગયા ' તમે મારી નજર આગળ સુખમય જીવન ધર્યું હતું ને વીસરી ગયા'" મણિ જરા તિરસ્કાર-માં હસી 'ગરીબ બાપડી નિરાધાર સ્ત્રીને આપેલાં વચનો કોણ સંભારવાની પરવા કરે છે?"

ગંભીરલાલ મુગે મોઢે બેસી રહ્યા જાળમાં માછલી સપડાયા પછી તે જેવા વિચારો કરે તેવા વિચારો તે કરવા લાગ્યા તેમણે મણિ સામે જોયું અમલની ટરમાતી, દુ:ખી, શરીરને ઝટઝટ ક્ષીણ કરતી મૃદુલા-ને બદલે મહાયોગી મહારાજને ત્યાં નીગતે રહી આવેલી રૂપવતી, તેજસ્વી, સ્વસ્થ મણિ તેમણે જોઈ

"હવે શું વિચાર કરો છો? તે વચન પાળવાના દિવસો આવ્યા છે"

મ ગ ' નુ જરા મારી વાત સાંભળ આપણે નાનપણમાં જે કર્યાં છીએ ને વીસરીએ છીએ"

આહ નહિના પર નાનપણ હતું ' કોનું તમારું કે મારું ' જુઓ, થયું ને તો થયું મારા પણ દુ:ખનો અંત આવ્યો લોકલાજની પરવા હવે મને નહીં નથી તમે કહો તે દિવસે આપણે પરણીએ''

ગંભીરલાલે ડોકું ધુણાવ્યું

"ના કહેશો નહી ' તમે મારા શ્વાસ ને પ્રાણ છો તમારે વચને હુ ગાડી થઈ ગઈ હતી, તમારા પર ગયેલી શ્રદ્ધાએ મે ભવોભવની આશા છોડી હવે તમે નગુરા થશો ?" મણિનો અવાજ ખરેખરો ભાવપૂર્ણ હતો કે મજાક કરતા હતો તે કળવુ મુશ્કેલ હતુ

ગભીરલાલ વધારે ગુચવાયા માછલીને જાળ વધારે સખત થતી લાગી શુ કરવુ ?

મણિ બે મહિનામા ઘણુ શીખી હતી એટલે સમર્થ હતી, છતા છેલ્લો પાસો નાખતી હતી

તમારે કોની પરવા છે ?" તેણે આગળ ચલાવ્યુ, "તમે પૈસાદાર છો, હોદ્દાર છો તમારે સ્ત્રી નથી તમે સુધરેલા વિચારના છો જે સ્ત્રીએ તમારે માટે સર્વસ્વ આપ્યુ તેના સારૂ તમે નહીં થાઓ તો કોણ થશે ?"

વાત ફેરવવા ગભીરલાલે ભગીરથ પ્રયત્ન કર્યો અને કહ્યા—'

"હા તે હમણા યાદ આવે છે ? એ પણ મારી નવીન' નીકા-કુવામા મે તેને નાખી ? કાલે સવારે આપણે નાની મગાવીશુ સરસુખ તમારા જેવી કે મોટી થશે તો ઇન્દ્રની અપ્સરાઓ લજવે । "

ગભીરલાલને આ શબ્દ સુજ્યા એક પલક માત્રની મુઝવણના પરિણામ તેને બહુ કડવા લાગ્યા

"શુ વિચાર કરો છો ? મારા પર જરા દયા નથી આવતી ? તમારી છોકરી પર પણ દયા નથી આવતી ? ના ના, તમે છેક આમ નિર્દય શુ થાઓ છો ?" મણિએ કહ્યુ તેની આખમાથી દડદડ આસુ પડવા માડયા ને ગભીરલાલ તો તેની સામે જોઈ શકતાજ નહોતા

"મૃદુલા! મૃદુલા! તારું હેત તો અથાગ છે, માટેજ તને એક વાત કહું છું સાંભળ"

"શી?"

"મારાથી પરણવાનું બને એમ નથી"

"કેમ?" મૃદુલાએ હસીને પુછયું આજ જવાબ આવશે એમ તે જાણતી હતી

"જો મારી આબરુના કાંકરા થઈ જાય આટલી પદવી પર આવ્યો છું તે ધુળ મળે"

"કેવી રીતે આબરુ જાય—સરકાર શું નોકરી લઈ લેશે?"

"ના પણ પુનર્લગ્નથી મારી પ્રતિષ્ઠા જાય તે"

"પ્રતિષ્ઠા! જે પ્રતિષ્ઠાએ નિર્દોષ માદીકરીને કચરી નાખી તમારી ભાવનાઓને ભ્રષ્ટ કરે તે પ્રતિષ્ઠા! આ શું બોલો છો?"

"આપણા સ્વપ્ન અને ખરો સંસાર જુદા છે, મૃદુલા!"

"એમ?" ગૌરવથી માથું ઉંચું કરતા મણિએ કહ્યું "ત્યારે મને ફોસલાવી હતી તે સ્વપ્ન વડે—હવે તરછોડો છો સંસાર માટે?" મણિએ ક્યાં સુધી દાબી રાખેલો જુસ્સો પ્રગટ થવા લાગ્યો

"તું આ બધુ બોલતા ક્યાંથી શીખી?"

"તમે દીધેલા દુ:ખથી! મને રઝળતી કરી મુકી તેથી હું જો મારી જુની રીતે રહેત—અપવાસો કરી, કષ્ટ વેઠી, જીવન ગાળતી હોત તો આ બધું નહીં શીખત તમે સંસારના દ્વાર ખોલી મને સોનેરી આશાઓ દેખાડી હવે આમ બારણાં બંધ કરવા માગો તે કેમ?"

"જો મૃદુલા! આ તો આપણે નકામી માથાકુટ કરીએ છીએ તું નિરાધાર છે, થોડોઘણો મારો પણ વાંક હશે એ કબુલ છે, પણ

મારાથી મારો હાલનો સંસાર, આબરુ, પ્રતિષ્ઠા છોડી ઉછાછળા જુવાનીઆ પેઠે મારા અભિપ્રાયોને ખાતર મારી આશાઓ તોડાય નહીં."

"ત્યારે મારી આશાઓ તોડાય-મારુ જીવન ભ્રષ્ટ થાય? હુ કલંકિત થઇ દુનીઆમા ભટકુ?" મણિએ પુછ્યુ.

"તે હુ ક્યા કહુ છુ? તને ભટકવા નહી દઉં. તુ કહે તે ઠેકાણે તને એકલી, સુખમા રાખું. તે પસંદ નહીં પડે તો મારુતિ કહેતો હતો તેમ સ્કુલમા મહેતીની નોકરી અપાવુ. પણ—"

"પણ?

"પણ તે બહુ સારુ નહીં. અહીંઆ ચગોવગો વર્ણો થયો છે એટલે અહીંઆ તુ રહે તે મને ફાવે નહીં."

"ત્યારે તમે કહો ત્યા જઇને છાનીમાની પડી રહુ, ને તમે જે પૈસા મોકલાવો તેમા મારો નિર્વાહ કરુ?" ધીમેધીમે મણિએ કહ્યું.

"તુ ઘણી હુશીઆર છે, ઝટ દઇને સમજી જાય છે. શી તારી બુદ્ધિ!"

"વાહ મારી બુદ્ધિ!" મશ્કરીમા મણિએ કહ્યુ. "માત્ર મારી બુદ્ધિ તમે ધારો છો તેના કરતા રહી ગઇ છે."

"કેમ?" ગંભીરલાલના મનમા ફરીથી ધ્રાસ્કો પડતા તેણે કહ્યુ.

"કેમ શુ? બોલતા જીભ કચવાઇ નથી જતી?" કંઇ ડોળા કાઢી મણિ ઉભી થઇ ગઇ—બાયલાની માફક ગંભીરલાલ ખુરશી પર પાછા હઠ્યા.

# પ્રકરણ ૨૦ મુ

## મણિનો નિશ્ચય

જરા શ્વાસ લઇ ગુસ્સામા મણિએ પુછ્યુ

" મને પટાવી ફોસલાવી ભ્રષ્ટ કરતા શરમ ન આવી ? હુ વીનવી વીનવી થાકી પણ મને ને તમારી છોકરીને મરવા દેતા શરમ ન આવી ? અને હવે—હવે, મને આ વાત કરતા મોમા જીભ નથી પડતી ? "

ગભીરલાલ ગભરાયા મણિનુ સ્વરૂપ તેજસ્વી વધારે લાગ્યુ પણ એકદમ, જાણે કે નવો વિચાર આવ્યો હોય તેમ તેમણે સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો, ખુરસી પર બેસી જઇને કપાળ પર આવેલા પરસેવા લુછ્યા, અને જોર કરડી ગુસ્સો શમાવ્યો

" બોલો ' હવે વધારે કહેવામા માલ નથી તમારા જેવા તો થોડાકજ હશે છતા આવા નોતરા દૈક આવી ગયા છે એટલે મારુ કાળજુ કઠણ વજ્ર જેવુ થઇ ગયુ છે '

" પણ એ સીવાય બીજુ હુ શુ કરી શકુ ? ' ગભીરલાલ પુછ્યુ

' ઘણી તો સઘળુ શકો પણ કરવુ નથી "

ગભીરલાલે કઇ જવાબ દીધો નહીં

" પ્રતિષ્ઠા, આબરુ, સઘળુ સચવાય કે ન સચવાય તેની મને જરા પણ પરવા નથી હુ તો એટલુ સમજુ કે તમારે કર્યું તમારે ભોગવવુ પડશે "

" એટલે ? "

" એટલે મને પરણવુ પડશે મારાથી બનશે તેટલુ કરી તમને સુખી કરીશ, અને જોઇશ કે બને એટલી પ્રતિષ્ઠા સચવાય ને આબરુ રહે "

"એ નહીં બનશે" ગભીરવાલે કહ્યું

"બીજુ ં કંઈ બને એવુ છેજ નહીં મસારના લહાવા લેવાની આશાઓ તમે ઉભી કરી હવે એ ભૂત શમાવા પણ તમે બીજો છુટકોજ નથી"

"મે કહ્યું તે ગાવાય બીજે રસ્તે હું પણ બને એવુ નથી" ગભીરવાલે કહ્યું

"ત્યાર એના પરિણામ માઠા આવશે"

"શું આવીત આવશે?" ગભીરવાલે પુછ્યુ મણિએ શાંત રીતે વાત કહેવા માંડી એટલે ગભીરલાલ ત્યારે સ્વાસ્થ્યથી જવાબ વાળી શકયા

"એક બાબત મને ના કહો એટલે તમને મનલાવુ"

'મને ધમકી આપે છે ? ગભરાવે છે?'

'હા'

"તુ ધારે છે કે હુ ડરી જઈશ?'

'ડરી જઈશ શુ? ડરો છો અને ડરશો હુ હવે હેલાની મહલા નથી"

"એમ? કેમ આટલો ફેર પડયો?'

"મે દુનીઆ જોઇ તમારા જેવા કાળમુખા અનેક મહાત્માઓને જોયા ને તેમના હાથમાથી છટકી વળી,—'

"વળી?'

"તમે પ્રતિષ્ઠા ને આબરુના ગુલામ છો મારે કશાની પરવા નથી હુ સ્વતત્ર છુ—તમે બધનમા છો, તેથી તમારા કરતા હુ વધારે સબળ છુ'

"મૃદુલા! તું અત્યારે ક્યાં જશે?"

"દુનીઆ વિશાલ છે. તમને ચિંતા ઘણી થઈ આવી?"

"નહિ તો રહેવાનું કહી આવું છું. છતાં શા કામ જોખમ ખેડે છે?"

"રહું તો તમારી પત્ની તરીકે—"

"કે?"

"અથવા તમારા ભાગ્ય ફોડના અવતરેલી ચંડિકા." ગંભીરલાલના ધ્રુજતા શબ્દોમાં જે જાદુઈ ઝનુન હતું, તે ભવિષ્યવાણીનો રણકાર હતો. તેજ પળે મણિએ ભુસકો માર્યો, અને ગંભીરલાલે તેને ધીમેધીમે ઉઠી, પાછું જોયા વિના ચાલી જતી જોઈ.

ગંભીરલાલ ક્યાં સુધી બારીએ ઉભા રહ્યા. તેમના મનમાં જુના સ્મરણો આવતા હતા, કે પશ્ચાત્તાપના અંકુર ફુટતા હતા તે ન સમજાય એવો ભાન જાગતો હતો. ભાઈ પરથી છોકરીના વિચાર આવ્યા. મીરા ક્યાં હશે? તે કેવી હશે? એટલામાં દૂરથી પોલીસચોકીમાંથી બારના ટકોરા સંભળાયા.

"ચાલો, બસ થયું!" કહી ગંભીરલાલે બારી બંધ કરી અને અંદર આવ્યા. તેણે સુવાની તૈયારી કરવા માંડી.

ફરીને પશ્ચાત્તાપ થયો. કોઈ રીતે મૃદુલાને પાછી બોલાવી લીધી તે રખાય તો કેમ? સંસારમાં પ્રતિષ્ઠાના બંધનો ન હોત તો કેવું સારું! મૃદુલાનું લાવણ્ય કેવું મોહક હતું! મારી કન્યા એવી રૂપવતી મળે તો કેવું સારું?

તે ઉપરથી તેને માટે કહેણા માગા આવતા હતા તેના વિચાર થયા. ન્યાતમાંની છોકરીઓ સારી નહી લાગી એટલે ધનવાનની દીકરીઓમાંથી પસંદગી કરવાનો નિશ્ચય થતો હતો. આપણા લોકોનો સંસાર શો કઢંગો છે તેના પર તેમણે મનન કર્યું, અને જ્યાં સુધી લોકો પોતેજ સુધરવાનો પ્રયત્ન કરશે નહીં ત્યાં સુધી કંઈ થવાનું નથી એવો શુભ નિશ્ચય કરી રાવસાહેબે આંખો મીંચી.

# પ્રકરણ ૨૧ મું



## નિશ્ચયનાં પરિણામ

મણિએ ભુસ્કો માર્યો અને ઝડી ચાલવા લાગી તેને ઝનુન આવ્યું હતું એટલે તે ક્યાં સુધી તો ચાલી તેને સંસાર પર ધિક્કાર આવ્યો હતો અને કેમ કરી તેના પર વેર લઈ, જો તેનો નાશ થતો હોય તો તેમ કરવા તે ઝંખી રહી હતી

થોડી વારે તેનું ઝનુન ઊતર્યું તેણે ધીમેધીમે ચાલવા માંડ્યું પોતે ક્યાં હતી તે તે જોવા લાગી આઘેથી કોઈ નાવડાનો મસ્તાન સ્વર ગાતો સંભળાયો તે એક ઓટલા પર બેસી ગઈ

પાછળથી કોઈ આવ્યું ને તેની સામે ઊભું રહ્યું

“કોણ છે?”

‘હમ’ ‘તારે શું જોય છે?’ ગૌરવથી મણિએ પુછ્યું તેણે પુછનારને ઓળખ્યો રામસિંહ પોતાની ફરજ બજાવતો હતો

મારે? ચાલ અહીંથી ભાગી જા નહિ તો હમણાં જેલમાં પુરી દઈશ

રામસિંહ' પોલીસનો માણસ ચમક્યો ‘તારા સાહેબના હુકમનો અમલ કરે છે કેમ?’

“સાહેબ કેવા ને વાત કેવી?” જરાક ગભરાટથી રામસિંહે પોતાનો મોભો જાળવવાનો પ્રયત્ન કર્યો

‘નકામો તું કામ ગપ્પાં મારે છે? તારામાં બહાદુર હોય તો પકડીને લઈ જા સવારે મારા પર કેસ ચલાવજે પછી તારી નોકરીનું શું થાય છે તે ગંભીરલાલને પુછી આવજે’ મણિએ શાંતિથી

કહ્યું રામસિંહ તો ગભરાઇને ઉભો રહ્યો તેણે અનેક ગુનેહગાર જોયા હતા, પણ આ ગુનેહગાર કૈં જુદીજ લાગી

'મને ગામબહાર કાઢવાનો હુકમ છે નહીં?" મણિ હસી, "તું તારી મેળે ચાલ્યો જા હું આ ગામ છોડી જવાનીજ છું, પણ જો પુઠે લાગ્યો તો હું અહીંઆજ રહીશ પછી પકડજે મને અને જોજે તારી ને તારા અમલદારની ફજેતી" રામસિંહ દિગમૂઢ થઇ ગયો અને છાનોમાનો મણિને છોડી ત્યાંથી ચાલી ગયો

વખત લગ્નગાળાનો હતો, એટલે પડોશના એક પૈસાદાર શેઠને ત્યાં રામજણી બોલાવવામાં આવી હતી તેનો સ્વર શાંત રાત્રિના વાતાવરણમાં પ્રસરી રહ્યો હતો તે સ્વરે મણિના હૃદયમાં કૈંક શાંતિ આણી શાંતિ આવતાં, શું કરવું તેનો વિચાર થયો સવારની તે ભુખી હતી તેનું તેને ભાન આવ્યું તેનું શરીર મજબુત હતું એટલે પેટનો પોકાર વધવા લાગ્યો અત્યારે ક્યાં જઇને ખાવું? ઘણીખરી દુકાનો બંધ હતી પાસે માત્ર ગણ્યાગાંઠયાજ પૈસા હતા મણિકર્ણિકાની મંગડી હતી, પણ તેનો કૈં અત્યારે ઉપયોગ થાય એમ નહોતું

મારુતિને ત્યાં જવાનું મન થયું પણ તેને રોકયું અત્યારે તે જાય તો તેની બૈરી ગુસ્સે થાય, સવારે જો તેને ત્યાં રહે છે એમ ખબર પડે તો તેના પર ગંભીરલાલ ગુસ્સે થાય એવી પીડામાં તે બીચારાને શા માટે પાડવો? તે વિચાર તેણે છોડયો તેમજ અભિમાન પણ આડે આવ્યું મારુતિ પુછ્યા વિના રહે નહીં, અને તે ક્યાં નાસી ગઇ હતી તેનું શું કારણ આપવું?

ફરીથી પેટનો પોકાર વધારે જોરથી સંભળાવા લાગ્યો થોડેક દૂર રસ્તામાં ન્યાત જમી ઉઠી હતી તેના પતરાળાં ઉડતાં હતાં અહીંઆ બે કલાક પર પાંચસે માણસ જમી ગયા હતા, પણ અત્યારે એક પેટ-પુરતું પણ કૈં મળે એમ નહોતું એટલામાં નાચમાંથી ઉઠીને કેટલાક

ગૃહસ્થો આવતા હતા તેમની વાતચીત કાને પડી રખેને કોઈનું ધ્યાન પોતાના પર પડે તેની બીકે તે ભીંતમાં લપાઈને બેસી ગઈ

"શેઠ લાવ્યા તે આખરે ઘણી ફાંકડી નીવડી એક જણ બોલ્યો, "શું એનો કંઠ છે, જાણે કોયલ ટહુકી ફરી સાંભળવા મળે તો સારું"

"નહીંર એ તો અત્યારે જાય છે"

"ક્યાં વડોદરાની છે?"

"નારે મુંબાઈની"

માણિને આ શબ્દો કાને અથડાયા ને કે વિચાર આવ્યો આ સ્ત્રીની આટલી કીંમત—અને તેને પોતાને અત્યાર ખાવાના પણ સાંસા! માત્ર રૂપ કે સ્વરને માટે લોકો તેના પર રીઝ્યા થાય છે, અને પોતાની પાસે રૂપ છે, સ્વર છે, ગુણ છે છતાં કીંમત નથી પોતાના રૂપ અને સ્વરની પણ જો કીંમત અંકાય તો કેટલી થાય?

લોકો ચાલ્યા ગયા એટલે તે ઉઠી પેટમાં ભુખ તો સજ્જડ લાગી હતી પણ શું કરવું? અણજાણતા પગ જ્યાં ન્યાત થઈ ગઈ હતી તે તરફ ગયા થોડે દૂર એક વાડીના બારણા આગળ ભીખારુ અને મહારવાસીઓને ખાવાનું વહેંચાતુ હતુ કે પણ ખાસ વિચાર વગર પગ તે તરફ ગયા તે શું કરે છે તેનું ભાન તેને ન રહ્યું સૌથી પાછળ તે ઉભી રહી અને જે ટુકડો ભીખારીઓ તરફ ફેંકવામાં આવતો હતો તે તરફ એકી ટશે તે જોઈ રહી

ક્ષુધાએ તેને ગાંડી બનાવી કોઈ એક કટકો તેના તરફ નાખે તો! વિચાર આવતા હૃદયમાં વજ્રાઘાત થયો—રૂંવેરૂંવાં ઉભા થઈ ગયા બ્રાહ્મણકન્યા આટલી અધમતાએ! એટલામાં વહેંચનારો એની પાસે આવ્યો તે બેભાન જેવી ઉભી રહી વહેંચનારાએ એને ઉદ્દેશી કહ્યું "ભીખારણ! એ ભીખારણ! લે! લે! તું રહી ગઈ છે"

જાણે માથા પર વીજળી પડી હોય તેમ તે ગભરાઇ ને ઊંચુ જોયુ આજુબાજુ અંધારામા ગમે તેમ ટુકડો ચાવતા ભીખારુ તરફ નજર ગઇ શુ તેની આ સ્થિતિ તેની ભુખ મરી ગઇ તે બબડી "મરે ભુખે તોયે મૃગપતિ કદી ના તૃણ ચરે" તેણે હોઠ કરડી હીંમત રાખી, અને તે પાછી ફરી અને નાઠી

વહેચનારો અચબો પામ્યો ને મોટથી બોલ્યો 'આ તારો રોક'"

શ્વાસ ભરાઇ ગયો ત્યા સુધી મણિ દોડી—પછી ઉભી રહી તેની ભુખ જતી રહી હતી, ચિંતા પણ ગઇ હતી માત્ર પોતાની અધમતા પર તિરસ્કારજ આવતો હતો તેનુ અભિમાન, તેની સ્વમાનની લાગણી, તેની કુલિનતા તદ્દન નષ્ટ થતા હતા તેજ પળે તે અટકી તે મનેજ થયા તેમણે તેને શક્તિ આપી છેલ્લા ત્રણ ચાર દિવસની અનુભવપરંપરાએ તેના ચિત્તનો અસ્થિર કર્યું હતુ, તેને માત્ર અધમતાને રસ્તે ગમ્યાજ કરી હતી અત્યારે તે એકદમ સરકતી અટકી—એટલુજ નહીં પણ અભિમાનની ટોચે જઇને બેઠી

તેની પાસે બે ત્રણ આનાના પૈસા હતા એટલે મોટેકુંજ જઇ પોતાની છોકરીને જોઇ આવવાનો તેને વિચાર થયો જો ભિંગતને ત્યા ખાવાનુ હશે તો મણિકર્ણિકાની બગડી રહેલી થોડા પૈસા પણ માગ લેવાશે, એટલે પછી કદાચ પણ જાત ધંધો કરવો સહેલ થઇ પડશે કુટુંબવત્સલ થવાની તના હોસ અદશ્ય થઇ હતી, પાણીને મલાલવાનો શોખ પણ સમુળો ગયો હતો તેણે અમુક મરદો જોયા હતા પણ અત્યારે તે બધાને વિસારી હતી

તે સ્ટેશન તરફ ચાલી શહેર મુકયા પછી સ્ટેશન આવતા રસ્તાનો થોડો ભાગ ઉજ્જડ હતો દુનીઆથી પરવારી બેઠેલી મણિ બેધડક થઇ હતી એને મધરાતે એક એકની આતે ઝપાટાભેર જતી જોઇ રસ્તે જતા લોકો તેને ચુડેલ ધારતા અને પાસ આવવા હીંમત કરતા નહીં સ્ટેશન

પર જઇ તેણે બે પૈસાના મમરા લીધા અને સ્ટેશનથી થોડે દૂર સ્નાની પાસે એક પથરો પડયો હતો તેના પર બેસી ને ખાવા લાગી

થોડાક મમરા પેટમા જતા તેનુ મન જરા પ્રફુલ્લિત થયુ તેણે દુ:ખ વીસારવા માડયુ મનાગ પડતા પોતે પોતાની સુરેખાને મળી શકશે એ વિચાર આવતા તેનુ હૈયુ ઠર્યુ તેણે સુરેખાના નાના રમણીય વદનનુ ચિત્ર મન આગળ આણ્યુ તેની છાતી ભરાઇ આવી પોતાની પુત્રીને ખાતર જીવવુ, એવો તેણે નિશ્ચય ર્યો મન જરા પ્રફુલ્લિત થતા રસ્તે સાભળેલો સ ગીતનો આલાપ યાદ આવ્યો તેજ તે સ્મરો યાદ કરવા માડયા

' ગગરી મોરી ભરન નહી દેત"—શબ્દ યાદ લાવતા તેણે રામજણી-ના આલાપનુ અનુકરણ કરવા માડયુ

' ગગરીઇઇ—ગઅગઅરીઇરી—મોઓરી— મણિને પુરેપુરુ ભાન નહોતુ કે પોતાનો અવાજ કેવો હતો માત્ર સ ભળેના સુરના ચાળા પાડી તેનાજ જેવો રાગ ગળામાથી કાઢવા ધીમેથી તેણે પ્રયત્ન કર્યો

પેલા શેઠને ત્યા મધરાત પછીના બે થતા બીજલગ્ન પુરૂ થ- રામ-જણીએ મુજરો કર્યો, અને નવાગ થયા નીચા એરની ગાન, નાચ પુરો કર્યો ઘણા મોધે મુને તેને આણવામા આવી હતી અને છતા તેની શરત એવી હતી કે નવાગની ગાડીએ પાછી મુ ાન તેને જવા દેવી લાચારીથી શેઠ તેમજ તેના ગોપ્પીન મિત્રો નાખે થયા બીજલગ્ન વીખરાત ગઇ

તબલચીએ તબલા બા'ધા, સાર ગીવાળાએ સાર ગી સાધી અને ભાડાની ગાડીમા રામજણીને વળાવી સાથીઓ મોડી રાતને લીધે ઝોકા ખાવા લાગ્યા નાયકણ રીસભી હતી આજે એક રાગ ગાતા બીજાનુ મિશ્રણ તેનાથી થઇ ગયુ હતુ કોઇએ તે પારખ્યુ તો નહોતુ છતા તે ચીવટથી કેવી ભુલ થઇ તેની પરીક્ષા કરતી મનમા રાગ ગાતી હતી રાગ ગાતા તેને ભુલ પકડાઇ નહીં બીજલગ્નમા કે ભુલ કરી હતી તે વાત

તો તેને ચોક્કસ લાગી તેના તે સ્વરે તે ગાતી હતી "ગઅ—ગઅ—ગગરીઇઇ અહ, ગગઅરી, શું ભુલ હતી? કેમ પકડાતી નથી?—ગગરીઇ મોઓ—"

જાણે તેના પ્રશ્નનો જવાબ હોય તેમ—જાણે તેનો પોતાનોજ આલાપ સંભળાતો હોય તેમ, તેવીજ ધાટીએ પણ તેના કરતા વધારે મીઠો અને રસપૂર્ણ અવાજ જાણે કોઇ ખરેખરી ઘેલી ગોપીની કરુણાજનક સ્નેહભરી ફરીયાદ હોય તેમ રસ્તામાથી આવ્યો 'ગગરી મોરી ભરન નાહીં દેત"

રામજણી ચમકી જાણે કોઇ ભૂત બોલ્યુ હોય એમ તેને લાગ્યુ તેણે ગાડીમાથી બહાર જોયુ એક એકલી સ્ત્રીને જોઇ બુમ પાડી "ગાડીવાળા' ગાડી રાખ હુસેન તબલચીને તેણે કહ્યુ, 'ઉઠ તો, પેલી કોણ બેઠી છે?"

ગાડીવાળાએ જરા આગળ જઇ ગાડી રાખી મણિએ પોતાની ધુનમા કે જોયુજ નહી

"તુમેરા ઉસ્મે કયા જાતા હય?

"તેની તારે પંચાત? ચાલ, મારી સાથે તો આવ" કહી નાયકણ ઉતરી અને મણિ પાસે ગઇ

'કોણ છે બાઇ' અત્યારે—અહીંઆ?'

મણિ ચમકી પાછું ફરી જોયુ નાયકણનુ સ્વરૂપ જોઇ સમજી ગઈ, નાયકણ સ્ત્રી મણિનુ રૂપ જોઇ દીંગ થઇ ગઇ અને મનમા પોતાના વાટ વડવા લાગી

હુ ગમે તે હુ તેમા તમારે શુ?'

"તુ કોઇ દુખી, એકલી બાઇ લાગે છે'

"કેમ જાણ્યુ?"

"નહીં તો આવી સ્વરૂપવાન્ સ્ત્રીને અહીંઆ અત્યારે રહેવા દે એવો કોણ કઠોર મર્દ હોય?"

'તેમા તમારુ શુ જાય છે?"

"મારુ? તમારો કંઠ આવો મધુર છે ને!"

મણિ સમજ્યા વગર જોઈ રહી. દુનીઆના ખેલો જોઈ પાવરધી બનેલી નાયકણ પોતાનો લાગ સાધવા લાગી.

"આ કંઠને શુ કામ નકામો જવા દે છે?"

'નકામો?' મણિએ પુછ્યુ.

"હા, એના તો પૈસા આવશે. ને એકલા અત્યારે મમરા ખાવા પડે છે તેના કરતા તુ ખાઈપી તાગડધીન્ના કરશે."

મણિની આંખમા મરોડ ચમકી.

"ને તમને શાનુ? તમે તમારે રસ્તે જાઓ."

પણ રામજણી એમ વાત પડતી મુકે તેમ નહોતુ. તે પોતે વયોવૃદ્ધ થવા માંડી હતી. તેના રાગમા જરા કઠોરતા આવી હતી, અને કોઈ સુંદર, સુકંઠી અને આકર્ષક બાળાની તેને ઘણી જરૂર હતી. અત્યારે તેને ઈશ્વરે તક આપી હોય એમ લાગ્યુ.

'જો પ્રભુએ તને રાગ આપ્યો છે તો તેની કીંમત થવા દેવી જોઈએ. બીજુ કે નહીં, હુ ગાતા શીખવીશ—અને ખપ પડે ત્યારે તુ માત્ર ગાજે. ખાવાપીવાનુ ને મહીને રૂપીઆ પંદર આપીશ. આવવુ હોય તો ચાલ. આ મુંબાઈની ગાડી કલાકમા આવશે.'

મહીને પંદર રૂપીઆનો પગાર અને મફતનુ ખાવુ પીવુ! મણિને જાણે સોનાની ખાણ હાથ લાગી હોય તેમ લાગ્યુ. પણ રામજણી સાથે? શી અધમતા! અને તેની સુરેખાને મળવાની આશાનુ શુ? તેણે કઠણ હૃદય કરી આ લાભદાયક વાત માની નહીં. તેણે ડોકુ ધુણાવ્યુ.

"ના, હુ જે છુ તે ઠીક છુ."

"જો, આવી મજાહ નહી મળે હો!"

"ભલે"

"તો તારી મરજી હજુ વિચાર કર ગાડીને કલાકની વાર છે તે પહેલા વિચાર થાય તો મને કહેજે અને પછી વિચાર થાય તો મુબાઇમા કાદાવાડીમા લાલમોહનના માળામા આવજે મારુ નામ તુગભદ્રા

મણિએ તેના તરફ પુઠ ફેરવી નાયકણ નિરાશ થઇ પાછી ફરીને મમડતી પોતાની ગાડીમા બેઠી મણિએ પણ લોકોને સ્ટેશન તરફ જતા જોયા એટલે ઉઠી તેની છોકરીને જોવાની લાલસા એટલી વધી હતી કે હવે શુ થશે તેની તેને પરવા નહોતી તે સ્ટેશન પર ગઇ અને ટીકીટ ઓફીસ આગળ ટીકીટ લેવા ગઇ ટીકીટ લેવાની બારી આગળ જઇ હાથ લબાવવા જતી હતી તેવામા પાછળથી કોઇ મરદે આગળ આવી બારીમા જે ગામની તેને ટીકીટ જોઇતી હતી તેની ટીકીટ માટે પૈસા મુકયા મણિએ ચમકીને તેના સામે જોયુ બન્નેની નજર મળી

"કોણ મણિ?"

"કોણ મોવાગમ?"

"કયા જાય છે અત્યારે?" મોધારામે પુછયુ મણિ શરમાઇ ગભરાઇ પણ હીંમતથી ઉચુ જોયુ હવે શરમાવુ કેવુ? તેને અને સસારને શુ લાગેવળગે?

"હુ તમારા મહાત્માને ત્યાથી કયારની ચાલી ગઇ"

"એમ? કયા જાય છે?"

"તમે જાઓ છો ત્યાજ"

"ઠીક, હુ ટીકીટ લઉ છુ પીઠે તુ આવે છે?"

"હા, જોરાભગતને ત્યા જાઉ છુ"

મોઘારામે મણિની પણ ટીકીટ લીધી અને તેને દૂર લઈ ગયા

"તને ખબર છે? જોરાભગત તો ગયા "

" હે! ક્યારના?"

" આજે પંદર વીસ દિવસ થયા"

"ત્યારે મારી સુરેખાનું શું? ગંગાવહુ તો તેને ગજન માગશે"

"કે ગભરાતી નહીં તેનો ધણી આવ્યા છે પણ તું કેમ આમ રખડતી?"

"મારી છોકરીને જોવા માટે કુવે જાઉં છું" જરા નિરાશાભર્યા અવાજે મણિએ કહ્યું જોરાભગતને તે પિતાતુલ્ય ગણતી હતી અને તેના મૃત્યુથી માટે કુવે જવાની તેની હોંસ અડધી ભાગી પડી હતી

"એ બધા તો અંબાજી જવા નીકળ્યા છે'

" મારી સુરેખા સુદ્ધાં?"

" હાસ્તો "

મણિનું મન ભાગી ગયું—બધી હોંસ જતી રહી તેની આંખમાં આંસુ આવ્યાં તેણે અજાણ્યે કપાળ કુટ્યું

'મારું નશીબ કુટ્યું છે"

'કેમ? તું શું કામ ગભરાય છે? હું મારી સાથે લઈ જઈશ તું મહારાજને ત્યાંથી કેમ નીકળી ગઈ?

'મહારાજ! તમારો મહારાજ હરામખોર છે, તમારા સુધારકો હરામખોર છે મોઘાભાઈ! મારે તો હવે મરવું રહ્યું છે ઉપર આભ અને નીચે ધરતી હું ક્યાં જાઉં' કહી મણિ આક્રંદ કરવા લાગી. મોઘારામનું હૈયું ભરાઈ આવ્યું

"ગભરા નહીં! રડ નહીં! હું મારે ઘેર લઈ જઈશ"

"ના, ના તમે દુ:ખી થશો"

"નહીં થાઉં"

"નહીં હું મુબાઈ જઈશ મારે એક જણની ઓળખાણ છે"

"પણ હમણા તો સાથે ચાલ."

"ના, આજ ગાડીમાં જઈશ" કહી મણિ ઉઠી હોઠ પર હોઠ દાબ્યા અને તુગભદ્રા નાયકણ તરફ ગઈ

મોઘારામ મુગે મોઢે જોઈ રહ્યો.

"તુગભદ્રા ! " મણિએ કહ્યું રામજણીએ ઉચુ જોયુ

"કેમ ! કોણ ? ઓહો ! તુ ક્યાથી ?"

"હા હું કેમ મુબાઈ લઈ જવી છે ?"

"હા, તુ આવે તો "

"પણ એક શરત !"

"શી ?"

"કોઈ ઠેકાણે ગાવા નહીં જાઉં, ને કોઈ પુરુષને પાસે આવવા નહીં દઉં"

"કબુલ બીજુ કંઈ ?"

"બીજુ કંઈ નહીં આ કબુલ હોય તો મુબાઈની ટીકીટ કઢાવો "

"હુસેન ! જા તો એક મુબાઈની ટીકીટ લઈ આવ તો"

હુસેન ટીકીટ લઈ આવ્યો મણિ પાછી મોઘારામ પાસે ગઈ

"મોઘારામ ભાઈ ! હવે ઘણુંખરુ નહીં મળીએ, પણ મારી સુરેખાને જોતા રહેજો. પ્રભુ સારો દહાડો દેખાડશે તો લઈ જઈશ, નહીં તો પ્રભુઈચ્છા " ગદ્દગદ્દ કઠે મણિએ કહ્યુ મોઘારામની આખમા આસુ આવ્યા

થોડી વારે આગગાડી આવી અને મણિ તુગભદ્રા સાથે મુબાઈ આવી

# પ્રકરણ ૨૨ મું

## ગંભીરલાલનું વાત્સલ્ય

રાવસાહેબ ગંભીરલાલ બીજે દિવસે ઉઠયા પણ તેને કંઈ ચેન પડયું નહીં મણિ શું કરે અને શું નહીં કરે તેનો તેને મોટો ધાક હતો એટલે ઉઠીને તરત તેણે રામસિંહને બોલાવ્યો રામસિંહે તેને ખાત્રી આપી કે જે સ્ત્રી તેની બારીએથી કુદી બહાર પડી હતી તેને ગામ બહાર નસાડી મુકવામાં આવી હતી આ ખાત્રીના જવાબમાં ગંભીરલાલે તેને સામી ખાત્રી આપી કે તેનો પગાર વધશે. રામસિંહ ગયો એટલે તેણે માધુને બોલાવી તરત તેને મીઠાકુવા ગામના તલાટી મોધારામને તેડવા મોકલ્યો, પણ તે તેને ગામ હોવાથી માધુ પાછો આવ્યો

"માધુ! બપોરની ગાડીએ—ગામ જા ત્યાંથી મીઠાકુવા બે ચાર માઈલ થાય છે ત્યાં મોધારામ હોય તો કહીએ કે તરત રાવસાહેબ બોલાવે છે"

"જી!"

"વારુ, હેઠળ બીજો કાંઇ સોંપાઇ છે કે?"

"જી હા! પાડુ છે"

"તેને કહીએ કે જા, મારુતિને પુછી આવ કે પેલી સ્ત્રીનો કે પત્તો લાગ્યો"

"જી" કહી માધુ ગયો

"ચાલો આ વાતની નીરાત થઇ હવે માત્ર એ છોકરીને ઠેકાણે કરવાની રહી." ગંભીરલાલ બબડયા તેણે પછી પોતાના ટેબલ પર

પડેલા કાગળો લીધા અને વાંચવા માંડ્યા સાંજના મોઘારામ પાછા આવ્યા

'મોઘારામ! એક વળી ખાનગી તપાસ કરવાની આવી છે"

"શી?"

"એક સ્ત્રી–ગુનેહગારનો પત્તો જાણવો છે એ કામ કોઈને સોંપાય તેમ નથી તે છેલ્લી મીઠે કુવે આવી હતી એમ જાણવામાં આવ્યું છે તમને કે ખબર છે?"

મોઘારામ વિચારમાં પડ્યો શું મણિ ગુનેહગાર' કે રાવસાહેબ કોઈ કાગળમગર માત્ર જાણવાજ માગે છે? ગઈ કાલે રાત્રે સ્ટેશન પર તે એને જોઈ રાવસાહેબને કોઈએ ચાડી તો નહીં ખાધી હોય? મામલતદાર એટલે તલાટીના પ્રભુ હવે શું કરવું?

"ના સાહેબ! મને તે ખબર નથી"

"મને ખબર છે કે તે ત્યાં એક પોતાની છોકરી પણ મુકી ગઈ છે?' ગંભીરલાલે પુછ્યું

"હે!" જાણે કે જાણતોજ નહીં હોય તેમ મોઘારામે કહ્યું તેણે રાવસાહેબની પ્રશ્ન પુછવાની રીતથી જાણ્યું કે તે કે પેચમાં આ બધું પુછતા હતા, એટલે તેણે મો દુઃખ હણવા નન્નોજ ભણ્યો.

"આટલા નાના ગામમાં શું થાય છે તેની ખબર નથી રાખતા? તમે તે તલાટીગીરી કરો છો કે હજામત?" ગુસ્સામાં ગંભીરલાલે પુછ્યું

"પણ મસ્કાર! આવી વાત કેમ ખબર પડે?"

"હાસ્તો! તમારે તો અવારનવાર અહીંઆ નાસી આવવું, ગામ પર રહેવું નહીં અને સરકારી કામ આવે ત્યારે દરકાર કરવી નહીં!"

"જી, હુ તપાસ કરીને કહીશ બે ચાર દિવસમા ખબર કરીશ"

"ઠીક, મારે કાલે ને કાલે ખબર જોઇએ અત્યારે પાછા જાઓ ને રાત્રે આજની ગાડીમા પાછા આવજો"

"હા સરકાર" કહી મોવારામ ઉઠયો તેણે વિચાર કરવા માડયો શુ મણિ ગુનેહગાર હશે? ભલે હોય તોપણ મોવારામને આવી દુખની મારી, અનાથ સ્ત્રી માટે ઘણી લાગણી હતી એટલે બને તેટલુ તેનુ અને તેની છોકરીનુ હિત કરવુ એવો તેણે નિશ્ચય કર્યો હતો તેથી રાવસાહેબની પ્રશ્નાવલિથી તેને મશય પેદા થયો ગુનેહગાર હોય તો મારીકરીને શુ? શા માટે ગભીરલાલ તપાસ કરે? તેને કહેવુ કે નહી?

મોવારામ નિર્ણય પર આવ્યો કે છુપુ રાખવામા કે ફાયદો નથી, કારણ કે મીઠાકુવાનો દરેક માણસ મણિ આવીને છોકરો મુકી ગઇ તેની વાત જાણતો હતો હાલ બધા અભાઇ ગયા છે ને પણ સારી વાત હતી કે ગભીરલાલ શુ કરવા માગે છે તેની ખબર પડે

મોધારામે બીજે દિવસે આવી ગભીરલાલને મણિનો ઇતિહાસ થોડા શબ્દોમાં કહ્યો તેની છોકરી હાલ શિવાપટેલ પાસે છે

"શિવાપટેલ તો જોગભગતનો દીકરો કેની?"

"હા"

"હ, આવતી કાલે મારો મુકામ મીઠાકુવે થવાનો છે"

"જેવી સરકારની મરજી" ધીમેથી મોધારામે કહ્યુ "પણ ત્યા શિવાપટેલ નથી"

ગભીરલાલની આખો ચમકી પોતાનો હેતુ તલાટી સમજી જાય એ તેને ગમ્યુ નહી, અને પોતાનો હેતુ પાર પાડી ન શકયો તેથી તે કચવાયો

"કયા ગયો છે? પટેલ થઇ ગામ પર નથી રહેતો?" મામલતદાર સાહેબે રોફ માર્યો

"સાહેબ ! આપેજ રજા આપી હશે એનો બાપ મરી ગયો ત્યારથી એ રજા પર હશે "

"હ ! ક્યાં ગયો છે ?"

"કોઇ ઠેકાણે જાત્રાએ ગયો છે "

"કઇ જગ્યાએ ? "

"મને ખબર નથી " જુઠું બોલતા મોઘારામે કહ્યું

"મોઘારામ તમારા દહાડા ભરાતા જાય છે સાવધાન રહેજો "

"કેમ સરકાર ? "

"તમે હવે જુઠું બોલતા શીખ્યા છો તેમાં "

મોઘારામના મોઢા પર નરમાશ હતી, આંખોમાં શ્યામળાપણું હતુ પણ અંતરમાં તનો પીનો ઉછળી રહ્યો હતો આગ્રહથી તેનું મન નિશ્ચય ઉપર આવતુ હતુ

"સાહેબ ! આપને જુઠું કહેવાય ? કહો તો તપાસ કરી આવું "

"ના, જરૂર નથી ઠીક છે, જોઇ લઇશ " કહી ગંભીરલાલે તેને વીદાય કર્યો એ ગયો કે માધુને બોલાવી શિવાપટેલ ક્યાં જત્રા ગયા હતા તેની તપાસ કરવા મોકલ્યા મોઘારામ ગંભીરલાલના બંગલામાંથી નીકળી પાસેની દુકાન પર બેસી રહ્યા અને માધુ જરા નીકળ્યા એટલે તેની પાછળ ગયો માધુ સ્ટેશન પર ગયા ત્યાં જાણે એ જાણે અચાનક સાથે થયા હોય તેમ તે માધુને મળ્યા અને સાથે સાથે મીઠે ફુટ ગયા ત્યાં જતા પહેલાં મોઘારામે સઘળી વાત કહાવી અને જાણી લીધુ કે શા માટે માધુને ગંભીરલાલે મોકલ્યા હતા તે ઉપરાંત મણિ જે દિવસે ગંભીરલાલને ત્યાં આવી હતી તે વાત પણ માધુએ કહી શુ ભરમ હતો તે મોઘારામ સમજ્યો નહીં, પણ ગંભીરલાલ કે ન સમજાય એવી રમત રમી રહ્યા હતો એમ તેને લાગ્યુ

## પ્રકરણ ૨૩ મુ

### મોઘારામ

ગામ જઈ મોઘારામે ઘણો વિચાર કર્યો કે મણીલાલ આના કામ માટે તો આટલી ખાનગી તપાસ નહીંજ કરતા હોય એ સ્પષ્ટ હતુ ત્યારે શિવાપટેલ પાછા ફરે તે પહેલા સુરેખાને તે કે જોઈ શકવાના નહોતા, તો સુરેખા પાછી ફરે તે પહેલાજ તે અદૃષ્ટ થઇ જાય તો વધારે સારુ એમ મોઘારામને લાગ્યુ

બીજે દિવસે તે પાછો શહેરમા આવ્યો, અને પદર દિવસની રજાની અરજી લખી એક મિત્રને આપી કે બીજે દિવસે મામલતદાર સાહેબ પર રવાના કરે મોઘારામની એક બહેન કાઠીઆવાડમા પરણી હતી ને તે વણી માદી ચાલતી હતી તે મરી ગઈ છે અને તેટલા માટે એકદમ જવુ પડ્યુ હત એમ બહાનુ કાઢી તેણે રજા માગી હતી

મોઘારામ પોતાને ઘેર ગયો, અને અંદરના ખંડના ખુણામા દાટેલી પુજી કાઢી આશરે ૮૦૦–૯૦૦ રુપીઆ એક લોટામા દાટેલા હતા તેમાથી કમરપટામા માય તેટલા રુપીઆ લીધા, અને પાછો લોટો દાટી દીધો તેણે કમરપટો કેડે બાધ્યો, એક ધોતીઉ, એક અબોટીઉ એક દોરીલોટો અને એક કામળો એટલા વાના ભેગા કર્યા સુખડ, એક ઓરસીઓ, એક પોથી ને એક આસનીઆનુ નાનુ પોટલુ બાધ્યુ, અને એ સઘળાનુ પોટલુ ખભે ભરવી તે ત્યાથી નીકળ્યો

તે વખતે અબાજી સુધી આગગાડી નહોતી એટલે થોડે રસ્તે ગાડીમા, અને થોડે રસ્તે ચાલતાચાલતા મોઘારામ ત્યા પહોચ્યો, પણ તે જરા મોડો થયો શિ[illegible] સઘ ત્યાથી પાછો નીકળ્યો હતો મોઘારામને ખબર હતી કે એક બે તીર્થયાત્રા[illegible] શિવાપટેલ ડાકોર

જવાના હતા, તેથી રખેને તે મીઠે કુવે વહેલા પહોંચી જાય તેની બીકે તે ઝપાટાબંધ ડાકોર પહોંચ્યો. સદ્‌ભાગ્યે ડાકોર પહોંચતાજ તેને શિવા-પટેલનો પત્તો મળ્યો. તરત તેણે ધર્મશાળા ખોળી કાઢી અને શિવા-પટેલને મળ્યો. થોડી વાર આડીતેડી વાત કરી સુરેખાની વાત તેણે કાઢી.

"મને મણિ મળી હતી. તે મુંબાઇ ગઇ છે, અને મને સરનામું આપી ગઇ કે ને સુરેખાને લઇ મને મુંબાઇ બોલાવ્યો છે."

"શું કહો છો ? વાહ ! કોણ કોઇ મળ્યું ?"

"હા. તેનો ભાઇ આવ્યો હતો તેની જોડે ગઇ. હવે તો સુખી છે."

"આયહાય ! ત્યારે એની આબરના કાંકરા થશે," ગંગાવહુએ ઉમેર્યું.

"તેમાં આપણે શું ?" મોઘારામે વાત ઉડાવી.

"આપણે તો ચીઠ્ઠીના ચાકર. તમે કહેતા હો તો આજે લઇ જાઉં."

"ના ના. એ છોકરી મને તો ઘણી ગમે છે." પટેલે કહ્યું.

"હા ! પણ તેની મા માગે ત્યારે કે ના કહેવાય ?" પટલાણે જવાબ દીધો. તરત પટેલ અને પટલાણી વચ્ચે મોટું યુદ્ધ થયું. આખરે પટલાણી જીત્યાં. તેજ સાંજના મોઘારામ સુરેખાને લઇ વીદાય થયા.

મોઘારામની બહેનની દીકરી વડોદરામાં રહેતી હતી. ને ત્યાં ગયા. તેણે તેને સુરેખા સોંપી અને એક દિવસ ત્યાં રહ્યો.

# પ્રકરણ ૨૪ મુ



## પિતાની ચિંતા

ગંભીરલાલ ઉઠયા, દાતણ કર્યું અને ટપાલ વાંચી એટલામાં માધુ ચા લાવ્યો

' માધુ ! મોઘારામને ત્યાં તપાસ કરી આવ્યો કે ? '

" જી હા ! ગઇ કાલે રાતના મોઘારામ બહારગામથી આવ્યા "

' એમ ? અત્યારે છે કે ? '

' હા જી બોલાવી લાવું ? "

' હા " કહી ગંભીરલાલ ચા પીવા લાગ્યા માધુ ગયો એટલી વાર ગંભીરલાલ અધીરા થઇ રહ્યા થોડી વારે તે આવ્યો

' સરકાર ! મોઘારામ સંધ્યામાં બેઠા છે ઉઠશે એટલે આવશે "

' જહાનમમાં ગઇ એની સંધ્યા ! " ગંભીરલાલે ગુસ્સો દબાવતાં કહ્યું અને જ્યારે મોઘારામ આવ્યા ત્યારે તેમનો ગુસ્સો ઘણો તપી ગયો હતો

" કેમ મોઘારામ ! કે બહુ જાત્રા કરી આવ્યા ? ' ગંભીરલાલે મને તેટલી શાંતિ રાખી પુછ્યું મોઘારામ આ તોફાન માટે તૈયાર હતા, છતાં તેની નમ્રતામાં જરાએ ફેર નહોતો

" જી, હું તો મારી બહેનની કાણે ગયો હતો મેં રજાના રીપોર્ટમાં લખ્યું હતુંને "

' પણ ખરું કારણ શું હતું ? દરેક તલાટીને રજા જોઇએ કે બાબહેન મરવાં પડે "

' સાહેબ ! મારું કારણ ખરું હતું '

"તારી બહેન ક્યાં અબાજી રહે છે કે શિવાપટેલની જોડે જાત્રા કરવા ગઇ છે ?"

"ના સરકાર ! જેતલસર રહે છે" મોધારામ મનમાં તો ડરવા લાગ્યો પણ બહારથી અજ્ઞાનતાનો ડોળ કરી કહેવા લાગ્યો

"હું તું ત્યાં જઇ આવ્યો ?"

"હાજી"

"શિવાપટેલ ક્યાં છે ? મીઠે કુવે આવી ગયા ?"

"મને શી ખબર ?"

"એમ ? મોધારામ તારું મોત આવ્યું છે "

"કેમ સાહેબ ?"

"મને છેતરવા માગે છે ? કમબખ્ત ! ચાલ બોલ પેની છોકરી શિવાપટેલ પાસે હતી તે ક્યાં રાખી આવ્યો ?"

"કઇ છોકરી ને વાત શી ? મને તે માલુમ નથી "

"હરામખોર ! જુઠા ! તું ડાકોર જઇ શિવાપટેલ પાસેથી જે લઇ આવ્યો તે ક્યાં રાખી છે ? સવળા સમજી જા અને નકામો બાડ આવ્યા વિના કહું તે કરી દે નહીં તો કચરાઇ જશે"

"શું કહું સરકાર ? આપની વાતમાં મને સમજજ નથી પડતી "

"સમજ શાની પડે ? જા આ ઢોંગ છોડી દે મને બધી ખબર છે શિવાપટેલ ગામે આવી ગયા છે તેની પાસેથી છોકરી તું લઇ ગયો ને જુઠું બોલે છે ?"

મોધારામ ગભરાઇ ગયો તેણે નહોતું ધાર્યું કે ગભીરલાલ આટલી તપાસ અને ચોકસાઇ રાખશે તે અત્યાર સુધી દબાઇ રહેતો, કારણકે નોકરીમાંથી ગભીરલાલ બરતરફ કરાવી શકે એમ હતું હવે તેને લાગ્યું કે તે બધું જાણી ગયા હતા અને કે છાનું રહેવાનું નથી એટલે તેણે નિશ્ચય કર્યો કે નોકરી જવા દેવી અને ગભીરલાલને ગુસ્સે કરવા

મોઘારામ જુની પદ્ધતિનો માણસ હતો. તેને પ્રારબ્ધ પર વિશ્વાસ હતો એટલે કોઇની ઝાઝી પરવા હતી નહીં તેના મગજમા કેટલાક વિચારો આવ્યા હતા અને તેથી તેણે ગંભીરલાલની તપાસનુ શુ કારણ હશે તે પારખ્યુ હતુ, અને અસલી બ્રાહ્મણનુ રૌદ્ર સ્વરૂપ કંઇક તેનામા આવ્યુ હતુ

"સરકાર! હુ જુઠુ બોલુ છુ પણ તેવુ કરતો નથી' જરાક ગૌરવથી ડોકુ ઉંચુ કરતા મોઘારામે જવાબ વાળ્યો "આપ બધુ જાણતા હો તો મારે કંઇ છુપુ ગખવાની જરુર નથી હા, છોકરી હુ લઇ ગયો છુ પછી કે?"

'ત્યારે મને આપી દે.' ગભીરલાલે જાણ્યુ કે મોઘારામ હવે હાથ આવશે

'શુ કામ? તમે સરકારી કામ માટે એની માની તપાસ કરતા હતા? તેની સામે કોની ઇતરાજી છે?'

"તેની તારે પચાત શી? છોકરી કયા મુકી આવ્યો છે? નકામી માથાકુટ શા માટે કરે છે?'

'સાહેબ! તમે તો અન્નદાતા છો. પણ મારે જાણવુ જોઇએ કે કયા ઠરાવની રુએ આપ તેને માગો છો

"ઠરાવ મારી મરજી! છોકરી આપવી છે કે નહીં?'

મોઘારામના કપાળ પર નસો તરી આવી તેણે નિશ્ચય દૃઢ કર્યો "ના!'

"ના! મોઘારામ! તુ કોની સાથે વાત કરે છે તેનુ ભાન છે?"

"હા સાહેબ! તમે મોટા છો, હુ ગરીબ માણસ છુ, પણ નહીં આપવાનું કારણ છે"

"શુ?"

"જે માણસે માને દુખી કરી તે દીકરીનું શું સુધારે ?" મોઘારામ ગભીરલાલનો ભેદ પોતાની કલ્પનાશક્તિથી પામી ગયો હતો તે બહાર પાડતા તેણે કહ્યું જાણે વીછુ ડખ્યો હોય તેમ ગભીરલાલ ખુરશી પર ઉછળ્યા

"શુ ?"

'ખરી વાત !" શાતિથી મોઘારામે કહ્યું

'તને ખબર છે કે તારો રોટલો અત્યારે છીનવી લઇશ ? કે વિચારીને બોલે છે કે નહી ?"

' રોટલો છીનવવો કોઇના હાથમા છે ? જોઇએ તો આ તમારી નોકરી લો બાર રૂપીઆની તલાટીગીરી જેટલુ પ્રભુ આપશે નહી ?

"એમ, તારે છોડવી નથી આપવી ? ઠીક છે યાદ રાખજે હવે ગભીરલાલ સાથે કામ પાડવુ છે "

' સાહેબ ! આપ બહુ મોટા માણસ છો લો મારી નોકરી સાર ટીપણુ અમર રહેજો જ્યા જઇશ ત્યા ટુકડો રોટલો તો મળશે આપની રજા હોય તો હુ જાઉ "

"જા, હમણા તો ગઇ ફેરે કેટલા રૂપીઆ લાચના લીધા હતા તે ભુલી ગયો ? ફોજદારને કહેતાજ વાર છે મને દુશ્મન કરી સુખે નહીં સુવે "

"ક્યા હુ તેમા એકલો ભાગીઓ હતો હુ પણ ફોજદારને કહીશ કે બીજો ભાગીઓ કોણ હતો તે ' કહી તેણે ગભીરલાલ સામે જોયુ ગભીરલાલે નીચુ જોયુ, તે નમ્યા ગૌરવ રાખી તેમણે મોઘારામને સમજાવવા માડ્યો

"મોઘારામ ! તુ નકામો ઉદ્દે ભરાયો છે એ છોકરીને હુ તે મારી નાખવાનો છુ ? મારે એને ઠેકાણે રાખવી છે, તે સુખી થાય એમ કરવુ છે "

"હમણા છે ત્યા તે ઠેકાણે છે, સુખી છે એથી વધારે સારુ ઠેકાણુ મળવાનુ નથી "

"એની મા ક્યા છે તે તો મને કહે ?"

"તે મને ખબર નથી "

"કેટલુ જુઠુ બોલે છે !" ગભીરલાલે ઉંડો વિચાર કરતા કહ્યુ મોઘારામે જવાબ નહીં દીધો થોડી વારે તેણે કહ્યુ

"મહારાજ ! હવે રજા હોય તો જાઉં નમસ્કાર !" મોત્રારામે રજા લીધી

તેને ગભીરલાલની ઘણી ધાસ્તી લાગી એ તેને મહેલામાંથી જવા દેશે એમ લાગ્યુ નહીં, અને એમજ થયુ

ત્રીજે ચોથે દિવસે કલેકટર સાહેબ બહાદુરનો હુકમ આવ્યો કે મોઘારામને નોકરીમાથી બરતરફ કરવામા આવ્યો છે ગભીરલાલના ઉપર ધુધવાતો મોત્રારામ મીઠાપુરાથી શહેરમા આવ્યો એટલે ફોજદારી વારટ તેને માટે તૈઆર હતુ

ગયે વર્ષે ફસલમા લાચ લેવા બદલ મોઘારામ ઉપર લાગ્યો કેસ ચાલ્યો સરકાર તરફથી કેસ ચલાવવા પૈસાની મજુરી મળી અને મદનલાલ મારુતિના વાક્પાટવનો હીસાબ ગણ્યા વિના સેશન્સ જજે મોઘારામને ત્રણ વર્ષની સખત મજુરી સાથે શિક્ષા કરી મોત્રારામને કશાની પરવા રહી નહોતી એટલે તેને કૈ ખાસ લાગ્યુ નહીં તેણે પ્રારબ્ધાધીન થઇ હુકમ સાભળ્યા

ગભીરલાલને શાતિ વળી મોઘારામ ગયો એટલે છોકરીનો પત્તો આપનાર અનુસધાન દૂર ગયુ અને મણિનો પત્તો હતોજ નહીં એટલે પોતાના રસ્તામાથી કટકો દૂર કરી પોતાની ભવિષ્યની જીદગી સુધારવા તે મથવા મડયા તેમનો વિવાહ ઘણા ટુકા વખતમા એક ધનાઢ્યની કન્યા જોડે થયો

# પ્રકરણ ૨૫ મુ

## તરફડદાસની તરકીબ

સમાજ–ઉદ્ધારકો તે દિવસે ઢીલા થઈ ગયા હતા, પણ સમાજનો ઉદ્ધાર કરવાનો તેમનો ઉત્સાહ ઓછો થયો નહોતો ધનેશચંદ્ર જરા નરમ થઈ ગયા હતા 'પ્રેક્ટીકલ' પગલા લેવાની હીમાયત જરાક કઠણ થઈ પડી હતી મી. મદનલાલ મારુતિ પણ મણિના ઈતિહાસથી જરા નિરાશ થયા હતા તેમને ઘણી વખત મણિ યાદ આવતી પણ તે ક્યા ગઈ તે કે સમજ પડતી નહીં

પણ 'માર્તંડપ્રકાશ'ના વિદ્વાન તંત્રીના મગજમા અનેક ઉદ્ધાર કરવાના વિચાર આવતા. તેમા સમાજ–ઉદ્ધારનુ કામ નિરુત્સાહી થવાથી એ મુશ્કેલી નડતી હતી પોતે સભાના તીજોરર હતા એટલે તેના પૈસા પોતાની પાસે રહેતા પણ હવે તે આવતા અટકી જવાથી 'માર્તંડપ્રકાશ'ની એક ખાલી થઈ ગઈ તે ઉપરાંત જે જાહેરાતની આશા રાખી હતી તે પણ દૂર જતી લાગી પત્રની ઘરાકી ક વધતી જતી લાગી નહીં કોઈ પણ પ્રકારે કોઈ નવા ગુડા ઝાલવાને તે તલપાપડ થઈ રહ્યા ગઈ વખતે ધનેશચંદ્ર અને મારુતિએ તેમને પાછળ રાખ્યા હતા અને સધુ માન તે બે ખાઈ ગયા હતા એ તરફડદાસને ઘણુ સાલતુ હતુ આ બધા વિચારો તેમના ખાલીગ મગજમા ઘુમતા હતા

આ વિચારો એક વખત જોસભેર ઘુમતા હતા–ઘુમતા ઘુમતા સાગરમંથનથી જેમ રત્નો નીકળે તેમ અનેક તુક્કાઓ ફુટતા હતા એ તુક્કાઓ કેમ પાર પડે તેના રસ્તાઓ ગોઝાતા હતા કોઈ તુક્કો હાથ લાગતો નહોતો એટલામા તરફડદાસના ધર્મપત્ની ત્યાંથી ગયા–તેમના પગનો ઠમકો તેમના કાનમા અથડાયો 'માર્તંડપ્રકાશ'ના પાછલાના

અંધકારગ્રસ્ત મગજમા નવો પ્રકાશ પડયો–તે પ્રકાશમાથી એક તુકકો જાણે સાક્ષાત્ સરસ્વતિ હોય તેમ ઉપર આવ્યો તરફડદાસ એકદમ ઉભા થઇ ગયા "હત્ તારી"

"હત્ તારી" કહી 'માર્તંડપ્રકાશ'ના તંત્રી ઉભા થઇ ગયા તેમના મો ઉપર તેમના ધાર્યા પ્રમાણે, દૈવી તેજ પથરાઇ રહ્યુ વીજળી શોધતી વખતે ફ્રેંકલીનના કે નિર્વાણનો મંત્ર હાથ લાગતા ભગવાન્ બુદ્ધના મોઢા પર જે પ્રભા છવાઇ રહે તે છવાઇ રહી. શી શોધ? આટલા દિવસ એ કયા છુપાઇ રહી હતી?

"ડીઅર' જરા અહીંઆ આવો!" તરફડદાસ ધર્મપત્નીને સંબો-ધતા કહ્યુ તેમના ધર્મપત્નીએ ગુજરાતી બે ચોપડીનો અભ્યાસ કર્યો હતો છતા ખુશમીજાજમા પોતે હોય ત્યારે તરફડદાસ તેને 'ડીઅર' કહી બોલાવતા તરફડદાસનુ અર્ધાંગ પણ જેવા લાયક હતુ તે શરીરે ઉંચી અને સુકકી સપાટ, રૂપે પાકા કાળા રંગની, મોઢે ચીબા નાકની અને બેઠેલા ગાલની હતી છતા તેનો લુગડા પહેરવાનો ઠસ્સો અને ઠાવકાઇથી ધીમેધીમે ચાલવાની ચતુરાઇ તેના વ્યક્તિત્વને એકદમ ખીલાવી દેતા 'માર્તંડપ્રકાશ'ની ઘણીખરી આવક સસ્તા, ભપકાદાર અને ફેશનેબલ લુગડા અને ચોળીઓ ખરીદવામા ને કરાવવામા વપરાતી, અને તરફડદાસના લલિતાની આવી બુદ્ધિ તે બધાંને તેમના લાકડાની ઘોડી જેવા શરીર પર બને તેટલી છટા, અને કરચલી સાથે પાથરવામા વપરાતી તેને પોતાની ચાલની મગરુબી ઘણી હતી–અને તેવીજ પોતાના અવાજ માટે પણ હતી

તેનો અવાજ ધીમો અને મીઠો હતો પ્રકૃતિએ આવુ શરીર અને રૂપ ઘડતા આ અવાજ કેમ મુકયો તે તત્ત્વજ્ઞાનીઓએ વિચાર કરવા જેવુ છે અને તેને લીધે ગરબામા, રાજીઆમા, ચાર બૈરીઓ ભેગી થઇ હોય ત્યા કે મરદો આગળ તે પોતાની છાપ પાડી શકતી

સ્વભાવે તે પાકી હતી એમ કોઇથી ગાજી જાય એમ નહોતુ, તેથી પોતાનુ કામ સહેલાઇથી પાર પાડી શકતી. તે કસરીઅણુ જબરી હતી એટલાજ માટે કે બચેલો પઇસો ટાપટીપમા વપરાય આ બધાનુ કારણુ હતું તેના માબાપ મુબઇ રહેતા હતા અને એક પાજરાપોળની ગાદી ચાલમા તેનુ બાળપણુ ગયુ હતુ

તરફડદાસને તેમની ધર્મપત્ની માટે અથાગ માન હતુ તેમનુ ચાલત તો તેને ઘડીએ અને પળે સાષ્ટાગ દડવત્ કરીને તે પોતાની જીંદગી પુરી કરત આખો દિવસ તે લલિતાનુ મનન કર્યા કરતા અને પોતે ગમે તેવા ચીથરેહાલ રહી તેને શોભાવવામાજ કૃતકૃત્યતા ગણતા આનુ મુળ કારણુ એકજ હતુ જ્યા તે જતા ત્યા તે તુચ્છકારાતા બહારથી કોઇ વિનયી હોય તો પણ તેનો અતરનો અભિપ્રાય તરત જણાઇ આવતો કે તરફડદાસ તેને મન તૃણસમાન છે આ આત્મજ્ઞાન બીચારા તરફડદાસનો જીવ રાત ને દિવસ બાળતુ, પણ તે અગ્નિની જ્વાળમા લલિતાની મીઠી બોલી ઠડા પાણીના ધોધ સમી હતી તેથી તરફડદાસ આમ તેમ રખડીને પણ પાછા લલિતા તરફ ફરતા, અને તેને દેવી તરીકે પૂજતા એથી લલિતાને પણ એક ફાયદો થતો, બે મીઠા બોલ બોલી બે લુગડાના પૈસા કઢાવવા સહેલ થઇ પડતુ

આ દેવીના દર્શનથી તરફડદાસના મગજમા વિચાર સ્ફુર્યો અને પક્ષીનો ઘાત થતા જેમ વાલ્મીકિથી શ્લોક બોલાઇ ગયો અને રામાયણ લખાઇ ગયુ—તેમ આ દર્શનથી તરફડદાસના મુખમા "હત્ તારી"નો મહામત્ર બોલાઇ ગયો, અને સમાજ—ઉદ્ધારનો નવો રસ્તો નજરે ચઢયો

"ડીઅર!"

"કેમ શુ છે?" જરાક એક તરફ ડોક નમાવતા લલિતાએ ટહુકાર કર્યો, અને કેડ પર સુકો વાસ જેવો હાથ રાખી ૯૦ અશનો પુરેપુરો કાટખુણો બનાવ્યો

"અરે પણ જરા આમ તો આવ"

"હુ જરા કામમા છુ લો શુ કહો છો ?"

"આજે મને એક વાત સુઝી આવી છે "

"શી ?"

"શા માટે આપણા લોકો સુધરતા નથી તેનુ કારણ "

"તમને તો રોજ કૈં નવુનવુ દેખાય છે, બોલો આજે શુ છે ?"

"આપણે સુધરતા નથી, કારણ કે આપણા લોકોમા સ્ત્રીઓની અસર જેવી જોઇએ તેવી છે નહીં "

"જાઓ જાઓ ! દરેક ઘેર તો ધણીને માથે બૈરાંઓ છાણા થાપે છે મારા જેવી તો કોઇએક હોય "

"ના ! એમ નહીં જ્યા મરદો મળે ત્યા બૈરા પણ આવે તો નીતિ વધે, રીતભાત સુધરે અને સંસારસુધારો ખીલે '

"તે તો હુ રોજજ કહુ છુ, પણ તમે ક્યા માનો છો ? સાથે ફરવા પણ લઇ જતા નથી "

"આ તે કૈં મુબાઇ છે ? લોકો ચાવી ખાય "

"ત્યારે મોટા સુધારક શાના ? ઉભા રહો આ મારી ખીચડી બળી ચાલી પછી ખાતી વખત તમે બુમ મારશો ' કહી લલિતા લાલિત્યહીન ડગલા ભરતી ખીચડી સભાળવા ગઇ તેની પાછળપાછળ તરફડદાસ ગયા, અને શી છટાથી લલિતા ખીચડી ઉતારતી હતી તે જોઇ રહ્યા, જોતાજોતા ઉમરા પર બેઠા

"તુ મારી વાત સમજીને ?"

"ના, બરોબર નહીં તમે કરવા શુ માગો છો ? આ તે ગામ છે કે વેશ ?"

"ગમે તેવુ પણ કૈં મુબાઇની બરોબરી કરે ? પણ આપણે અહીંઆ કોઇ સ્થાન એવુ હોય કે જ્યા સુધરેલા સ્ત્રીપુરુષો મળે તો મજાહનુ

"હા ! પણ બીજી કઇ બૈરીઓ આવે એવી છે ?"

"કૈં નહીં, તુ તો છે "

"હા! હુ તો તૈયાર છુ"

"વળી એક બીજો ફાયદો છે"

"શો?"

"તને ખબર છે? વીલાયતમા ધણીને મદદ કરવા મેરીઓ 'વોટ' મત પણ લઇ આવે છે તારે—"

"હા! હુ સમજી, મારે લીધે તમને પણ ફાયદો થાય."

"શાબાશ! તુ કેટલી હુશીઆર છે"

આ શબ્દો સાભળી, તે ખરાજ છે એમ લાગવાથી લલિતા હસી

"ત્યારે એક કલબ કાઢો મુબાઇમા મારા બાપાના શેઠ એક કલબમા જતા હતા તો!"

'લે, ત્યારે તો તને અનુભવ હશે?'

"હાસ્તો" કહી ફરીથી તેણે મોઢુ મલકાવ્યુ "પણ લુગડા ઘરેણા નવા જોઇશે ત્યા કે આ તમારી ધાબળીઓ નહીં ચાલે"

'અરે હારે, એ તો દુનીઆમા રહ્યા તે કૈ છુટકો છે?"

બોના કોલકરાર થયા. તરફડદાસે આબરુ અને માન વધારવા માટે મેરીને આગળ કરી, લલિતાએ બાપના શેઠને અનુભવે, કપડા મળે તે લાલચે આ યોજના સ્વીકારી

તરફડદાસને લાગ્યુ કે આ યોજના પાર પાડતા મારુતિની જરુર પડશે, એટલે તેને મનાવવા માડયો પહેલા તો મારુતિ માનમા તણાયો. તેને સમાજ–ઉદ્ધારમા શ્રદ્ધા ખુટી હતી તરફડદાસ ગભીરલાલને મળ્યો

ગભીરલાલને એ વાત ઘણી ગમી એટલે તેણે સમાજ–ઉદ્ધારિણી સભાની કમીટી બોલાવી તેની શરમે બધાએ કબુલ્યુ નસરવાનજી શેઠે મફતનુ મકાન હાલ આપવાનુ વચન આપ્યુ બધા ધીમેધીમે અજાણપણે એવા નિશ્ચય પર આવતા ગયા કે સમાજ–ઉદ્ધાર સુખથી થાય છે, સુખ મોજથી મળે છે, મોજ ખાવાપીવાથી અને ટેલટપ્પાથી થાય છે, અને જે સસ્થામા ખાવાનુ મળે, પીવાનુ મળે, ગમત કરવાનુ મળે તે જરુર સમાજનો ઉદ્ધાર કરી નાખ્યા વિના રહેજ નહીં

## વિભાગ બીજો

## પ્રકરણ ૧ લું

### વિચિત્ર પરિસ્થિતિ

મુંબાઈમાં સાંજ પડવા આવી હતી જાણે આકાશમાંથી કાળો વરસાદ પડવાથી રાત પડતી હોય તેમ વાતાવરણમાં ધુમાડો દેખાતો હતો ખીચોખીચ રહેવાથી પેદા થતો આ ધુમાડો ઝેરી હતો પણ ત્યાંના લોકોને તે ઝેર આંખે દેખાતું નહોતું કીચડના કીડાને તેની ગંધ મારતી નથી પણ એ ઝેર બધે પ્રસરતું અને પરિણામે દરદ, આ અને બાળકોના જાનની ખુવારી કરતું આ મોટા શહેરોની અને હાલની સંસ્કૃતિની ખૂબી હતી

કાદાવાડીમાં એક મોટી ચાલને ઉપલે માળે એક નાની ઓરડીમાં મણિ પડી હતી જે પથારી પર તે પડી હતી તે મેલી અને ચુંથાએલી હતી તેનું મુખ કરમાયલું હતું તેના પર નિરાશાની અને કંટાળાની રેખાઓ દેખાતી હતી

મણિ રામજણી જોડે મુંબાઈ આવી તેને ત્રણ મહીના થઈ ગયા હતા ત્રણ મહીનામાં તે ગાતાં ને નચાવતાં શીખી હતી, પણ જીવનમાંથી

રસ જતો રહ્યો હતો દુઃખમાં, અથડામણુમાં જે કટાણો તેને કદી આવ્યો નહોતો, તે કટાણો આજે તેને આવતો હતો આ પથારી, આ ઘર, તુંગભદ્રા, મુંબઇ–બધાને તે ધિક્કારતી હતી તેના સંસ્કારી આત્મા પર અનેક ઘા પડયા હતા તેમાથી લોહી હમેશ ઝરતુ હતુ

તુંગભદ્રાનુ કૃત્રિમ જીવન, તેના ખોટા આભૂષણો, પાઉડરનો રંગ, હલકી સોબત એ બધુ તેને સાલતુ હતુ તેને ગુંગળાટ લાગતો હતો દરીઆમા પડી કે ઝેર ખાઇ કચરી જીવન પુરુ કરવાની તેની ઇચ્છા વધારે પ્રબળ થતી હતી તેને પ્રેમના કે રસભર્યાં ગાયન ગમતા નહીં, તે દીલગીરીભર્યાં ગીતજ ગાતી તે વસ્ત્રાભૂષણને છેડતી નહીં, કોઇની જોડ બેસતી નહીં કે બોલતી નહીં

તેને અહીંઆ સ્થૂલ સુખ બધુ હતુ–ખાવાનુ મળતુ, સુવાનુ મળતુ, રાત્રે ગાયન સાભળવા મળતુ, પણ તે કેદી હતી–સર્વ રીતે અંતરાત્મા સંસ્કાર–કારાગ્રહમા હતો, શરીર પણ કારાગ્રહમા હતુ તુંગભદ્રા બધા લાડ કરતી, પણ ધીમેધીમે તેણે તેના પર એવો ચોકીપહેરો મુક્યો હતો કે તે બહાર જઇ શકે નહીં, કે કોઇને મળી શકે નહીં તેને દુર્ભાગ્યે મળનાર કોઇ હતુ નહીં પણ કેદી થઇ રહેવુ કોને ગમે ? તેની અગાસી માત્ર ચાર ફુટ ચોરસ હતી ત્યા વખત ગાળી, વાદળો મારફતે સુરેખાને સંદેશા કહાવી તે જીવન વીતાવતી

તુંગભદ્રા ધીમેધીમે મણિને વશ કરવા પ્રયત્ન કરતી હતી, અને તે ભડકે નહીં માટે ઘણીજ કળાથી પગલા લેતી તેની વય હવે ઉતરતી થઇ હતી એટલે જે આવતા તે માત્ર ગાયન સાભળવાજ આવતા તુંગભદ્રાને ખાત્રી થઇ હતી કે તેનો રાગ હવે બગડતો જતો હતો, અને તેના ઘરાકો માટે જો કોઇ નવુ રમકડુ તે નહીં શોધી આપે તો ઘરડ ઘડપણ ભુખે મરવા વારો આવશે અને તેથી તે મણિને વશ કરવા ચહાતી હતી મણિમા રૂપ હતુ, રાગ હતો,

ચતુરાઇ હતો, તે જો સમજે તો તુગભદ્રાને બેડો પાર થાય એમ હતુ તુગભદ્રાને ત્યા આવનારામા ચ દુલાલ શેઠ મુખ્ય હતા તે ધનાઢ્ય હતા, મોજીલા હતા છતા તે પણ હવે પહેલા જેવા ભાવથી તુગભદ્રાની ભક્તિ કરતા નહોતા

એક દિવસ ઉપર એકલી એકલી ગાતી મણિને સાભળી તે ચમકયા, તુ ગભદ્રાને ઠપકો આપ્યો, તે કોણુ છે તે જાણવા માગ્યુ તુ ગભદ્રા તેને ઉપર લઇ આવી મહા મુશ્કેલીએ મણિ પાસે થોડુ ઘણુ ગવડાવ્યુ ચ દુલાલ શેઠ ગાડા ગઇ ગયા. તેમને મણિનો રાગ આખી દુનીઆમા સૌથી શ્રેષ્ઠ લાગ્યો મણિનુ મુખ તેમના હૃદયમા કારાઇ રહ્યુ રાતે ઘેર ગયા ત્યારે મણિના સ્વપ્ના તેમને આવવા લાગ્યા

બીજે દિવસે મણિએ જોયુ કે તુ ગભદ્રા વગરકારણે ચ દુલાલના વખાણુ કરવા મ ડી ગઇ, તેની દોલતની ગણુત્રી કરવા લાગી પહેલા તો મણિ કૈ સમજી નહીં સાજે પાછા શેઠ આવ્યા અને ફરીથી મણિ પાસે કૈ ગવડાવ્યુ

ત્રીજે દિવસે તુગભદ્રા આવી અને પોતે મણિને ભુખે મરતી બચાવી તેના બદલામા પોતાને થોડી મદદ કરવા તેણે પ્રાર્થના કરી

“ શી મદદ કરુ ? મારા હાથમા હોય તે કરુ તમે કહો તો ચાક પાછળ બેસી ગાઉં આ એક શેઠ તો ઠીક છે પણ હુ ઉઘાડે છોગે નહીં ગાઉં ”

“ તે કે ચાલશે ? આજે નહીં તો બે દિવસ રહીને કૈ ગાયા વગર ચાલવાનુ છે ?”

“ ના ! હુ જાહેરમા તો નહીં ગાઉં તમે કહી રહ્યા ’

“ પણુ તે હુ કયા કહુ છુ ? ” તુગભદ્રા એમ ઉતાવળે આખા પકડે એમ નહોતી “ માત્ર આટલા ચ દુલાલ શેઠને તુ વશ કરની પછી નીરાત ”

"વશ તે કેમ કરું ? તમે કહો છો ને હું ગાઉં છું બીજું શું ?"

"કે ગાડી થઇ ? એકલે ગાયને કોઇ રીઝે ?"

"ત્યારે મને જવા દો."

"ક્યાં ? દુખી થવા ?"

"જે થશે તે મારે તમારો ધંધો નથી કરવો તેમાંથી પૈસા પેદા કરી મોજ નથી કરવી હું અહીંઆ ક્યાં સુખી છું ?"

"આટલું કર્યું છતાં આમ કહે છે ? તું કૃતઘ્ની છે મારો ખાન-રોટલો ખાધો તે શું મફતમાં ?"

મણિની આંખો ચમકી ઉઠી "તમે વચન આપ્યું તેમાં આવી હું આવવા બેસી નહોતી રહી તમે લઇ આવ્યા."

તુંગભદ્રા હસી "વળી એવાં વચન પળાતાં હશે ?"

"એ તો હું પહેલેથી જાણતી હતી કોઇ નહીં ને તમારી જાત વચન પાળશે ? પણ હું તો પાળીશ."

"શું ?"

"કે મારી મરજીવિરુદ્ધ કોઇ પુરુષની સામે પણ નહીં જોઉં."

"ત્યારે તું નહીં માને ? યાદ રાખજે મારા મીજાજ જશે તો મારા જેવી ખરાબ બીજી કોઇ નહીં મળે."

"તેની મને બહુ ફીકર નથી રહી આખી દુનીઆએ કર વતાવ્યો છે તો તેમાં તમે એક વધારે."

"ઠીક ! આજે રાત્રે ગેઠ આવશે ત્યાં સુધી આ તારી બુદ્ધિ ઠેકાણે આણજે નહીં તો પસ્તાશે."

"મારી બુદ્ધિ તો ઠેકાણેજ છે."

તુંગભદ્રા ગુસ્સામાં ચાલી ગઇ, સાંજના ઉસ્તાદ તેડવા આવ્યો એટલે હીંમત રાખી મણિ ગઇ જરા પણ વાત કાઢે તો ઘર છોડી ચાલી

જવાનો તેણે નિશ્ચય કર્યો હતો ચંદુલાલ શેઠે ગવડાવ્યું મણિએ ગાયું ધીમે રહીને તુંગભદ્રા ચાલી ગઈ ગાયન પૂરું થવા આવ્યું એટલે મણિ ઉઠીને ઉભી થઈ તે ચેતી ગઈ કે આ બધું સંકલનથી થાય છે

"બેસ બેસ!" ચંદુલાલ શેઠે કહ્યું

મણિ તેમની સામે ફરી એટલામાં ઉસ્તાદ ત્યાંથી ઉઠી ચાલી ગયો અને બહારથી ઓરડાનું બારણું બંધ થઈ ગયું

'શું કામ છે?' એક વાઘણની વિકરાલતાથી મણિએ પુછ્યું

"તે ને પુછવાનું હોય?"

'હા" દ્રઢતાથી મણિએ કહ્યું ' ' હું કે તુંગભદ્રાનો ધંધો નથી કરતી મારી પાછળ પડવામાં ભાગ નહીં કાઢો" મણિનું રૂપ તેનો ગુસ્સો જોતાં ગાંડ દીંગ થઈ ગયા તેને આવી ગમજાગી આજ પહેલીજ મળી

ઓનારી' તારા પણ ગરૂ જબરો છે

'જે છે તે મે તુંગભદ્રાને કહી દીધુ છે નાગી મરજીવિરૂદ્ધ પણ હું કરવાની નથી'

'પણ તે કોણ કહે છે? તારી ખુશી ચહાય તે માગ'

'હું તો એટલુંજ માગું છું કે તમે તમારે રસ્તે જાઓ ને મને મારે છું તેમ રહેવા દો"

"અરે તે કેમ ચાલે? હું નહીં તો કાલ કોઈ બીજો

'જોઉં છું કોણ આવે છે તે શેઠ! સીધાસીધા માનવું હોય તો માનો નહીં તો આ ઉભી, પાસે આવો તો ખરા!"

શેઠ માનભંગ થયા-આ મહિષાસુરમર્દિની જેવી જાગતી તેજસ્વી મૂર્તિ આગળ ગભરાઈને ઉભા રહ્યા અત્યાર સુધી એમની મરજી ઉલ્લંઘે એવું માણસ તેમને મળ્યું નહોતું આજે તે મહાત થયા પણ મણિને છોડી જવાનું મન નહીં થયું

"ઠીક છે, કાલે વાત છે, હું તુંગભદ્રાને કહીશ."

"ભલે"

શેઠને કે બીજો રસ્તો સુજ્યો નહીં થાકીને તેમણે બારણા ઉઘડાવ્યા મણિ એકદમ નીકળી ત્યાંથી ઉપર ચાલી ગઇ તેને ખાત્રી તો હતી કે શેઠ આમ છોડવાના નથી, પણ તે પણ છટકી જવા તૈયાર હતી

ત્યાંથી ચાલી જવા રાતના તે ઉતરી ને બારણા આગળ ગઇ હરરોજ બારણા ઉઘાડા રહેતા—આજે તાળું હતું પાસે ભૈયો ઘસઘસાટ ઉંઘતો હતો "ભૈયાજી! ભૈયાજી! કુંચી લાવો તો"

"કોન હય?"

"એ તો હું" મણિએ જવાબ આપ્યો તેને લાગ્યું કે ભયો ઉંઘવાનો ડોળ માત્ર કરતો હતો

"અબ કુછ નહી અબી જા" કહી તેણે પાસું બદલ્યું

"ભૈયાજી, એ તો મે જાણ્યું નકામા ઉંઘવાના! શા માટે ઢોંગ કરો છો? નહી ઉઘાડશો તો આખો માળો ભેગો કરીશ, ચાલો ઉઠો"

"ઉંહુ"

"ઉઘાડો છો કે નહીં?" કહી મણિએ ઉંચ સ્વરે પુછ્યું કોઇ પણ રસ્તે નાસવાનો તેણે નિશ્ચય કર્યો હતો

"ચુપ એ બદમાશ!" કહી ભૈયો ઉઠયો મણિને મોઢે હાથ દબાવ્યો ને તેને તણખલાની માફક ઉંચકીને ઉપર લાવ્યો તેના હાથમાં નિર્બલ મણિ તરફડીઆ મારતી રહી

ભૈયાએ લાવી તેના ઓરડામાં તેને નાખી ને બારણું બંધ કરી તે ચાલી ગયો

# પ્રકરણ ૨ જું



## ઘરમાંથી બ્હાર પડવાના કેટલા રસ્તા હોય છે તેનો વિચાર

ક્યા સુધી મણિ પડી રહી હવે શુ કરવુ ? તેનો અભિમાની આત્મા પરિસ્થિતિથી તો કચવાઇ રહ્યો હતો, તેમા ચદુલાલ શેઠની લિપ્સા, અને ભૈયાની શક્તિ એ બેથી તો તે જીવ ઉપર આવી હતી કોઇ પણ રીતે તાબે તો નહીંજ થવુ એવો તેનો દૃઢ નિશ્ચય હતો એટલે કાઇ પણ પ્રકારે અહીઆથી છુટયા વિના આરો નહોતો

તેણે સુતાસુતા બધો વિચાર કર્યો તે ઘર હવે બદીખાના જેવુ હતુ તુગભદ્રા મીઠી જીભે બોલતી પણ તેનો ઇરાદો જુદોજ હતો તેની શાત, મીઠી, પણ નિશ્ચલ રીતે તે તેને વશ કરવા માગતી હતી. આ પરિસ્થિતિમા પડી રહેવુ એ વશ થવા જેવુજ તેને લાગ્યુ

આખી રાત આ વિચાર તેણે કર્યા કર્યો મન આગળ પોતાનુ ભૂતજીવન ખડુ થયુ શા શા અનુભવો, અને શી શી પીડાઓ વેઠવી પડી હતી ‘ અને તે શા માટે ? શુ ઇશ્વર આખી દુનીઆનો હતો ને તેનો નહોતો ’ હવે શુ બાકી રહ્યુ હતુ ? આ સ્થિતિ કોને વાકે ‘ તે ઘણુ એ રડી, ઘણુએ આક્રદ કર્યુ છોકરી સભારી, ગભીરલાલને ગાળો દીધી, જે માબાપે જન્મ દીધો હતો તેને શાપ આપ્યો જે સમાજે તેને બાલવિધવા રાખી રઝળતી કરી હતી તેનુ નિકદન નીકળી જાય એવી પ્રભુ પાસે યાચના કરી પથારીમા એકલીએકલી તેણે ઘણુ આક્રદ કર્યુ –તેનુ દુ ખ જોવા કોઈ હતુ નહીં, તેના આસુ લુછવા પણ કોઇ હતુ નહીં ઇશ્વરે, સમાજે, સબધીએ તેને અટુલી કરી હતી

આખરે આસુ ખુટયા પ્રકૃતિનુ સામ્રાજ્ય શરુ થયુ–તે ઉંઘી ગઇ પરોઢીએ ને જાગી, અને પોતાની સ્થિતિનો પાછો વિચાર કરવા લાગી.

વિચાર બધા નિષ્ફલ ગયા આ પીડામાંથી મોત શીવાય બીજો રસ્તો લાગ્યો નહીં ઇશ્વરે આવો ટુંકો ને ટચ રસ્તો આપ્યો છે તો શા માટે દુ:ખ વેઠવું? તેણે દોરડું ખોળવા માંડ્યું—તે ન જડ્યું એટલે ચાદર લીધી, તેને ખીંટીએ બાંધી અને નાગળું બનાવ્યું નાગળું ગળામાં ઘાલી તે ખાટલા પરથી કુદી–અને ધુમ દઇને ભોય પર પડી ચાદર જુની હતી તે ફાટી ગઇ મણિ થોડી વાર સુધી ભોય પર પડી રહી એટલામાં તુગભદ્રા બહાર આવીને બારણું ઠોકવા લાગી

"મણિ! મણિ! બારણું ઉઘાડ"

"ના, કેમ?" મણિએ પુછ્યું

'કેમ શું? ઉઠવું નથી, ખાવું નથી?'

"મારે કે નથી કરવું મને ઘરની બહાર જવા દો તમારા ઘરમાં મારે નથી રહેવું"

"અરે આમ આકળી શું પડ છે? બારણું તો ઉઘાડ"

"જ્યાં સુધી ઘરમાંથી જવા દેવાનું વચન નહીં આપો ત્યાં સુધી બારણાં નહીં ઉઘાડું"

"ઠીક, લે વચન'' હસીને તુગભદ્રાએ કહ્યું

મણિ ઉઠીને બારણા પાસે આવી, અને તુગભદ્રાનો હસવાનો અવાજ સાભળ્યો તુગભદ્રાનું વચન! અને તેના પર ભરોસો! મણિ એકદમ પાછી ખસી ગઇ

"તુગભદ્રા! મશ્કરી કરો છો? પછી કાલની માફક ભૈયા પાસે જોરજુલમ કરાવવો હશે?"

"ના ના તું ઉઘાડ તો ખરી"

"નહીં ઉઘાડું ચંદુલાલ શેઠ આવે ત્યારે ઉઘાડીશ કે તે સાક્ષી રહે" મણિએ જવાબ આપ્યો. તે જાણતી હતી કે આવો ફજેતો

તુગભદ્રા કોઇ પણ પ્રકારે રોકવા માગતી હતી, એટલે કદી તેને તો લાવશેજ નહીં, અને લાવશે તો પછી તેના દેખતાં આપેલુ વચન પાળશે

"મણિ! આટલા દહાડા ખવડાવી પીવડાવી તેનો આ બદલો? ઠીક! પડી રહે, હુ પાછી બપોરે આવીશ એટલે ખબર પડશે" કહીને તે ચાલી ગઇ

મણિ સમજી ગઇ કે તેને ભુખે મારી વશ કરવાની તરકીબ થતી હતી હવે શો ઉપાય કરવો? તે ભુખે પેટે અને ખિન્ન મને પડી રહી કે રસ્તો સુઝ્યો નહીં તે અગાસીમા ગઇ ત્યાથી ભુસકો મારવાનો વિચાર થયો તેણે આજુબાજુ જોયુ તો ચારે તરફ પાસેની ચાલોના છાપરા આવી રહ્યા હતા એકદમ એક વિચાર આવ્યો શા માટે આ છાપરાઓ ઉપર થઇને નાસી નહીં જવુ? અત્યારની સ્થિતિ હલકામા હલકી હતી હમણા તે હલકામા હલકા માણુસોના આશ્રય નીચે હતી દુનીઆમાએ શુ સારા માણુસો નહીંજ હોય? મણિમા જીવવાની ઉમેદ દુર્જય હતી તેણે ભુસકો મારવાનો વિચાર બધ રાખ્યો, અને આ છુટવાનો ઉપાય મનમા રાખી પાછી આવી

સાજે પાછા તુગભદ્રાએ બારણા ઠોક્યા

"મણિ! કે સાન આવી કે?"

"ચદુલાલ શેઠ આવ્યા?" મણિએ સામો પ્રશ્ન કર્યો

"શેઠ ને બેઠ કોઇ નથી તુ સીધી રીતે માને છે કે નહીં? હવે તારી સાથે જબરદસ્તી કરવી પડશે"

"જોરજુલમ કરવા મને લઇ આવ્યા હતા કે?"

"ત્યારે શુ તને ધાન ખવડાવવા લાવી હતી? તારી હાડકી ઘણી કઠણ થઇ છે તુ બહાર નીકળ હુ પોચી કરાવુ"

"બહાર નીકળ તોને? હુ અગાસીમાંથી લોકો ભેગા કરીશ"

"મે હેઠળ કહી મુકયુ છે કે મારા ઘરમા એક ગાંડી છોકરી છે, એટલે તે બોલેચાલે તેના પર કૈં ધ્યાન નહીં આપશો"

"એમ! ત્યારે જુઓ હવે તમને પણ બતલાવુ?"

"શુ?"

'મને જોરજુલમે વશ કરવી છે? જોઇએ હવે કોણ જીતે છે"

"ચીબાવલી! મને ડાચાકુટ કરવાની ફુરસદ નથી નહીં માનતી હોય તો ઉભી રહે હમણા સુતાર બોલાવી બારણા ઉતરાવુ છુ" કહી તુંગભદ્રા ગઇ.

મણિએ તરત નિશ્ચય કર્યો તેણે લુગડાનો કછોટો માર્યો અને અગાસીમા આવી ને સુખ ને દુ ખ બધુ ભુલી ગઇ તેને લાગ્યુ કે સ્વાતન્ત્ર્ય તેજ મુક્તિ તેણે અગાસીની પાગેર પરથી પડોશના છાપરા પર ભુસ્કો માર્યો

કેટલીક વારે તુગભદ્રા સુતારને લઇ આવી અને બારણું ઉતારવાની પેરવી કરી મહા મુશ્કેલીએ બારણુ ઉતાર્યું પણ ઓરડીમા કોઇ નહોતુ મણિ નાસી છુટી હતી

# પ્રકરણ ૩ જું

## એક ગ્રેજ્યુએટ

મુચકુંદ એક ગ્રેજ્યુએટ હતો

હીંદુ ગ્રેજ્યુએટ એટલે એક અનુપમ વ્યક્તિ તેની સ્થિતિ સૃષ્ટિમા બધાથી ન્યારી, અને અદ્‌ભુત તેને કોઇની મહાય નહીં તેને કોઇની દરકાર નહીં દુનીઆ તેના તરફ તિરસ્કાર બતાવે, અને તે પોતાના મનોરાજ્યમા મહાલી દુનીઆને તિરસ્કારે

એક રીતે ગ્રેજ્યુએટ એટલે ખરાબમા ખરાબ માણસ આપણી આદર્શહીન કેળવણીના પૂજકો કહે કે, હીંદુ ગ્રેજ્યુએટમા મીઠું નથી, નવીનતા નથી, સ્વદેશસેવકો કહે કે, તેનામા સત્યાગ્રહ નથી, સુધારકો કહે કે, તેનામા હીંમત નથી, અસલી વિચારના કહે કે, તે વંઠી ગયો છે, રાજ્યકર્તાઓ કહે કે, તે રાજદ્રોહનુ ચિન્તન કર્યા કરે છે, ઓફીસ-વાળાઓ કહે છે કે, તે એક મોટી પીડા છે કેટલાક એમ પણ માનતા હશે કે, તેનાથીજ દેશનુ દુર્ભાગ્ય છે

છતા તે પોતાનુ કામ કર્યો જાય છે ગરીબ માબાપને પેટ અવતરી તે અતિશય મોંઘી કેળવણી લેવાનો પ્રયત્ન કરે છે, પેટે પાટા બાંધી, દુખતા માથાને દબાવી તે અરુચિકર કેળવણી લે છે, પોતાની ભાવ-નાઓમા અને મનની મજાહોમા ભમ્યા કર્યા છે, લોહીનુ પાણી કરી નામની કીંમતનો ખીતાબ મેળવે છે અને પટાવાળો પણ ભાગ્યે સતોષાય તેવો પગાર મેળવવા તરફડીઆ મારે છે ગરીબાઇમા ઘસાઇ જાય છે, છતા તે ભાવનાઓ ઉંચી રાખે છે, પોતે દુખી થઇ કુટુંબીઓને ભણાવે છે, ગમે તેવી અભણ સ્ત્રી મળે તોયે તેને નભાવે છે, ગમે તેવા છોકરા થાય તોએ સહનશીલતાથી તેમનો ઉદ્ધાર કરવા મથે છે

તે સ્વાર્થી નથી, પણ સમાજનો ઉદ્ધાર ચાહે છે, ભારતમાતાની ભક્તિમા તલ્લીન રહે છે લોકો ધિક્કારે ત્યારે તે હસે છે, સરકાર દબાવે તોયે આશાવાન્ રહે છે તે પોતાને હીંદના ભવિષ્યનો ખજાનચી માને છે

તે જાતે ઘણી વખત રોગિષ્ટ હોય છે, અશક્ત હોય છે, છતા તેનામા વડવાનલ છુપાયલો છે જે અનલે પ્રાચીન ઋષિઓના હૃદયમા રહી આપણી અપૂર્વ સસ્કૃતિને જન્મ આપ્યો, જે અનને બ્રાહ્મણોની બુદ્ધિમા સમાઇ આપણા ઇતિહાસકાલના દુ ખમય દિવસોમા તે સસ્કૃતિનુ સરક્ષણ કર્યું તે અનલ ગ્રેજ્યુએટ–સ્નાતકમા છે હાલનો ગ્રેજ્યુએટ એ પ્રાચીન બ્રાહ્મણોનો અવતાર છે–ભવિષ્યના ઋષિઓનો પુરોગામી છે, આપણી સસ્કૃતિ અને દેશની આશા છે

એનુ જીવન ઘણુ સાદુ હોય છે તે થોડામા થોડા પૈસાથી ભણે છે એક કોટ અને બે ખમીસે કોલેજના ચાર વર્ષ કાઢે છે, ઉછીની આણેલી ચોપડીઓથી વિદ્યા મેળવે છે પશ્ચિમ પૈસાદાર છે તેના ગ્રેજ્યુએટો મજાહ મારે છે તેમની સગવડો બધી સચવાય છે અને આપણા ગ્રેજ્યુએટો તેમને ટક્કર મારે છે પાશ્ચાત્ય કેળવણીના પૂજકો તેમને ગમે તેટલા પશ્ચિમ સસ્કારે તરબોળ કરી નાખે, યુરોપીય સાહિત્યનો અભ્યાસ ગમે તેટલા અરાષ્ટ્રીય તત્ત્વો તેના સ્વભાવમા ઉછેરે છતા તે આર્યજ રહેશે ગરીબાઇને પણ ભાવનામય સસ્કારે ઉજ્જ્વલિત કરી તે પોતાના પૂર્વજોનુ જીવનરહસ્ય પોતાનામા સાચવી રાખશે

મુચકુદ આ પક્તિનો હતો કાદાવાડીમા એક કાતરીઉ તેનુ ભુવન હતુ, એક ત્રણ પગનુ ટેબલ અને નેતર વગરની ખુરશી તેના અભ્યાસનુ સ્થાન હતા એક ખુણે એક નાની ટ્રક પડી હતી અને તેના પર એક તળાઇનુ પીલ્લુ હતુ કાતરીઆને એક નાનુ છજુ હતુ તેમા એક સ્ટવ અને ચાહના વાસણ પડ્યા હતા આ બધી મુચકુદની અસ્કયામત હતી

ત્રણ પગની ટેબલ પર એક નાનો હલકો ગ્રામતેલનો દીવો બળતો હતો અને મુચકુન્દ નીચુ ઘાલી વાચતો હતો અને ધીમેધીમે બબડતો હતો "Culpable homicide is murder"

એટનામા છજામા એક ધબાકો થયો મુચકુન્દે ચોપડીમાથી ઉચુ જોયુ છજામાથી એક સ્ત્રી દોડતી આવી તે હાફતી હતી તેણે કછોટો વાળ્યો હતો મુચકુન્દ ખુરસી પરથી ઉભો થઇ ગયો અને બુમ પાડવા જતો હતો પણ અટક્યો નવી આવનાર સ્વરૂપવાન સ્ત્રી હતી દોડવાથી અને હાફવાથી તેના મોઢા પર રતાશ આવી ગઇ હતી અને મોઢુ આકર્ષક ભભક મારી રહ્યુ હતુ તેણે કાછડો માર્યો હતો એટલે અડધી જાઘથી પગ દેખાતા હતા મુચકુન્દના મનમા સસ્કૃત કવિઓ જે ઉપમા આપતા તે સાર્થક લાગી તે કે પુછી નકયો નહી

"બાપ ! બાપ ! બુમ મારશો નહીં, હુ દુખની મારી છુ"

"તમે આમથી ક્યાથી આવ્યા?"

"હુ નાસી છુટી છુ મને પાપીઓએ કેદ કરી હતી" મણિએ આસપાસ બેસવાની જગ્યા જોતા કહ્યુ "ઉભા રહો કહુ છુ"

મુચકુન્દે તરતજ એક નાની મેત્રજી પાથરી આપી મણિ બેસવા ગઇ એટલે તરત પોતાના કાછડાનુ ભાન આવ્યુ એટલે લજ્જાથી નીચુ જોયુ, અને કાછડો છોડી નાખ્યો

"તમારા ઘરમા કોઇ બીજુ નથી?"

"ના, મારુ ઘર આટલુજ છે" કહી મુચકુન્દ હસ્યો

"ચાલો સારુ"

"કેમ?"

"નહીં તો કોઇ કાઢી મુકત. ભાઇ! અત્યારે રાતની ગત પડી રહેવા દો હું નિરાધાર છું મારે સગુ નથી, વહાલુ નથી કહીં જવાની જગ્યા નથી"

'ત્યારે તમે આવ્યા કયાંથી ?

મણિને કમકમા આવ્યા "મને એક રામજણીએ કેદ કરી હતી"

"એમ ?" મુચકુંદને કંઇ સમજ પડી "તેથી તમે નાસી છુટયા ? શાબાશ ! પછી ?'

"પછી શુ ! મારે દુનીઆમા કોઇ છે નહીં કાલે સવારે કોઇ ઠેકાણે જવાની ગોઠવણ કરીશ"

"પણ ત્યારે તમે આવ્યા કયાંથી ?"

"ભાઇ! હુ તો દેશમા હતી ત્યાંથી રામજણી લઇ આવી'

"ત્યારે તમારા ભાઇ, બાપ, ધણી કોઇ નથી ?'

"ભાઇ! ધણી દશ વર્ષની મુકી મરી ગયો, બાપે દીકરી જીવતી બાળી મુકી, આખરે હુ ત્યાંથી થાકી નાસી આવી વરનો ઉઠી વનમાં ગઇ તો વનમા ઉઠી આગ"

"તમે બાળવિધવા છો ?"

"હા !"

"અરરર, શી આપણા લોકોની સ્થિતિ છે વારુ તમારુ નામ શુ ? જાતે શુ છો ?"

"હુ બ્રાહ્મણ છુ મારુ નામ મણિ"

"પણ તમારી પાછળ કોઇ શોધ કરે એમ નથી ? હજુ સુધી આમ બૈરીને લોકો રખડવા દે એમ મે સાભળ્યુ નથી

"પણ આજે તો જુઓ છો પણ ગભરાશો નહીં મારે લીધે તમને કૈં નહીં થાય"

"તેની મને પરવા નથી તમે કહો તે સાચુ હોય તો ભલે ગત રહો"

"ભાઇ! જુઠુ શા માટે કહુ? તમે જોતા નથી કે નહીં તો શુ કામ ભટકુ?"

મુચકુંદની માનની લાગણીઓ ઉભરાઇ આવી નિરાધારને આધાર આપવો એથી વધારે શુ?

"તમે ખાધુ છે કે ભુખ્યા છો?"

"ગઇ કાલે સવારે નીગતે ખાધુ હતુ"

"ઠીક ઉભા રહો મારી પાસે કૈં હશે લ્યો" કહી એક તપેલીમાથી કૈં કાઢી આપ્યુ "આ થોડુ દુધ પડયુ છે જોઇએ તો ચહા કરી આપુ"

"નહીં, હુ કરી લઇશ તમે નીગતે વાચો.

મુચકુંદ એટલો ગભરાયલો હતો કે બોલી શકયો નહીં પણ મણિ રખડી રઝળી પાવરધી થઇ ગઇ હતી મણિએ ખાધુ, ચહા કરી અને મુચકુંદને આપી "ઠીક! મણિબ્હેન, હુ વીશીમા જમી આવુ તમારે માટે કૈં લેતો આવીશ"

મુચકુંદ ગયો મણિ થાકી ગઇ હતી તે જરા આડી પડી

જ્યારે મુચકુંદ આવ્યો ત્યારે કૈં ખાવાનુ લેતો આવ્યો હતો તે મણિએ ખાધુ પછી મુચકુંદ વાચવા બેઠો પણ કૈં ધ્યાન રહ્યુ નહીં એટલે ચોપડીમા મોઢુ રાખી સુવાની વેત્રણ કેમ કરવી તેનો વિચાર કરવા લાગ્યો અત્યાર સુધી પારકી સ્ત્રી જોડે સંવાદનો પ્રસંગ એને આવ્યો ન હતો, તેમા વળી આ તો એકજ ઓરડીમા સુવાનુ તેણે નામ

વિચાર કર્યો પણ કંઈ રસ્તો સુઝ્યો નહીં તેનુ પથારીનુ સાધન જોઇએ તો એક વળાઇ, એક ઉશીકુ, એક સેત્રજી ને એક કામળો જેમ વખત વધતો ગયો તેમ ગુચવાડો વધતો ગયો

જેમ સુવાનો વખત થયો તેમ મણિને પણ એ વિચાર થયો સામાન્ય રીતે તો તેનો સ્વભાવ સખત અને બેશરમ થઇ ગયો હતો પણ મુચકુદનું નિર્મલ મુખ, તેની બુદ્ધિદર્શક આખો અને તેની નિર્દોષ વાતચીત જોઇ તેણે પણ નિર્દોષતા પ્રાપ્ત કરી હતી તેને પણ પોતે પોતાના ઘરમાજ હોય અને મુચકુદ પોતાનો ભાઇ હોય એવુ લાગ્યુ તે પણ શરમાવા લાગી, અને પથારી કેમ અને કેવી રીતે કરવી તેનો વિચાર કરવા લાગી, અને તેનો કંઈ નિશ્ચય થયો નહીં એટલે અવારનાર મુચકુદ તરફ જોવા લાગી મુચકુદ પણ થોડીથોડી વારે મણિ તરફ જોતો હતો હવે શુ કરવુ ' વખત ઘણો ભયકર આવવા લાગ્યો મુચકુદે હેઠળ ઉતરી કોઇ ઓટલે સુઇ રહેવાનો કે કોઇ મિત્રને ત્યા જવાનો વિચાર કર્યો બને ચોરીથી એકબીજા તરફ જોતા હતા એવામા એક વખત બનેની નજર એક થઇ, બનેએ એક એકની નજરથી મનમા શુ વિચાર છે તેનો ક્યાસ કહ્યો, બનેએ પથારી તરફ જોયુ—અને એકદમ ખડખડ હસી પડયા મણિ પોતાનુ દુ ખ ભુલી ગઇ–તેનુ મધુર, આકર્ષક હાસ્ય ગાજી રહ્યુ

"કેમ કરીશુ ? ' મણિએ પુછ્યુ

"હુ પણ એજ વિચાર કર છુ હુ મારા દોસ્તદારને ત્યા જઇ સુઇશ '

"ના તે કેમ ચાલે ' '

"કેમ તેમા શુ ? "

"એક તો મોડુ ઘણુ થયુ છે અને તેમા હુ આવી તમને દુ ખ દઉ તે તો ન બને હુ મારી મેળે છજામા સુઇશ "

“ નારે, હું સુઇશ મને સુતા કોઇ મારે છે? તમારાથી સુવાય?”

ક્યાં સુધી રકઝક કરતાં આખરે અને નિર્ણય પર આવ્યા અને છજામાં તળાઇ લઇ મુચકુંદે સુવું અને ઓરડીમાં મેત્રજી ને કામળો લઇ મણિએ સુવું એવો ચુકાદો આવ્યો અને સુતા પણ મુચકુંદને ઉંઘ આવી નહીં આ સંયોગ એવો વિચિત્ર હતો કે તેની ઉંઘ ચાલી જાય તેમાં નવાઇ જેવું નહોતું આવા પ્રસંગો સાહિત્યમાં ક્યાં આવ્યા હતા અને તેના શું રસ્તા લોકોએ કાઢ્યા હતા તેનો તેણે વિચાર કરવા માંડયો પણ વિચારપરંપરાનો સવાર સુધી અંત આવ્યો નહીં

## પ્રકરણ ૪ થુ

-==-

## સ્રીસન્માનનાં સૂત્રો

મણિ આખી રાત નીરાતે ઉંઘી આવી નીરાતે ઉંઘવાનુ તેને ઘણે દિવસે મળ્યુ હતુ જ્યારે તે જાગી ત્યારે મુચકુદ ઉઠીને નાહીધોઇ પરવારી ગયો હતો, અને ગઇ રાતે બાકી રહેલી 'પીનલ કોડ'ની કલમનો અભ્યાસ કરી રહ્યો હતો

ઓહો ' તમે આટલા વહેલા ઉઠ્યા ' મને તો રાત ક્યા ગઇ તે ખબરજ નહી પડી "

' કેમ એમ ' "

" હુ આજે કેટલા દિવસ થયા ભાગ્યેજ ઉંઘી છુ ચાલો હુ દાતણુ કરી ચહા કરી લઉ "

' મે કરીને પીધી, અને તમારે માટે ઢાકી છે મારે ભણાવા જવાનો વખત થાય છે "

મુચકુદ બે કલાક છોકરા ભણાવતો, સાત કલાક ઓફીસમા ગદ્ધાવતર કરતો, એક કલાક કાયદાની કાલેજમા હાજરી આપતો અને પાચ કલાક વાચતો તેમા કમાતો રૂપીઆ પીસતાળીશ પીસતાળીશમાથી ૨૦ મોકલતો ઘેર અને ૨૫ મા મુબઇમા પોતાની એકલી જીંદગી કાઢતો

મણિ આ સાભળી શરમાઇ ગઇ આવો માણસ તો તેણે આજેજ જોયો કે જેણે અનાશ્રિતને આશ્રય આપ્યો અને વળી તેની સેવા ઉઠાવવા માંડી

" ભાઇ ! " મુચકુદ જેવો જવા માડયો એટલે મણિએ કહ્યુ " હુ જાઉ તો કુચી ક્યા મુકુ ? "

"ક્યાં જવાના છો ?" પાછા ફરીને મુચકુંદે પુછ્યું

"કેમ ત્યારે હું અહીંઆ રહેવાની છું ?" મણિએ ફીક્કે મોઢે પુછ્યું

"પણ ક્યાં જવાનું નક્કી કર્યું ?"

"જ્યાં નસીબ દોરશે ત્યાં વિશ્વ વિશાલ છે"

"એમ તે કે ચાલે ?"

"મુચકુંદ ભાઇ !" મણિની આંખમાં કૃતજ્ઞતાના પાણી ભરાઇ આવ્યા એક ગત હું કોણ છું તે પુછ્યા વિના આશરો આપ્યો તે માટે હું ભવોભવની ઋણી છું પણ માગથી કેમ રહેવાય ?"

'પણ જશો ક્યાં ?'

"ગઇ કાલ ક્યાંથી આવી તે તમે ક્યાં પુછ્યું હતું ' હું મારે મારો રસ્તો ગોતી લઇશ '

મુચકુંદે ઊંડુ ગુણાવ્યું "એ કેમ ચાલે ' હા ' તમારે ન્હાઇ મનુ-વહાલું હોય તો સુખે જાઓ પણ અહીંઆથી જવાની ઉતાવળ ની છે ?

"ભાઇ ' તમે તો દેવના લોક લાગો છો હું કેવી છું તે પણ તમે જાણતા નથી '

"દરેક સ્ત્રી મારે મન દેવી છે માત્ર પુરુષજ અધમતાનું કારણ હોય છે પુરુષ પુજે તો સ્ત્રી દેવીપદ છોડે નહી "

અનુભવી મણિ ખડખડ હસી ' ભાઇ ' તમે બીનઅનુભવી છો દુનીઆએ આ સૂત્રો સ્વીકાર્યા નથી અને સ્વીકારશે નહીં તેમને મન સ્ત્રી એટલે કુગ્મદનું રમકડું પણ જવા દો એ વાત '

"તમે વાદવિવાદ બહુ સારો કરો છો ' મુચકુંદે કહ્યું

"વાત નહીં ઉડાવો તમને ખબર છે કે મારે પગલે તો ઘેરઘેર આગ લાગે છે "

"હુ વહેમી નથી "

"મને ઘરમા પળ વાર રહેવા દેશો તો ખાત્રી થશે હડખાયા કુતરાની માફક મને ઘેરઘેરથી લોકો હડસેલી મુકે છે "

"હરકત નહીં આપણા લોકો મૂર્ખ છે યત્ર નાર્યસ્તુ પૂજ્યતે રમંતે તત્ર દેવતા'"

"એ તો પોથીમાનુ રીંગણુ છે પણ તમે ગીનમગ વાત કરશો?"

"હા શી?"

'તમે મને રહેવાનુ કહો છો પણ પસ્તાશો '

"મણિબહેન! વધારે વાત લબાવ્યે કૈં વધારે છે? તમે ગતે ઉંઘતા હતા, પણ હુ જાગતો હતો-વિચાર કરતા હતો મે ઘણો વિચાર કર્યો આખરે એકજ નિશ્ચય પર આવ્યો કે જ્યા સુધી તમને કોઇ ઠેકાણે નીરાતે રહેવા મળે નહીં ત્યા સુધી આ ઘર તમારુ છે "

"ભાઇ! મને પણ તમને જોઇ માના જણ્યા ભાઇ જેવુ લાગે છે પણ મને ખાત્રી છે કે હુ અહીઆ બે દિવસ રહીશ કે તમારે માથે વન ઉગશે લોકોની જીભે તાળા નહીં વગાય તમને પાપી દુનીઆનો અનુભવ નથી "

"તમે કેટલા વર્ષના છો કે અનુભવ લઇ પરવારી ગયા?" મુચકુંદ હસ્યો

"અનુભવે ગણો તો એંશી. તમારે કોઇ ભાઇભાડુ, માબાપ નથી?"

"બહુએ છે, બધા દેશમા છે અરરર! આ વાતમા મારે ભણાવવા જવાનો વખત ગયો!"

"ત્યારે શુ કામ આ જીદ કરો છો? જુઓ મે મારો પરચો દેખાડવા માડ્યો "

"તમને ખબર છે? પહેલા તો વીરો નિરાધાર નારીઓના દુ ખ ટાળવા દૂર દેશાવર રખડતા ના આ તો ઘેર બેઠા ગંગા આવી છે "

"ભાઇ! એવું તો વાર્તામાં લખ્યું હશે"

"કેમ?"

"હવે તો વીરત્વ માત્ર સ્ત્રીઓને દુ:ખ દેવામાં દેખાય છે"

"તમને બહુ વીત્યું હોય એમ લાગે છે"

"હા ભાઇ! પણ તમારી સ્ત્રી ક્યાં છે?"

"હું પરણ્યો નથી માત્ર વિવાહ થયો છે"

"ત્યારે માગ રહેવાથી શો આક્ષેપ આવશે તેનું તમને ભાન છે?"

મુચકુંદના અભ્યાસક્રમમાં તે કાંઇ ઠેકાણે આવ્યું નહોતું તેની પોતાની કલ્પનાશક્તિ શુદ્ધ અને સાત્વિક હતી તે શું સમજે? તે સરળ રસ્તાનો વિદ્યાર્થી હતો

"જે આવે તે, આક્ષેપ આવશે તો અનુભવ મળશે એટલુંજ કેની?"

"અરે મારા ભાઇ! તમે પરમેશ્વરના લોક છો!"

મુચકુંદ હસ્યો "ચાલો ત્યારે હવે તમે જાને ગરગો કે હું વાડીમાંથી લઇ આવું હમણાં ઓરીમનો વખત થશે"

"ત્યારે હું અહીંઆજ રહું 'અરે ભગવાન!' તે શું નિર્માયું છે!"

"ભગવાન્ હાલ બીજા કામમાં છે, એટલે આપણે આપણું ખાયું કરીશું"

"ઠીક, અહીંઆ રાંધવાનું કેમ?"

"મારા બનેવી આવ્યા હતા તે જાતેજ રાંધતા હતા તે વખતની થોડી સામગ્રી છે"

"ઠીક!" કહી મણિએ આંસુ લુછ્યાં દુનીઆમાં પહેલેથીજ આવા માણસો મળ્યા હોત તો તેનું ભાગ્ય કેવું ખીલત!

# પ્રકરણ ૫ મું



## ધર્મભગિની

મુચકુન્દ ઓરીમે ગયો ત્યારે તેનું હૈયું ઉછળતું હતું એક નિરાધાર સ્ત્રીને આશ્રય આપવો એ વાત ઘણાને હૈયે હર્ષ પુરે, પણ આ તો એકલા, ગરીબ, સ્વાશ્રયી વિદ્યાર્થીનું હૈયું તેના ભાઇભાંડુ બધા દૂર હતા આજે કેટલાક વર્ષ થયા તેણે કુટુંબીઓનું સુખ નીહાળ્યું નહોતું, ઉચ્ચ વર્ગની કે બુદ્ધિશાળી સ્ત્રી જોડે તેણે સંભાષણ કર્યું નહોતું અત્યારે એ અપરિચિત વસ્તુઓ પ્રાપ્ત થતા તેના હૈયામાં કંઇ કંઇ ઊર્મિઓ આવવા લાગી એક જાતની લશ્કરી, વૈતરી, જીંદગીમાં રસ ઉતર્યો તેની બુદ્ધિમાં નવો પ્રકાશ પડયો હોય એમ લાગ્યું

આપણા સમાજની ઘટનાને લીધે, કે આપણા સ્વભાવના વહેલા થતા પરિપાકને લીધે અઢાર વીશ વર્ષે પુરુષના હૃદયમાં વાત્સલ્યના અંકુરો ફુટે છે, અને જ્યારે કોઇ સ્ત્રી, છોકરા, કે કોઇ નિરાધાર આપુન્ય તેનો આશ્રય કરી રહે છે ત્યારેજ તેને ચેન પડે છે તેના બાહુમાં જોર આવે છે, અને તેનામાં સ્વાશ્રયની શક્તિ ખીલે છે જીવનવૃક્ષમાં જોર આવે છે,—પણ જ્યારે વેલીઓ આશ્રય ખોળવા માંડે ત્યારેજ

આ ઉભગનું વાત્સલ્ય એ આપણા જીવનમાં ખોડ નથી, પણ તેનું પહેલું લક્ષણ છે આર્યો ખરા આર્યપુત્રો ત્યારેજ કહેવાય કે જ્યારે ગમઝરતી ગૃહિણીઓ સ્નેહભાર નમી જઇ તેમને તે નામે સંબોધે મુચકુન્દનું જીવન અત્યાર સુધી શુષ્ક હતું એક નિરાધાર સ્ત્રી તેનો આધાર લઇ રહી અને એ શુષ્કતા પર અમીવૃષ્ટિ થઇ માત પિતાને તેણે નાનપણથી છોડયા હતા, બેનભાઇને લડાવવાનો લહાવો તેણે લીધો નહોતો, મુંબઇના અઘોર વેરાન જેવા જીવનમાં તે એકલો,

મુંગે મોઢે જતો હતો આજે તે વેરાનમાં મણિ મળી પોતાનું જીવન તેને રસમય લાગ્યું, ઓફિસમાં શેઠનું કામ જાણે એકદમ રસમય થઈ ગયું હોય એમ લાગ્યું, સાંજના કાયદા શીખવાના વર્ગમાં બીજા છોકરાઓની માફક તે પણ ધ્યાનવિહીન થઈ ગયો, ત્યાંથી પાછા ફરતા, કોઈકજ દિવસ ઉપયોગમાં આવતી ટ્રામમાં બેસીને તે ઘેર આવ્યો

તે ઘેર આવ્યો, અને તેના આત્મામાં શાંતિનો વરસાદ વરસ્યો. તેની આડીઅવળી પડેલી ચોપડીઓ ટેબલ પર અપરિચિત સૌંદર્યથી ગોઠવાઈ ગઈ હતી, સવારે ગમે તેમ ખીંટી પર પડેલાં તેના કપડાંમાંથી કેટલાંક રીતસર ટીંગાવેલાં હતાં, કેટલાંકની ઘડી થઈ હતી, અને ઓરડીમાં બધી વસ્તુ પર સૌંદર્યદેવીની આશિષો સ્પષ્ટ દેખાતી હતી સુખની, શાંતાની લહેરોમાં મુચકુંદને જાણે ઘેન ચઢયું આ અપરિચિત વ્યવસ્થા મોહક લાગી ગઈ આગળ રહેનારા બહારની ખુલ્લી હવાને આદરથી સ્વીકારે તેમ મુચકુંદે આ વ્યવસ્થા સ્વીકારી

"મણિબહેન!" કહી મુચકુંદે બુમ મારી

થોડી વારે રસોડામાંથી "ઓ"નો જવાબ મળ્યો મુચકુંદ ત્યાં ગયો

"કેમ ભાઈ?" કૃત્રિમ હાસ્યથી આદર આપી પોતાની અશ્રુપૂર્ણ આંખોને મુકવવાનો પ્રયત્ન કરતા મણિએ કહ્યું "આવી પહોંચ્યા?"

મુચકુંદ પણ એ પળ ગાંભીર્ય સાથે જોઈ રહ્યો હતો તેણે મણિના આંસુને સુકાવાની તક આપી, પછી તે બોલ્યો

"બહેન! આ શું? અહીંઆ નથી ગમતું?"

"મુચકુંદભાઈ! હું શું કરું? રડવા શીવાય મારે બીજું શું રહ્યું છે? તમે મને ઓળખતા નથી તેથી આમ પુછો છો"

"પણ આમ રડયે શો ફાયદો?"

"ભાઇ ! હું પહેલાં નહોતી રડતી દુનીઆ મને દુઃખ દેતી અને હું તેની સામે થઇ હતી, ત્યારે આંસુઓ સુકાઇ ગયાં હતાં તમે સુખ આપ્યું અને તે પાછાં વહેવા માંડયાં"

"ત્યારે તો વાંક મારોજ !" જરા હસતાં મુચકુંદે કહ્યું તેનું હૃદય ખિન્ન થયું

"ભાઇ ! એમ શું બોલો છો ? તમારે લીધે રડું છું ? નીરાંતે રડવાનો લહાવો પણ કોણ જાણે કેટલે વર્ષે મળ્યો ચાલો હવે ખાવાની તૈઆરી કરું ?"

"ઉતાવળ શી છે ?" મુચકુંદે કહ્યું "તમારો ઉભરો શમે પછી થઇ રહેશે"

"ભાઇ ! મારા મનમાં એક વાત ઘણી ખટકે છે"

"શી ?"

"હું અહીંઆં તમારે ત્યાં ક્યાં સુધી રહીશ ?"

"જ્યાં સુધી બીજું સારું ઠેકાણું નહીં મળે ત્યાં સુધી બહેન, નકામી આવી વાતથી મને શા માટે દુખવો છો ? તમારા જેવા આમ ભટકે અને કોઇ આશ્રય નહીં આપે !"

"તમને ખબર છે, હું કોણ છું ?"

"મેં સવારેજ કહ્યું હતું–દરેક સ્ત્રી મારે મન દેવાંગના"

"ભાઇ ! ભાઇ ! એ ખોટી વાતો જવા દો હું અધમ છું, પાપી છું અને જો અહીંઆં રહું તો તમને છેતરીને રહીશ નહીં"

"પણ મારે સાંભળવું નથી"

"મારે કહેવું છે તેનું કેમ ?"

"તો તમારી મરજી" કહી મુચકુંદ બેઠો તે જોઇ શકયો કે મણિ ઘણી અકળાએલી હતી અને પોતાના દબાયલા હૃદયની પીડાઓમાં કોઇને ભાગીઓ કરવા તલસતી હતી

"તમને ખબર છે કે હુ દુનીઆમા અધમમા અધમ—કનિષ્ટમા કનિષ્ટ છુ—બાળ વિધવા" મુચકુદ ચમક્યો

'ભાઇ' તમે નરક વીશે સાભળ્યુ હશે—હુ તે અનુભવતી દશ વર્ષે મારે સંસાર પરવાર્યો—મને બાધુડી બનાવવાના પ્રયત્ન શરુ થયા ક્યા હુ અનાથ બાળા—અને ક્યા મારા પર વર્તાવાતો કેર ભાઇ' મારુ હૈયુ છુદાઇ ગયુ—શરીર કરમાઇ ગયુ, પણ જીવવાની, સુખ મેળવવાની આશા ગઇ નહીં"

"તેથીજ બધા વિધવાવિવાહની તરફેણ કરે છે"

"જવા દો એ વિધવાવિવાહની તરફેણ કરનારાઓને એક એવો આવ્યો, અને મને સ્વર્ગની લાલસાએ લોભાવી મને નરકમાથી છોડવવાનુ ડોળ કરતો એક પાપાચારી મળ્યો તેણે પરણવાનુ વચન આપ્યુ હુ લોભાઇ ભાઇ' હુ પડી" મણિની છાતી ભરાઇ આવી, તેની આખમાથી ચોધાર આસુ ચાલી રહ્યા

"બ્હેન' ગઇ વાત સભારી નકામા શા માટે રડો છો'"

"ભાઇ! આટલે વર્ષે તમે મને ઓથ આપી—શા માટે હુ કેવી છુ તે નહીં કહુ' કાલે તમે મને આદરથી નહી રાખી હોત તો કહેણ દેયુ થયુ હતુ તે લઇ વિચરત પણ તમારી ભલાઇ જોઇ મારી કઠણતા જતી રહી ભાઇ! હુ દયાને લાયક નથી—ટુકડા રોટલાની અધિકારી નથી હુ સમાજની ગુનેહગાર—કુલાગાર—કુલટા—છુ"

મુચકુદ મુગે મોઢે જોઇ રહ્યો તેનો દુનીઆનો અનુભવ એટલો થોડો હતો કે તે કૈં વધુ બોલી શક્યો નહી

"મને દહાડા રહ્યા જે ચડાળે છેતરી હતી તે પડખે ઉભોએ ન રહ્યો બધા ધર્મનો ઢોગ કરતા મારી પાસે આવ્યા મારા બાળકને ગર્ભમાથી કહાડવાની તરકીબો કાઢી કોઇએ કુવો દેખાડ્યો, કોઇએ

વિષ દેખાડયુ, કોઇએ ગર્ભપાત સૂચવ્યો છેલ્લે સુધી હુ લડી ' કહી મણિએ આંસુ લુછ્યા

"પછી ?" આતુરતાથી, શુ થયુ તે જાણવાની ઇચ્છાથી મુચકુંદે પુછ્યુ

"હુ લડી મારા બાળક માટે ઘરબાર છોડી ચાલી ગઇ મારી સુરેખા આવી અને તેને પરઘેર સોંપી હુ ભટકતી થઇ"

"અરે રામ રામ ! આ આપણા સસારની ખુબી સુધારો કરવાનુ કહીએ છીએ પણ કોઇ માનતુ નથી" ગનડે અને તેલગના ભાષણોથી ભરપુર મગજનો મુચકુંદ બોલ્યો

"તમારો સુધારો !" સિહણ જેમ બરાડો મારે તેમ બરાડો મારતા મણિએ કહ્યુ તેની આંખમા અજબ ઝનુન આવ્યુ "ભાઇ ! હુ ભટકી, હુ તમારા ધર્મધુર્તો પાસે ગઇ તમારા સસારસુધારકો પાસે ગઇ બધાને વીનવ્યા, બધાના હૃદયો જોયા તમારા સસારના સડાઓ દૂર કરવાનો ઢોંગ લઇ બેઠેલાઓએ મને વધારે બાળી–વધારે ભટકતી કરી જુના અને નવા બન્ને પથના સમાજવૈદ્યો જોયા,–મને તેની દવા લેવા કરતા રોગે મરવુ વધારે સારુ લાગ્યુ"

"શુ કહો છો ?"

"સાચુ બધાઓ મારા નિરાધારપણાને લીધે લલચાયા માત્ર મારો ટેક હુ જીવથી જાળવી શકી, અને જો અધમ રામજણી ન હોત તો મારુ કોણ જાણે શુએ થાત !"

"પછી ?"

"પછી હુ તેની જોડે નાઠી તેને ત્યા થોડો વખત રહી ત્યા પણ મારુ રૂપ નડયુ તેણે મને વેચવાનો વિચાર કર્યો મારી દૃઢતા અડગ હતી એક વખત એ લોભમા લોભાઇ હતી–ફરી મારે એ અખતરો કરવો નહોતો"

"ત્યાંથી છુટી ક્યાં ગયાં?"

"અહીંઆં આવી ભાઈ! આ મારું જીવન હું સારા ઘરમાં પગ મુકવા લાયક નથી માટે મારું માનો તો વેળાસગ કોઈ ઠેકાણે મારી ગોઠવણ કરો મારામાં ભક્તિ કરવા જેટલો વૈરાગ્ય નથી અને સારા ઘરમાં વસવા જેટલો સદાચાર નથી "

"ત્યારે ક્યાં જશો?"

"ગમે ત્યાં મને ગાતાં થોડું ઘણું આવડે છે—કોઈ ઠેકાણે મહેતી થઈ રહીશ "

"બહેન! તમને કોઈ ભાઈ હતો?"

"ના"

"ધારો કે હોય—તમારી માનો જણ્યો ભાઈ—જેની જોડે બાલપણમાં રમ્યાં હો, ઉછર્યાં હો એવો અને તમારી આ અવસ્થામાં તમને તે બોલાવે—પોતાને ત્યાં રાખે તો શું તે ભાઈની ઇચ્છાનો અનાદર કરો?"

"દુનીઆમાં મારે માટે સ્નેહ અને સંબંધ નથી સરજાયા" મણિએ કહ્યું

"કોણ કહે છે? ધારો કે એ ભાઈ પોતાની બાલનબી બહેનને સ્નેહથી પૂજતો હોય, તેને માટે ઝંખતો હોય અને તે તમને કહે કે બહેન આ ઘર તમારું છે, એક જનનીનાં આપણે બે બાળક છીએ, એક ઉદરથી જેમ સાથે નીસર્યાં તેમ સાથેસાથે સંચરીશું તો તમે શું કહો?"

"તો હું કહું કે ભાઈ, તારા પવિત્ર આત્માને કલંકિત કરવા કરતાં મને મરવું વધારે વહાલું છે મુચકુંદભાઈ! તમારું વાક્યાતુર્ય હું સમજું છું, પણ મને ઓશીઆળો રોટલો પચતો નથી"

"ભાઈનો રોટલો ઓશીઆળો કહેવાય નહીં"

"ભાઈ! ભાઈ! શીદ ઉપકારના ભારે મારો છો? હું તમારી મહેરબાની કેટલી છે તે જાણું છું પણ તમે મારી આજીવિકાનું કૈં સાધન ખોળી આપવાનું વચન આપો તોજ રહું"

"ઠીક! એમ જીદ હોય તો એમ, પણ હમણા તો રહો" ખિન્ન વદને મુચકુંદે કહ્યું અને તે ઉઠયો તરત મણિને કૈં વિચારો આવ્યા અને તે પાસે આવી

"ભાઈ! એક વાત હું વિચિત્ર છું મારો સ્વભાવ સ્વચ્છંદી છે, હું ગમે તેમ બકી જાઉં છું તમને ખોટું લાગે તો ક્ષમા કરજો"

"આ વાતજ હવે જવા દો તમે રહો હું તમને સ્વાતંત્ર્યનું સાધન કરી આપીશ, પણ ત્યાં સુધી હું ભાઈ અને તમે મારા બ્હેન'"

"ત્યાં સુધી? ના" મણિએ જવાબ દીધો અને આંસુ ભર્યા

*  *

મુચકુંદ અને મણિ જાણે સગા ભાઈબ્હેન હોય તેમ રહેવા લાગ્યા મુચકુંદ વધારે ઉત્સાહથી ભણવા લાગ્યો તેના ગોરું મ્યુનીસીપાલીટીના મભ્ય હતા, અને તેની મહેરબાનીથી નીશાળ ખાતામાં નોકરી મેળવવા તેણે પ્રયત્ન કર્યો મણિના સદ્દભાગ્યે તે સફળ થયો

મણિ ત્રીશ રૂપીયાની મહેની થઈ અને એક મહીનો એમ ચાલ્યો ગયો

## પ્રકરણ ૬ ઠ્ઠું

## વેતનુ વાદળ

એક મહીનામા મુચકુદ અને મણિ બન્ને જણુ એકમેકના સ્વભાવથી વધારે વાકેફ થયા, એકબીજાની રીતભાત વધારે સારી રીતે પારખી શક્યા આટલા અનુભવ છતા મણિને આવો સરળ છતા વિદ્વાન્, આવો બુદ્ધિશાળી છતા નિર્દોષ નર મળ્યો નહોતો તે ઘડીમા તેની બુદ્ધિથી મહાત થતી, ઘડીમા તેની ભલમનસાઇ પર હસતી, સદાએ તેને રીઝવવા પ્રયત્ન કરતી, અને ઘણી વખત તેને કેટલાક કામોમા પ્રોત્સાહિત કરતી મુચન્દન પણ જુદાજુદાજ અનુભવો થવા લાગ્યા તેને ઘરનો, નીરાતનો અનુભવ થયો સ્વચ્છ ઓઢવેલા લુગડા, હારદોર ચોપડીઓ, અને રમ્મય ખાવાનાથી તેની નાની ઓરડીમા તેને સ્વર્ગ સમી શાતા આવી લાગી તેને કદી કોઇ સ્ત્રીનો ઝઝો સમાગમ થયો નહોતો, હવે તેને દરરોજ એક તેજસ્વી યુવતી સ્મિતસ્નાનથી નવરાવતી મણિની બાહોશી, તેનુ બુદ્ધિબળ, તેની સચોટ ભાષા તેને દીંગ બનાવતા તે દરરોજ હસતો, અને હોસથી પોતાને કામે જતો

સ્ત્રીના હાસ્યથી જો નીશો ચઢે તો કયો નરપુગવ માતેલો થઇ ફરતો નથી? માતાના, બહેનના, સ્ત્રીના, પુત્રીના લાડે કોણ ફાટતો નથી? કોણ સૃષ્ટિમા પોતાને શ્રેષ્ઠ ગણતો નથી? જ્યારે એ લાડનો પારસમણિ પથ્થર બની રહે ત્યારેજ નરપુગવ ગરીબડો ગાય થઇ જાય—નીચુ મોઢુ કરી ઓશીઆળુ ખાઇ, નિરાધારી પ્રામ કરે.

પણ મણિના માથા પર ભમતી પનોતી તેને છોડે એમ નહોતું. મુચકુદ એકલો હતો તેનો ભેરૂલો એકદમ કેમ થયો તેની પડોશીઓને સમજ પડી નહીં. મણિનું સ્વરૂપ એવુ હતુ કે જે કોઇ તેને જોતું

તેને પુછપરછ કરવાનુ મન થતુ આ કારણોથી નીચે રહેતા અડોશી-પડોશીઓ મુચકુદનુ નામ પુરુ જાણતા નહોતા છતા તેના જીવનમા રસ લેવા લાગ્યા, અને અનેક તુક્કાઓ ઉઠાવવા લાગ્યા

મુચકુદને દુનીઆની દયાળુતાનો લાભો અનુભવ નહીં હોવાથી તેને એમ નહીં લાગ્યુ કે આમ નિર્દોષપણે રહેવામા કોઇ પણ જાતનો વાંધો હોય તેને આ જીવનમા કંઈ પણ કલકરૂપ કે કે પણ સતાડવા જેવુ જણાયુ નહીં

એક દિવસ રવિવારે તે છજામા ઉભો હતો, થોડેક દૂર મણિ ઉભી હતી સામે આજુબાજુ આવેલા છાપરાઓની હાર જોઇ તેઓ પોતાના મનમા મોજ માનતા હતા

નીચેથી બે મુચકુદના ઓળખીતા પસાર થતા હતા એક જણે ઉચુ જોયુ

“ગમનલાલ! આ તો આપણો મુચકુદ પડયો કે?”

‘હા!” ધીરજલાલે ઉચુ જોઇ કહ્યુ “આપણો કેલો અલ્યા આ તો ઉસ્તાદ છે! આ સાથે કોણ? આવી બૈરી ક્યાથી લાવ્યો?

“બૈરી શાની! એ હજુ પરણ્યો ક્યા છે? ગઇ ‘વેકેશન’મા એનો બાપ મળ્યો, તે તો હજુ પરણાવવાની વાત કરતો હતો અને એટલામા વહુ આટલા વધી ગઇ!”

“અત્યારે એ કોને ઉપાડી લાવ્યો છે?”

“કોણ જાણે, છે મીઠાબોલ? કોઇ મહોકાણો હશે મને લાગે છે [illegible] આહુતી ઘર કરવા માડયુ છે”

“એમ? ત્યારે તો ખાત્રી કરવી જોઇએ” અને પાદપૂર્તિ કરવા ધીરજલાલે પણ કલ્પનાશક્તિ દોડાવી થોડુ ઉમેર્યુ “મે પણ સાભળ્યુ

હતુ ખરુ પણ મુચકુદ આવો હોય તે કોણ માને ? મને કોઇ એમ પણ કહેતુ હતું કે એને તો એકબે છોકરા પણ છે ”

' ઓત્તારી! ત્યારે તો તપાસ કરવી જોઇએ ચાલ એક કામ કરીએ હમણાજ ઉપર જઇએ હુ થઇ જાઉ માદો, અને તું મને ઉપર લઇ જા ”

“ પણ તુ માદો હોય તો આમ ફરવા કેમ નીકળે ? ”

“ અરે કહેજેને કે પેટમા ચુક થઇ કોણુ જોવા જવાનો હતો ? ચાલ ” કહી ગમન આગળ થયો અને તે ઉપર ચડયા

“ પડયા ! પડયા ! ઓ પડયા ! ” કહી ધીરજલાલે બુમ મારી

“ કેમ છે ? ” બારણુ ઉઘાડી મુચકુદ બોલ્યો.

“ અરે આ ગમન મરવા પડયો છે ”

“ હે ! શુ થયુ છે ? ” કહી મુચકુદે આવકાર દીધો

“ અરે, ઓ–ઓઓ–” ગમનલાલે જવાબ દીધો “ આ ચુક જીવલેણ છે તો આ હમણા થઇ આવી ઓ, જરાક સુવા દે ઓ. માફ કરજે તને–ઓ–ઓ–ઓ ” ગમન બોય પર સુઇ ગયો મુચકુદ ગભરાયો “ ધીરજલાલ ! આપણે ડાકટરને બોલાવીએ ! ”

“ ઉંહુહુ ” ગમન આરડયો તેણે ચારે તરફ નજર નાખી પણ કોઇ દેખાયુ નહીં, કારણ કે મણિ છજામાથી નીકળી નહોતી. “ એ તો મને ઘણી વખત થાય છે હમણા જતુ રહેશે દોસ્ત હોટલથી ચા લઇ આવની ટપ દઇને મટી જશે ઓ ઓ–”

ધીરજલાલ સમજ્યો, તેણે ચારે બાજુ જોયુ “ અરે લાવની આ પેલો સ્ટવ પડયો ”

“ અરે હારે ” મુચકુદે કહ્યું “ હમણા આપણે બધાજ પીએ. ” કહી તે છજામા ગયો ને મણિને પુછ્યુ કે દુધ છે કે નહીં. તેણે હા પાડી અને તે સ્ટવ ચેતાવવા ગઇ

સામેડી પરથી અવાજ આવ્યો "ઓ–ધીરજલાલ–ઓ—"

મુચકુંદ બીચારો સારવારમાં રોકાયો

'મીસીસ પડયાને તસ્દી આપીએ છીએ તે માફ કરજો હો" ધીરજલાલે ઉમેર્યું મુચકંદ લાલપીળો થઇ ગયો, પણ મિત્રો બીચારા શું જાણે?

"એ તો મારી બહેન છે!" તેણે જવાબ દીધો

"અરે! દીલગીર છું, માફ કરજો તેમને નકામી તસ્દી આપીએ છીએ"

"એમાં શું"

"ગમનની ચુક જરાજરા નરમ પડવા લાગી છે" ધીરજે કહ્યું

"હા! જરાક નરમ છે, પણ એનું કંઈ કહેવાય નહીં એ. એ અરે!" ચા લેવા મુચકુંદ ગયો એટલે ગમને એક આંખ ચી

"બન્યા!" ધીરેથી ધીરજે કહ્યું

"કૃપાળ!"

"કેમ?"

"એને આટલી મોટી મહેનજ કયાં છે?"

"સમજ્યો."

મુચકુંદ આવ્યો અને એ વાત પુરી થઇ બધાએ ચા પીધી

"પ્રાણશંકર પડયા કેમ છે?"

"સારા છે, હમણાજ કાગળ આવ્યો હતો"

"બધાં ઘેર ખુશી આનંદમાં છે?"

"હા! તારી ચુક કેમ છે?"

"હવે જરા ઠીક લાગે છે ધીરજ! ચાલ હવે ચલાશે નીચેથી ગાડી કરી લઇશુ"

"ના ના, હજુ બેસવુ હોય તો બેસોની"

"ના, હવે જઇશુ"

બને દોસ્તદાર બહાર નીકળ્યા હેઠળ શોભાને ખાતર ગાડી કરી ને જેવી ગાડી ચાલી એટલે ગમન ખડખડ હસી પડયો

"દોસ્ત! હવે જોઇ લે મજાહ ચોર ડાહ્યો થઇને મોટી લાંબી લાંબી વાતો કરતો હતો તે!" કહી તેણે ગાડી થોભાવી, અને ચાર આના આપી વીદાય કરી પાસે આવેલી ટપાલઓફીસમા પછી બને જણા ગયા અને ગમને એક કાર્ડ વાકિયુ કે અક્ષરે લખ્યો અને ધીરજલાલને દેખાડયો

બને પેટ પકડી ખુબ હસ્યા, અને કાગળ ટપાલની પેટીમા નાખ્યો

*      *      *      *

આ ગમતના કારણરૂપ નિર્દોષ બે જણા–મણિ અને મુચકુદ–અજાણપણે સુખ માનવા લાગ્યા વ્યોમમા એક વેતનુ વાદળ આવ્યુ હતું તેમાથી તોફાન નીપજવાનુંજ બાકી રહ્યુ હતુ

## પ્રકરણ ૭ મું



### પ્રાણુશંકર પંડયા

પાણુ પંડયા ઓટલા પર બેસી સંહિતાનો પાઠ કરતા હતા

ગામલોક તેને પાણુ પંડયાને નામે ઓળખતા, એમનું ખરું નામ પ્રાણશંકર હતું એમનો કહેવાતો ધંધો ગોરપદાનો હતો, અને તેને પરિણામે સહકુટુંબ સુખમાં રહેવાના સાધનો યજમાન રાજાઓની કૃપાથી તેમને મળ્યા કરતા એમનો ખરો ધંધો પટલાઇનો હતો પોતાની ન્યાતના એ પટેલ હતા પટેલ તલાટી વશ રાખતા હોવાથી, ગામમાં પટેલ થઇ રહેતા થોડી ઘણી વિદ્વત્તાથી, અને યજમાનોની મહેરબાનીથી તેમના ઘરોમાં પણ પટલાઇ ચલાવવાનો તેમને અધિકાર મળતો જાતે મુત્સદ્દી હોવાનું અભિમાન ધરાવતા, અને રોફદાર સીનો, મોટો વાટો ભૂદેવ તરીકેનો ગર્વ વગેરે અનેક તત્ત્વોથી તેમનો દોર એવો પડતો કે એ અભિમાન સકારણ લાગ્યા વિના રહેતું નહીં

એમના ગામમાં હજુ પાશ્ચાત્ય સુધારો પેઠો ન હતો, એટલે વચ્ચેના ફળીઆમાં ઓટલા પર પાણુ પંડયા બેસે ત્યારે કોઇ મરદની મગદુર નહીં કે નમસ્કાર કર્યાં વિના જાય, અને કોઇ સ્ત્રીની હીંમત નહીં કે તે રસ્તે થઇને જાય આખા ગામના એકેએક માણસને તે ઓળખતા, તેમનો ઇતિહાસ જાણતા, તેમને સારે રસ્તે દોરવતા, અને પોતાનો કાણુ જમાવતા દરેક ગામમાં આવા પંડયા જડે છે

પાશ્ચાત્ય વિદ્યાના પારગતો એમને બ્રાહ્મણોની આપખુદીના એક નમુના તરીકે દર્શાવે છે, આપણા સુધારકો બધા દોષ એમનેજ માથે મુકે છે, આપણા ઉછરતા જુવાનીઆઓ એમનો જડમુળથી નાશ કરવા મથે છે અને આપખુદી, બદદાનતના, ખાઇ પી માતેલા, દેશના કલંકરૂપોથી શરમાતા હોય તેમ આવા પાણુ પંડયાઓ વીશે વાત કરે છે

આ શું ખરી વાત છે? આવા કયા કે આમ અમરત્વ પામી દેશમા કેમ જડમુળ ઘાલી બેઠા હશે? હાલના જમાનાને પશ્ચિમને કાટલે જોખતા તેઓ કેવા દેખાય છે? હાલ આપણે આપણી આંખે આ વર્ગની કીંમત આંકી શકતા નથી, એ આપણી મુર્ખાઇ છે પારકા લોકો જે કીંમત આંકે તે કીંમતે આપણે બધું લેવા માગીએ છીએ, આ બુદ્ધિ-નાશની શરુઆત

હાલના પાણુ પંડયાઓ અજ્ઞાન મૂર્ખ, દભી છે એમ કહેવામા આવે છે અજ્ઞાન, કારણ કે એ કોલેજોમા ભણ્યા નથી પણ આપણી કોલેજો આજકાલની છે, તેની કેળવણી નથી રાષ્ટ્રીય કે નથી સપૂર્ણ, એમનો વિસ્તાર હજી આપણા દેશસમુદ્રના થોડા ઘણા બિંદુ સુધીજ પહોચ્યો છે પંડયાઓને કોલજમા શીખવો–તે થશે રાનડે, મદનમોહન, સુરેદ્રનાથ અને તે કોલેજમા નહોતા ભણ્યા ત્યારે પણ તેમણે શું નથી કર્યું?

એ ભૂદેવોએ ભૂતકાળમા આર્ય સસ્કૃતિ વધારી, સસ્કૃત ભાષા અને રીતિઓ દેશના નાનામા નાના ગામડાઓમા લઇ જઇ આટલા મોટા ખડને રાષ્ટ્રીય એકતા અપી, મહાભારત અને રામાયણની કથાઓ ઠેરઠેર પ્રસારી દેશના આદર્શો મહા દુખના પ્રસગોમા પણ સતેજ રાખ્યા, શાસ્ત્ર અને સસ્કારની કેળવણી આપી, લોકોને અનીતિથી, દારુથી, અધમતામાથી ઉગારી આજે પણ તેમના આદર્શો ઉચ્ચ રાખ્યા અને આ સેવા માટે શું મેળવ્યુ? માત્ર એક મુઠ્ઠી ચોખા, એક પૈસો ને એક સોપારી

કયા દેશમા દીઠો છે આવો શતકપરપરાથી ચાલ્યા આવતો ભગીરથ, એકનિષ્ઠ પ્રયત્ન? કઇ પ્રજામા જોયો છે આટલાઆટલા પરદેશી હુમલા છતા ઉચ્ચ વર્ગમા આવો આત્મત્યાગ, આટલી સેવા?

પણ પાણુ પંડયા પોતાની આમ કીંમત અકાતી હશે તેના ખ્યાલ વગર સહિતા વાચી રહ્યા જુવાનીમા કાશી જઇ તે શીખ્યા હતા, આજ સાઠ વર્ષે તે સહિતા તેમની સહચરી હતી

ગૌરીશંકર ગોટલીને નામે ઓળખાતો ગામનો જુવાન જોશી, જે શરીરે ટુંકો, જાડો, અને કાળો હોઇ આ ઉપનામ મેળવવા ભાગ્યશાળી થયો હતો, એ ત્યાંથી ચાલ્યો જતો હતો પંડયાજીનો પાક ફુટયો

"ગોટલી, આમ આવ આમ !" તેમણે બુમ પાડી

ગૌરીશંકર અને પંડયાજીને જરા ખડાખારનું હતું પંડયાજી વૃદ્ધ પક્ષના નેતા હતા, સત્તા મેળવવાનો આકાંક્ષી જોશી નવા પક્ષને પ્રમુખપદે હતો

' ઓહો ! પંડયાજી ! કેમ છો ' નમસ્કાર "

"કેમ અલ્યા ! તું ઘણોજ ફાટયો છે કે ?" કહી પોતાની પ્રચંડ ફુંદ પરથી પરસેવો લુછતા પંડયાજીએ પોકાર કર્યો, ' પેલા રામશંકર ત્રવાડીના છોકરાને ન્યાતમા લેવા મચ્યે છે કે ? હે, મે તને શું કહ્યું હતું ?"

"પંડયાજી ! કોણ કહે છે ?"

"કોણ શું ? કે હું છેતરાઇશ ?' કહી પંડયાજીએ ડોળા કાઢયા "એ વિદેશ જઇ આવેલો, ગમે તે ખાઇપીને રખડી આવેલો તેને ન્યાતમાં લેવાય ?"

'પણ કહે છે કોણ ' પંડયાજી! જ્યાં તમારો બોલ ત્યાં મારું માથું તમારી પાછળ અમે !" ગોટલીએ કહ્યું

"શાસ્ત્ર ચોખ્ખું કહે છે જે પરદેશગમનનું પ્રાયશ્ચિત્ત છેજ નહીં"

"વાસ્તવિક છે મહારાજ ! પણ—"

"પણ શું ? મે સાંભળ્યું કે તું કહેતો હતો કે ન્યાત તો ગંગાનો પ્રવાહ છે "

"છે તો ખરોરતો પંડયાજી ! જેમ દક્ષિણા "

"દક્ષિણા દક્ષિણા શું ? આ નરદેહ એક વખત વટલે એટને પછી ભવોભવ નરકના અધિકારી ! ભાઇ ! હું મરું પછી કરજો જે કરવું હોય તે ! આપણા નવ ગામની ન્યાત ક્યારે મળે છે ?'

"ન્યાતના પટેલ તમેજ છોની બોલાવો ભરડાને"

"હા ! આજેજ પણ સાવધાન ! તું લપ્પનછપ્પન મા કુરુ હો કે" કહી પડયાજીએ ગોટલીને ચેતવ્યો

ગોટલી નમસ્કાર કરી વીદાય થયો તે હીંગુજીના મનમા પડયા પર દ્વેષ દિનપ્રતિદિન વધતો જતો હતો, અને કોઇ પણ પ્રકારે તેમની સત્તા તોડવાનો વિચાર તે કર્યા કરતો હતો

પડયાજીએ પાછી પોથીમા નજર નાખી એટલામા લાકડી ઠોકતો ટપાલવાળો આવ્યો

"પડયોજી ! રામ રામ"

"કેમ કાગળ છે કે ?"

"આવે મહારાજ ! એક કયાટ છે હુ જોણુ ભાઇનો હોયે, મુમ્બાઇથી સે તે"

"લાવ જોઉ" કરી પડયાજીએ કાગળ લીધો અને વાચવા માડયો.

"કે ભાઇ હારો સેને ?" ટપાલીએ પુછયુ, પણ પડયાજી સામે જોતા તો તેના ડોળા ચક્કર ચક્કર ફરતા જોયા તેના હોઠ કાગળની સામે ભીડાયલા જોયા ટપાલી ગભરાયો, અને સવાલનો જવાબ મેળવ્યા વિના ચાલ્યો ગયો

કાગળમા પડયાજીએ નીચે પ્રમાણે વાચ્યુ

"મહેરબાન રાજેશ્રી પડિતવર્ય પડયાજી ! આપ જાણતા હશો કે તમારો દીકરો મુબાઈમા વિદ્યાભ્યાસ કરે છે પણ એ ભાઇસાહેબે અહીંઆ સગપણ કર્યુ છે ને તાગડધીન્ના કરે છે એમ કહેવાય છે કે એક બે છોકરાં પણ થયા એટલે પુનરકમાથી તમે તરવાના એ ચોક્કસ

લી૦

રામજી સામજી ભઠુગૌર"

પંડ્યાજીને ક્યાં સુધી કે સમજ નહી પડી પછી કે સમજ પડતા તેમનો ઉગ્ર સ્વભાવ છેક હાથથી ગયો થોડી વાર તેમણે વિચાર કર્યો અને ધીમેધીમે કાગળ ફાડી નાખ્યો

પંડ્યાજી ઘરમા ઉતાવળા આવ્યા અને મોટા દીકરા પર ગુસ્સો આવ્યો હતો તેથી એક બે નાના છોકરાને તમાચા ચોઢી કાઢ્યા એટલામા એમના નવા ધણીઆણી બહાર આવ્યા

"કેમ આજે કે ઘણો ગુસ્સો ચઢ્યો છે? આ બીચારાને રડાવો છો કેમ ?"

"તારુ માથુ ફોડવા તુ તારુ કામ કર!" કહી ડોળા તતડાવી ગરીબ ગાય જેવી થઇ રહેલી સ્ત્રીને શાત કરી

"કોણ પુરાણી મહારાજ! નમસ્કાર" કહી એક લાંબો, ટુકાશી પોતડી અને લાબીશી શિખાવાળો, ત્રિપુંડ્રથી વિરાજિત કપાળ પરથી મહાભક્ત લાગતો બ્રાહ્મણ દાખલ થયો

"પંડ્યાજી! આ શુ? મારુ ને તમારુ બનેનુ નામ બોળ્યુ "

"કોણે? શુ છે?" આ ક્યાથી સમજ્યો તે ન સમજ પડતા પંડ્યાજીએ પુછ્યુ

"તમારો દીકરો, ને મારો જમાઇ કષ્ટનષ્ટેશ્વરમા બધા વાત કરતા હતા કે તેણે તો મુસલમાની રાખી છે ને બે છોકરા છે ને તમે તો લગ્નની વાત કરો છો!"

"કોણે કહ્યુ? કયો ચાડાલ-પાપાચારી-મારી પશ્ચાત્ આવાઆવા શુખનો કાઢે છે?"

"અરે ખરી વાત છે ચાકકસ, મુબાઇથી ખબર આવી છે ડોસા! મે પહેલાથી નહોતુ કહ્યુ કે છોકરાને પાશ્ચાત્ય ગોડદેમીઉં ના શીખવો! પણ તમને ક્યા કોઇની પરવા છે? લ્યો, લેતા જાઓ."

"અરે પુરાણીજી! એ સર્વે ગપાષ્ટકે વિનિયોગ છે તમે નીરાતે રહો કયા ચાડાલની ધૃષ્ટતા છે -"

"અરે ધજૂતા શુ પડયાજી! આ હમણા બધા તમારે ત્યા આવે છે છોકરે અવધિ કરી કે ન્યાત મેળવવાનો ચગોવગો થાય છે અને એમ હોય તો આપણે એ બાળમિત્ર ખરા પણ મારી છોકરી કુપાત્રને નહીં આપુ"

'અરે શુ વદો છો પુરાણીજી! એ બધા નરપિશાચો છે બધાને હુ પુરો પડીશ કોણ ન્યાત બોલાવે છે જોઉં તો ખરો ન્યાતનો પટેલ તો હુ છુ"

"પણ તેથી કૈં ચાલવાનુ છે?"

"ના, પણ હુજ તપાસ કરીશ મારો પુત્ર જો અધમાવસ્થામ્ આગત તો તેની ચોટલી પકડી ન્યાતબહાર વિસર્જયેત્"

"કષ્ટનષ્ટેશ્વરમા બધા બેઠા છે તે હમણા જપ પુરો થતા આવશે હુ પણ માનતો તો નથી કે તમારો પુત્ર આવો હોય!"

"અરે હોય શુ? ચીરી નાખુ કુલાગારને". કહી પડયાજીએ પુરાણીને વળાવ્યા

"ગોરાણી!"

"કેમ?" કહી ગોરાણી બહાર આવ્યા.

"બે પળમા આહારની તૈઆરી કરો"

"કેમ? શુ ઉતાવળ આવી છે?"

"પર્યટન કરવુ છે બપોરે આગગાડી આવે છે"

"કયા જાઓ છો? કયા પણ એટલામા?"

"ગુપ્ત રાખજે મુબાઇ યજમાન રાજાનો પત્ર આવ્યો છે, લા શચ્ચડી શરુ થઇ ગઇ છે, મારી ખાસ જરુર છે"

ગોરાણી વિસ્મય પામ્યા, પુરાણી જોડે થએલી વાત થોડીઘણી સાભળી હતી પણ પડયાજીની મરજીવિરુદ્ધ તેમના વિચાર જાણી જવા એ મોટો ગુનોહ હોવાથી તેમણે મુગે મોઢે તૈઆરી કરવા માડી

# પ્રકરણ ૮ મુ



## પુત્રને ત્યાં

પાણ્ડુ પડયા ચર્નીરોડને સ્ટેશને ઉતરી, મહા મુશ્કેલીએ ફાંફાવાડી ખોળતા આખરે મુચકુંદના ઘર આગળ આવી પહોચ્યા તે મુંબાઇ પહેલ-વહેલા આવ્યા હતા એટલે આટલા ઉંચા ઘર, અને આટલી ભીડવાળા રસ્તા જોઇ, કોઇ બીજા પર ક્રોધ કાઢવાને અશક્ત હોવાથી મુચકુંદને ગાળો આપવા લાગ્યા પોતાના કપુત ઉપર તેમને ઝાઝ ચઢી હતી, અને જાણે મુંબાઇ આવુ ખરાબ બનાવવાની પણ જોખમદારી તેનીજ હોય તેમ તે ઝાઝ ડગલેડગલે વધતી જતી હતી

"બળ્યારે છોકરા! આના કરતા વાઝીઆ મરવુ સારુ!" કહી માળો પુછવા લાગ્યા ત્રણ ચાર જણને પુછતા માળો જડયો, તે બીજા પાચને પુછયુ ત્યારે મુચકુંદ કયા રહે છે તે જડયુ તે ઉપર ચઢયા અને જાણે સાંકળના ખખડાટથી મુચકુંદનુ જડબુંજ ભાગી નાખતા હોય એટલા જોરથી સાંકળ ખખડાવી

ધીમેથી બારણુ ઉઘડયુ મણિનુ રુપાળુ, તેજસ્વી મોઢુ બારણાની ફાટમાથી નીકળ્યુ

"કોનુ કામ છે, ભાઇ?"

"કોનુ શુ? આ કોનુ ઘર છે—મુચકુંદ પડયાનુ કે કોઇ બીજાનુ?" હાફતાહાફતા સરોષ પાણ્ડુ પડયા બોલ્યા

"ના, એમનુજ! પધારો મુચકુંદ ભાઇ ભણવા ગયા છે."

પાણ્ડુ પડયાએ એમ ધાર્યું હતુ કે મુચકુંદ વીશે આવેલી વાત ખોટી હશે, નહીં તો તે છુપી રાખતો હશે પણ આ શુ? પાણ્ડુ પડયાએ નીસાસો નાખ્યો આવો બેશરમ, નાપાક, ચંડાળ, અધમ,

પાષાણવત્ પુત્ર ક્યા ઘોર પાપને પરિણામે તેને પેટે અવતર્યો! ડોસાએ ગુસ્સામા, તિરસ્કારમા, ડોળા ફાડી મણિની સામે જોયા કર્યું

"તુ કોણ છે?" તતડાવીને પાણુ પડ્યાએ પુછ્યુ

મણિને સુઝયું નહીં કે શુ જવાબ દેવો તે આ ડોસો કોણ હશે તે સમજી શકી નહીં તેણે ઘણી વખત મુચકુદને પોતાને એક બહેન છે એમ કહેતો સાભળ્યો હતો.

તેણે કહ્યું "હુ મુચકુદભાઇની બહેન થાઉ!" મણિને આ વિકરાલ સ્વરૂપના ડોસાને જોઇ કૈં ભાવિ પીડાની અગમચેતી થઇ.

પાણુ પડ્યાના ગુસ્સાનો પાર રહ્યો નહીં તેમણે જોરથી ઝોળી ફેંકી દીધી અને ભોય પર બેસી ગયા

"બહેન કઇ મુચકુદની માએ જણી? હુ કોણ છુ તે ખબર છે?" ડોસાએ બરાડો માર્યો

"નાજી!" મુચકુદના કોઇ પણ મિત્ર કે વડીલનુ દીલ ન દુખાય માટે ખામોશી ધરતા મણિએ નમ્રતાથી જવાબ દીધો

"હુ એનો બાપ થાઉં પણ તું એની બહેન કેમ થઇ તે કૈં કહેશે?"

મણિએ જોયુ કે આ ભુલ મોટી થઇ ગઇ "માફ કરજો! પણ હુ મુચકુદભાઇની ધર્મની બહેન થાઉ છુ"

"અરે ધર્મની કે કર્મની! તુ ક્યારની અહીંઆ આવી છે?"

"હોઠેક મહીનો થયો હશે આપ કપડા ઉતારો, હુ ચા કરી લાવુ આપ થાકી ગયા હશો"

ડોસાનું ધ્યાન પહેલી વખત મણિના મોહક રૂપ તરફ અને તેના કોકીલસા કંઠ ઉપર ગયુ, અને તેની જાદુઇ અસર તેના પર થવા લાગી

"તું કઇ જાતની છે?"

"બ્રાહ્મણ. દાતણ કર્યું કે કરવાનું છે?"

"ના, નથી કર્યું." મણિએ દાતણપાણી આપ્યું. ડોસા મણિના અંગલાલિત્ય સામે જોઇ રહ્યા.

"તમારા પતિ શું કરે છે?"

"મારે કોઇ નથી." મણિએ ખેદયુક્ત અવાજે જવાબ દીધો.

"કિં વદસિ?"

મણિએ જવાબ નહીં વાળ્યો.

"તારે બાપ હતો કે સ્વયંભૂ છે?" ડોસાએ કટાક્ષમયતાથી સવાલ પુછ્યો. મણિ અબોલ રહી.

"તું ક્યાંથી મારા દીકરાને વળગી?"

"પંડ્યાજી! તમને કોઇએ મફતના ઉશ્કેર્યા છે."

"અરે હાંરે. તમારા આ બધા ઢગજ કહે છેને? એ કમજાત દીકરાને તો આવવા દે. બોલ બાઇ, તારી જોડે મારે લાંબીટુકી નથી કરવી. તું જ્યાંથી આવી હોય ત્યાં ચાલી જા."

"મને કંઈ ના નથી. તમારા છોકરાએ મારા પર ઘણો અનુગ્રહ કર્યો છે. તે આવે કે હું જાઉં."

ડોસાએ વિચાર કર્યો. "તે આવે ત્યાં સુધી શા માટે? હું એનો બાપ છું. હું કહું છું કે તું જા. ગચ્છ!"

"તમે ભલે કહો. પણ ઉપકાર થયો છે તમારા છોકરાનો. તે આવે ને હું જાઉં."

"એટલે તું ધારે છે કે એ આવશે ને મારું નહીં માને?"

મણિએ ગૌરવમાં ઉંચું જોયું, "ના." તેનો જુનો જુસ્સો સતેજ થયો.

"ત્યારે!"

"હુ તેને ઓળખુ છુ, તમને નહીં!'

ગામના ગોર, અને ન્યાતના પટેલ, જેની મર્યાદા હજુ સુધી કદી ઉલ્લઘાઇ નહોતી, એવા પાછુ પડયા આ ધૃષ્ટતા જોઇ ઢીંગ થઇ ગયા

"તુ મને હવે ઓળખશે મારી આબરુ પર પાણી ફેરવવા પેદા થઇ છે?"

"ના" મણિના નસ્કોરા ગર્વથી ફુલી ઉઠયા બીજી પળે તેની પાછલી કારકીર્દી તેને યાદ આવી તેણે શરમથી નીચુ જોયુ હજુ આ ડોસા તો તે જાણતા નહોતા કોઇ સારા માણસને ત્યા રહેવાનો—પગ મુકવાનો તેને શો અધિકાર હતો?

"ત્યારે શા માટે જીદ કરે છે? મારા છોકરાને શા માટે ખરાબ કરે છે?"

"હુ કયા ના કહુ છુ? હુ જે છુ તે મુચકુદભાઇ આવે એટલે આપણે નકી કરીએ મે તેમને વચન આપ્યુ છે"

"શુ?"

"કે તેમની રજા વગર અહીંઆથી નહીં જાઉ"

"ઓત્તારી વચનની પાળનારી! તુ નહીં માને એમ?"

"ના"

"ઠીક" કહી પગ પર પગ ચઢાવી પાછુ પડયા બેઠા અને ઝોરણી-માથી ચમચી કાઢી પાન કરવા લાગ્યા

મણિને ગઇ કાલ સાજનો ભ્રાસ્કો પડયો હતો, તેને આવતા તોફાન-ના ભયકર ગગડાટો સંભળાવા લાગ્યા હતા અત્યારે ગાજવીજ સાથે વરસાદ શરુ થયો હતો, અને તેની નાનીશી ઝુપડી ધસડાવા માડી હતી

જ્યારે તેના પર દુખનાં ઝાપટા પડતા હતા ત્યારે તેનું હૈયુ કઠણ થતું હતુ, તેની લાગણીઓ નઠોર થઇ ગઈ હતી છેલ્લા મહીનાએ એ

ભૂતકાલ પર પડદો નાખ્યો હતો, અને હૈયાની કઠણતા, લાગણીઓની નિષ્ઠુરતા અદૃષ્ટ થઇ અસલ કુમાશ આવવા માંડી હતી આ કુમાશ પર આજે પાછા ઘા પડવા લાગ્યા પહેલા જે હીંમતથી દુ ખ સહન કર્યું હતુ એ હીંમત હવે રહી છે કે કેમ તેનો મણિને સશય થયો.

તેણે મુચકુદને ઘણીએ ના પાડી હતી તે આજ બીકે, તે બીક આજે ખરી ઠરી તેને ડગલે દુર્ભાગ્ય પણ દાખલ થતુ હતુ તેની આજે તેને ખાત્રી થઇ શા સારુ મુચકુદ સાથે તે રહી? શા સારુ તેના નિર્દોષ, પવિત્ર, વિદ્વત્તાપૂર્ણ જીવનને કલકિત કર્યું? હમણા પણ નાસી જવાનો વિચાર થયો એક જીદગી બાળવા કરતા વચન પાળવુ શુ વધારે? તે રાધતાસધતા ઉઠી

"પડયાજી! મારેજ લીધે તમારે ને તમારા દીકરાને સહેવુ પડે છે?"

"ત્યારે કોને મારે લીધે?" પડયાજીએ સવાલ કર્યો

"જો તમને એમજ હોય તો મુચકુદભાઇને મારા પ્રણામ કહેજો, હુ આ જાઉ છુ" કહી મણિ જવાની તૈઆરી કરવા માડી

પાણ પડયાને આ સ્ત્રીની હલકાઇ વીશે એવો મત થઇ ગયો હતો કે આ નિ સ્વાર્થ નિર્ણય જોઇ જરા અચબો થયો

"મુચકુદ ક્યારે આવશે?"

"હવે આવવામા' કહી મણિએ પોતાની નાની ટ્રક તઆર કરી

પાણ પડયાને જરાક દયા આવી "તારે સગુ વહાલુ નથી તે ક્યા જશે?"

"ક્યા જઇશ તે મારે સવાલ નથી"

"વારુ! બીજુ કૈં કહેવુ છે?" આટલી સહેલાઇથી જીત મળી તેથી મલકાતા પડયાજીએ પુછ્યુ

"કહેજો કે મળી નથી તે માફ કરે." મણિએ નાની ટ્રક ઉસકતા કહ્યુ

## પ્રકરણ ૯ મુ

### બાપ અને દીકરો

"કોને મળી નથી?" પુછતો મુચકુંદ દાખલ થયો, અને ટ્રંક ઉંચકી, જવાને તૈઆર થઇ રહેલી મણિને અને પોતાના બાપને બેઠેલા જોઇ ચમક્યો પાણુ પડયાના મલકાટનો કચવાટ થઇ ગયો, મણિ અસ્થિર ચિત્તે ઉભી રહી "ઓહોહો! બાપા, તમે ક્યાંથી અહીંઆ?"

"કોઇ કામ વગર આવતુ હશે? ચાલ બ્હેન! ચાલવા માંડ"

"ક્યાં ચાલવા માંડે? આ છે શુ?" મુચકુંદે પુછ્યું

"મે તમને શુ કહ્યુ હતુ? તમને મારે લીધે વિપત્તિ આવશે તો હુ ચાલી જઇશ હવે હુ ચાલી જવાની" મણિએ કહ્યું

"પણ મારે માથે વિપત્તિ ક્યાં આવી છે?"

"વિપત્તિ!" પાણુ પડયાએ બરાડો માર્યો "તારા મનને તો આ બધી રમત થતી હશે કેમ? તને ખબર છે કે લોકોમાં તો હાહાકાર થઇ ગયો છે—માગ ધોળામા ધુળ પડવાની વખત થઇ છે, વૃદ્ધાવસ્થામ્ આગતોઽપિ"

"શાથી?"

"આ તમારા કારસ્થાનથી આ મૈરીને તે શીદ ઘરમા ઘાલી? આપણા ગામમા તો લોકો ગમે તેમ બોલે છે" પાણુ પડયાએ કહ્યું.

"આપણા લોકોને બીજો કૈં ધંધોજ ક્યા છે? જ્યા ત્યાથી બધાની કુથલી કરવી"

"પચ ત્યા પરમેશ્વર!"

"પણ કેવા પચ–નકામા, આળસુ, ચોટ્ટાખોરીઆ પચ. તેવા લોકો ગમે તેમ કહે, પણ તેમા મારે શુ ?"

"તારે શુ કેમ ? લોકવિરુદ્ધમ્! ધિક્‌મૂર્ખ! તારા બાપદાદાની આબરુ બોળવા બેઠો છે ?'

"બાપા! આકળા પડવાનુ શુ પ્રયોજન ? મારો વાંક શો ? મારી કસુર શી ? એક નિરાધાર અબળાને આશ્રય આપ્યો તેમા એવડુ તે શુ પાતક કરી નાખ્યુ ? લોકોની જેવી નૈયત તેવા તર્કો શુદ્ધતા ન સમજે તે શુદ્ધતા ખાતર પ્રાણ કેમ અર્પી શકે ?'

"અરે ઓ શુદ્ધતાની પુછડી! તારી લાબી પોથીમાના રેગણા જરા ઉંચા મુક એ વાત નહીં ચાલશે"

"શુ નહીં ચાલશે ?"

"આ વૈરીને રાખવાનુ તુ મોટો સતો હોય તો ભલે પણ લોકલાજ–"

"લોકલાજની મને પરવા નથી"

"તારે પરવા કોની બળી છે ? છોકરા! નરાધમ' જરા સમાવીને બોલ મારી–મારી સામે બોલે છે ? ક્યા ગયો તારો શિષ્ટાચાર ? તુ બ્રાહ્મણપુત્ર! ધિક્કાર છે"

"બાપા! હુ બ્રાહ્મણપુત્ર છુ માટેજ કહુ છુ લોકલાજની પ્રણાલિકાઓ ભલે તુટે, હુ મારુ ધાર્યુજ કરવાનો"

"તારુ ધાર્યું કરવાનો! તુ–તુ–જોઉ છુ ને તારુ મોઢુ!"

બાપ અને દીકરાએ એકબીજાના સામે પલવાર જોયા કર્યુ બનેની આખમાના દઢ તેજો જાણે પુરાણા યોદ્ધાઓની તરવાર હોય તેમ અથડાયા અકેકનુ પાણી માપવા અને ચોમ્યા પાણ પડ્યાએ પહેલીવાર પુત્રને આ રૂપે જોયો તેમને હમેશા મુચકુન્દ સાદો, અક્કલવાળો, ભલો છોકરો લાગતો, આજે તે ટક્કર ઝીલી શકે એમ

છે એમ લાગ્યુ ડોસાની એક કહેવત તે હમેશા મુચકુદને સભળાવતા "રોટી ખાના સક્કરસે ઓર દુનીઆ જીતની ટક્કરસે" આજે તેના દીકરામા તે કહેવતની અસર થએલી તેમણે એકદમ જોઇ

મુચકુદ હમેશા બાપની સાથે નમનતાઇથી વર્તતો તે શરમાળ હતો, હેતાળ હતો, અત્યારે યુદ્ધ કરવાની તેની આકાક્ષા નહોતી જીતા કેળવણીએ જે જે સરકારો સરજ્યા હતા તેના પર અત્યારે ઘણાઘાત થતા અને જાણે અજાણે તે સરકારો તેને બોલાવતા હતા

પાણુ પડ્યાએ ક્રોધનો પ્રવાહ રોકયો, જરાક શ્વાસ ખાધો તેમણે મણિ તરફ નજર નાખી તે કૈં કારણસર અદર ગઇ હતી ડોસાએ ધીમે અવાજે પુછ્યુ

"તારુ શુ જાય છે કે નકામો પચાત કરે છે? કાઢની ઘરમાથી હમણા ન્યાતનુ તો ઠેકાણુ પડવા દે"

"પણ એવુ મે શુ કર્યુ કે ન્યાતને આટલી પચાત કરવી પડે?"

"તેં આને રાખી તેમા લોકો તો કહે છે કે તેને બેચાર છોકરા પણ થયા" ધીમેથી ડોસાએ દાત પીસી કહ્યુ

આવા નિર્દોષ મુચકુદે ડોળા કાઢ્યા તેના હાથની મુઠ્ઠીઓ વળી "પછી બીજુ કૈં?"

"એટલુ શુ ઓછુ છે? ડાહ્યો હોય તો આ લપને જવાદે"

"મે તમને એક વખત તો કહ્યુ મૂર્ખ લોકોને રાજી કરવા હુ કૈં કરવાનો નથી"

"છોકરા! મારુ પણ નથી માનતો?"

"બધી બાબતમા માનુ છુ ને માનીશ આમા નહીં"

"પણ એ જવા ખુશી છે જવા દેની કોણ છે કોણ નહીં તુ તો ભલો માણસ છે"

"હું જાણું છું એ નિરાધાર વિધવા છે."

"હેં!" કહી પાણુ પંડયા બેઠા હતા ત્યાંથી ઉભા થયા.

"હા જુલમની મારી ઘેરથી નાઠીનાઠી ભટકતી હતી. મેં આશ્રય આપ્યો. આ મોટું પાપ!" બાપ કેમ ચમકયા તેની સ્પષ્ટ સમજ પડયા વિના મુચકુંદે બચાવ કરવા માંડયો.

"તું વિધવાને ઘરમાં ઘાલીને રહ્યો છે? શાન્ત પાપમ્, છોકરા! પિશાચ! નરાધમ!" ડોસાએ ગુસ્સાના માર્યા ઘાટા પાડી કહ્યું. "મારા કુલનું આર્યત્વ ભ્રષ્ટ કર્યું. હવે સમજ પડી. તું સુધરેલો થઇ ગયો."

"બાપા! જરા શાંત પડો. આવી બાબતમાં મીજાજ ખોવો શા કામનો?"

પંડયાજીનો ઘાટો સાભળી મણિ પાછી બહાર આવી.

"જારેજા! અનાર્ય! મારી હેકોતેર પેઢી બોળી બોલ! આને ઘરમાંથી કાઢે છે કે નહીં?"

જીદમાં, મીજાજમાં, આગ્રહમાં મુચકુંદે હોઠ પીસ્યા. આ અણુઘટતા કેૈયે તેને બીજો ઉછાળ્યો. તેના સરળ સ્વભાવમાં દૃઢતા આણી હતી.

"ના. તમે શાંતિથી આ—"

"શાંતિ! હવે શાંતિ! તું શું કરવા માગે છે? હું સમજ્યો. ત્યારે પુનર્લગ્ન કરવું છે?" ડોસા જે સમજ્યા હતા તે બોલી દેતાં કહ્યું.

"મારી નજરમાં આવે તે કરીશ. તમે આમ કહેશો તે હું નહીં માનું."

"તું નહીં માને? તો છોકરા! તારા નામ પર પાણી. તારું સ્નાન કરું છું. આજથી હું પિતા નહીં, તું પુત્ર નહીં. ધિક્ યવન!" કહી ડોસાએ ઝોળી હાથમાં લઇ જવાને પૂઠ ફેરવી.

"પણ બાપા—!"

"ચાલ હરામ—! તારા ઘરમાં પલવાર પણ નહીં રહું પાપિષ્ઠ!" કહી પગ ઠોકતા ડોસા લાકડી લઇ ભાથી ચાલ્યા ગયા ગુસ્સામાં, ગભરાટમાં, શું કરવું તે ન સુજતાં મુચકુંદ ચીત્રામણ જેવો ઉભો રહ્યો તેના પિતા આટલા ગુસ્સે થઇ જશે અને જે વસ્તુ એ તદ્દન નિર્જીવ ગણતો હતો તેનાથી ઠેક છેહને પાટલે બેસી જશે તેનો એને વિચાર સરખોએ નહોતો.

મુચકુંદમાં બે વસ્તુઓ પ્રાધાનપણે હતી એક જે ગમ્યું હોય તે કરવાની ઉત્કંઠા, બીજું કોઇને પણ દુઃખ ન થાય એની ચિંતા હાલની કેળવણીથી પેદા થતું કર્તવ્યદક્ષતા વિનાનું બુદ્ધિપ્રાબલ્ય આ બંને વસ્તુઓને પોષતું અને તેથી કર્તવ્યપરાયણતાના ભીષ્મ પ્રસંગો તેને વિચારવા રુચિકર લાગતા, પણ અનુભવવાની હોંસ નહોતી આજે એવા એક પ્રસંગનો અનુભવ થતાં તો થયો, જાણે અજાણે પ્રસંગ—કેળવાયો, પણ તે પુરો થતાં તે કંપી ઉઠ્યો તેણે શું કર્યું, તેનાં શાં પરિણામ આવશે, આ ખરું કે ખોટું એ બધા પ્રશ્નોના લશ્કરે ઉપરાઉપરી તેના મગજને ઘેર્યું, ગુંચવ્યું અંગ્રેજી કેળવણી—આધુનિક સંસાર—મોટા બાગોમાં, છાયડામાં, અને કાચના ઘરના કૃત્રિમ વાતાવરણમાં જેમ સુંદર રોપા ઉછેરે છે તેમ માત્ર મનને કેળવે છે અનુભવનો, આપત્તિનો તડકો ને વર્ષાદ પડતાં તે મહા મહેનતે ઉઠરેલું, ઉપરથી સુન્દર પણ સત્ત્વહીણું બાળવૃક્ષ કરમાય છે—નિરાધાર થઇ ભૂમિ પર પડે છે મુચકુંદનું મન ગુંચવાડામાં નિરાધાર થઇ ગયું

પા કલાક સુધી વિચારના વમળમાં તે બેસી રહ્યો આખરે એને ભાન થયું બાપને ભુલી તેના વિચાર મણિતરફ વળ્યા તેણે પુનર્લગ્નની વાત સ્વીકારી હતી ઉતાવળમાં અવિચારમાં તેમ કરવાની ઇચ્છા દર્શાવી હતી મણિ જેને તે બહેન સમાણી ગણતો હતો, જેને બહેન ગણવાનું વચન આપી

ચૂપકી હતી તે આ વિચારે શું કહેશે? તેની સામે હવે કેમ જોઇ શકાશે? એ શબ્દો એ કેમ ઉચર્યો? તેને અકળામણ વધારે થઇ આવ્યું બાપને બહાર કાઢ્યા, ઘરમા જે રહી તેને ફસાવી તે પોતાના હાથ પર મુકેલું માથું ઉંચું કરી શક્યો નહીં

થોડી વારે મણિએ તેના ખભા પર હાથ મુક્યો તેને જાણે કોઇએ ડામ દીધો હોય એમ લાગ્યું તેણે ચમકીને ઉંચું જોયું

આંખમા આંસુ સાથે મણિ ઉભી હતી

## પ્રકરણ ૧૦

### ભાવના કે ભવિષ્ય?

"ભાઇ! ઉઠો આજે ઓફીસમા નથી જવુ? ખાવાનુ ટાઢુ પડી જશે" મણિએ કહ્યુ

"ચુલામા ગઇ ઓફીસ ને ચુલામા ગયુ ખાવાનુ હવે શુ થશે?" મુચકુદે પુછ્યુ.

"મે તમને પહેલેથી નહોતુ કહ્યુ? મારે પગલે તો પનોતી છે જ્યા જાઉં ત્યા આવુ થાય છે ભાઇ! મારી એક વાત સાભળશો?" મણિની આખમાથી આસુ ખરવા માડયા

"શી?"

"તમારા પિતા ખરુ કહેતા હતા મારે માટે જીદગી બગાડવી શુ કામ—સગા સ્નેહીઓ ટવળાવવા શુ કામ? મને મારી મેળે જવા દો તમારા મહેરથી ટુકડા રોટલો કમાઇ ખાઉં છુ એક વખત કહ્યુ હતુ ને ફરી કહુ છુ તમને દુનીઆનો અનુભવ નથી"

"શુ થશે થઇથઇને?" પોતાને કૈં સુઝતા મુચકુદે સવાલ કર્યો

"પિતાએ તરછોડયા—માત તરછોડશે, મહાર ખબર થશે કે દુનીઆ તરછોડશે, આખી જીદગી ધુળધાણી કરશે આ સઘુ કોને માટે? શા માટે?"

મુચકુદ "તારે માટે" કહેવા જતો હતો ને અટકયો તેને અવિચારમા બોલાયલી પુર્નલગ્નની વાત યાદ આવી

"બહેન! તને ખબર છે? અત્યારસુધીના અભ્યાસે ચારિત્ર મેળવવા પ્રયત્ન કર્યો ન્યાય, નીતિ, સ્વાતત્ર્ય ને હીંમતના આદર્શો વાચ્યા, અનુસરવા તલસ્યા કયુ તેને અનુસરવા મે પહેલુ પગલુ લીધુ"

"મને રાખીને ?"

"હા, અને દુનીઆ સાથે આથડયો. આમ હારી જાઉં તો મારા આદર્શો કયા ? મારી હીંમત કયા ?"

"ભાઇ ! ભણેલી નથી, પણ એટલું તો જાણું છું કે દુનીઆ સાથે દરેક જણ આથડે છે–ને આખરે હારે છે."

"કોઇ જીતે નહીં ! શું વાત કરે છે !"

"કોઇક જીતતા હશે. મેં તો જોયા નથી, પણ જેટલું આથડીએ તેટલું પાછળથી પસ્તાવું પડે. તમે આજે પ્રત્યક્ષ પ્રમાણ જોયું ને ? હજુ માનો ને આ જીદ છોડી દો. આમ આપણાથી કયાં સુધી રહેવાવાનું છે ? જઇને તમારા બાપને સમજાવી આવો. તે માનશે."

મણિએ આજીજી કરી કહ્યું. અત્યારે તેનું હૈયું નિર્લેપ અને ઉચ્ચ ભાવનાના ભોગ થઇ પડેલા મુચકુંદને જોઇ ઉછળી આવ્યું. તેની ભાવનાઓ જોઇ તે ચકિત થઇ હતી, પણ સ્વપ્નવત્ ઉંચી ભાવનાના પ્રકાશ પર એક પતંગીઉં બળી મરે તેમ બળી મરવા તૈયાર થયલા મુચકુંદને બચાવવા તે મથતી હતી. કોઇ માણસે તેને માટે આટલી લાગણી ધરાવી નહોતી, અત્યારે તેની લાગણી આ માણસ પર પ્રગટ થાતી હતી.

જાણે મણિએ આપેલી શીખામણ માનવાનું મન થયું હોય તેમ તે ઉઠયો. એકદમ ઉભો રહ્યો અને અત્યંત નિરાશામાં પોતાનો હાથ કપાળે ઠોકયો.

"એટલે મારા આદર્શો—"

"કોઇના રહ્યા છે કે તમારા રહે !" મણિએ કહ્યું.

"ત્યારે ઉંચું ચારિત્ર્ય, અડગ હીંમત, નિઃસ્વાર્થ જીવન એ બધા સ્વપ્ના—ખોટા, અને આ ખરું. મૂર્ખોને રીઝવવા, તેમણે ફરમાવેલું

આચરવુ. તેમણે ના કહ્યુ એટલે ત્યજવુ ભણીગણી આખરે આ અધઃપાત! પ્રભુ!"

"ભાઇ! એમા કૈં નવાઇ નથી '

"કેમ?"

એજ આપણા સઘાના જીવનની કહાણી મને એજ અનુભવ થયો હતો, પણ તે પદર વર્ષે, આજે તમને થાય છે પચ્ચીશે એટલા નશીબદાર!" મણિએ ધ્રુજતે સ્વરે, પાછલુ જીવન યાદ લાવતા કહ્યુ

"એગ્વે મારી હીંમત એટલીજ કે પહેલે ઝટકે ખલાસ!" નીચુ માથુ કરી મુચકુદ જાણે પોતાની જાતને નમોત્વતો હોય તેમ બોલ્યો

મણિએ જવાબ નહીં આપ્યો

"ઠીક! હુ પણ જોઇ લઇશ કૈંયુ જોતા ઊંડ પગ હોઠ પીસી મુચકુદે કહ્યુ

શુ જોશો?

"શુ થાય છે ને હુ માગ આડ્ગેતે વળગી રહીશ

'ના ના એવી મુર્ખાઇ કરશો નહીં આખી જીદગી પસ્તાઇ પસ્તાઇને મરશો

"જીવનની ભાવના મચવાય તો પસ્તાવાનુ શાનુ?'

"ભાઇ! ભાઇ' હજુ તમે ભણ્યા પણ ગણ્યા નથી એમ નહી કરી હુ નહીં કરવા દઉં' સત્તાદર્શક અવાજે મણિએ કહ્યુ

"કેમ? તુ કોણ નહીં કરવા દેનાર?'

"ઠીક ત્યારે, હુ ચાલી જઇશ તમને હોળીનુ નાળીએર થવા દઉં તે પહેલા હુ હોમાઇશ"

"પણ તેમા તારે શુ?"

"મારે લીધેજ બધું છેને હું સ્વતંત્ર છું મારે કશું વળગણું નથી હુંજ જાઉં છું" કહી મણિ જવાને માટે ફરી

"ના ના એ શું કરે છે? તુંજ જશે?"

"શું કરું?" કહી થોડે દૂર પોતાની ટ્રંક પડી હતી તેને ઉંચકવા-ને મણિએ પ્રયત્ન કર્યો તેનો જીવ પણ ઉકળી આવ્યો હતો, અને આ દુ:ખદ પ્રસંગનો સત્વેળા અંત આણવાનો તેણે નિશ્ચય કર્યો હતો

"જા જા તું પણ જા!" કહી અકળામણ ન સહેવાયાથી મુચકુંદ ખુરશી પર પાછો બેસી ગયો એ શબ્દમાં એટલી નિરાશા હતી કે મણિ પાછી ફરી, પણ કંઈ પણ બોલી શકી નહીં "જા પારકી આશ સદા નિરાશ" કહી પોચા મનના મુચકુંદે ફરીથી માથે હાથ મુક્યો તેની આંખમાં પાણી આવ્યાં

મણિ તે નિરાશાની મૂર્તિ તરફ જોઈ રહી તેના આક્રંદમાં, તેના શબ્દોમાં રહેલી પ્રેમાળતા મણિ સમજી, "પારકી" શબ્દે તે પણ ધવા-

"હું બીજું શું કરું? તમારા ભવિષ્યનો વિચાર કરું કે તમારા બોલનો?" મણિએ પુછ્યું

"મારી ભાવનાઓ વિનાનું મારે ભવિષ્ય કેવું?"

"ભાઈ! ભાઈ! મારે લીધે ભવિષ્ય બગડશે ને ભાવનાએ બગડશે"

"તું જશે એટલે ભાવનાઓ કોને માટે?" જાણતા અજાણતા મુચકુંદથી બોલાઈ જવાયું "બરાબર છે હું ભુલી ગયો કે મહીના પહેલાં તને હું ઓળખતોએ નહોતો તું મારી સગી નથી—બધી નથી હું ભુલી ગયો કે તારા જીવનમાં મારે જરાએ સ્થાન નથી"

મણિની આંખમાંથી આંસુ ખરવા માંડયાં તેણે ટ્રંક મુકી દીધી તે પાસે આવી દુ:ખથી મેળવેલું તેનું સ્વાસ્થ્ય અડગ હતું, પણ મુચકુંદનું અકળામણ જોઈ તે શાંતિ ધરી શકી નહીં

"મુચકુંદ ભાઈ! પરમેશ્વરને વાસ્તે એવું નહીં બોલો. હું જાણું છું તમારે માટે."

"મારી પરવા હોય તો રહે, નહીં તો જા. દુઃખના દિવસમાં પારકું પાસે ન જોઈએ."

"પરવા છે, પણ રહે શો ફાયદો?"

"ભાવના માટે બધાનો ભોગ આપી શકાય, પણ તું રહેશે તો. એકલે હાથે કે નહીં થાય. મારામાં એકલે હાથે દુઃખ સહેવાની શક્તિ નથી. તું આવી ત્યાં સુધી હું એકલો હતો, મારામાં આજે છે એટલુંએ જોમ નહોતું. મારું હૈયું, મારી બુદ્ધિ એ આજે ખીલ્યાં છે. તારા વગર હું નબળો, નકામો, નિરાધાર થઈ જવાનો."

મણિ વધારે પાસે આવી. આ જુસ્સાથી તેનું પણ હૈયું ઉછળી આવ્યું હતું. તેની આંખમાં પણ તેજ ચમકી રહ્યું હતું.

"મારે માટે આટલું બધું લાગે છે?" તેના મીઠા અવાજમાં અજાણપણે મોહક રસિકતા ભેળી મણિએ પુછ્યું.

"મને તે ખબર નથી." ગુંચવાયલા મુચકુંદે કહ્યું. "પણ મારી દુઃખની વેળાએ એકલું જીવન સહેવાશે નહીં. દુઃખ પડશે તો સહીશું, ડામ દેવાશે તો વેઠીશું, ઘા પડશે તો છુંદાશું, પણ તારી સાથે રહેતાં, એ હીંમત રહેશે. મણિ બહેન! ખોટું લાગે તો ક્ષમા કરજે. જો આમ ન રહેવાય, જો બાપા જેવાના બોલો સાલતા હોય, જો તને કલંક જેવું લાગે તો ચાલ પરણી જઈએ. બાપાને મોઢે તો મેં જીદમાં કહ્યું, તને ખરેખરું કહું છું."

મણિએ બે હાથ ટેબલ પર મુકયા, અને હૈયું ભરાઈ આવવાથી ડુસકાં પર ડુસકાં ખાઈ રડવા માંડયું. ક્યાં સુધી તે એક શબ્દ પણ બોલી

શકી નહીં તેને એમ લાગ્યુ કે પોતાની ઇચ્છાથી નહીં પણ માત્ર લોક તેને ડામે નહીં માટે નછૂટકે આ રસ્તો મુચકુંદ સ્વીકારતો હતો આ નિર્મલ, નિર્દોષ, રીતે આ યોજના કરનાર વિરાગી પુરુષ સામે તે જોઇ રહી. આખરે જરાક સ્વાસ્થ્ય આવ્યુ એટલે અશ્રુપૂર્ણ અવાજે તે બોલી

"ભાઇ! ભાઇ! શું કામ બોલાવો છો ? શું કામ ડામો છો! નથી બોલતી તે માટે ખોટુ લગાડશો નહીં મારુ હૈયુ ભરાઇ ગયુ છે આ નિર્ભાગી બાળાના ભાગ્યમા તમે મળશો એ ક્યારે ધાર્યુ હતુ? હુ ભટકીભટકી થાકી આખરે મારે મન તમે દેવ મળ્યા તમે પરણવાનુ કહો છો ? મુચકુંદ! મુચકુંદ, એક વખતે કહેવાતા દેવ પણ પથ્થરોને વીનવીવીનવી થાકી કે કોઇ મારો હાથ ગ્રહો–કોઈ મને પતિતને પરણી પાવન કરો તેમની ગુલામડી થઇ હતી છતા દેવોએ ના પાડી આજે તમે પરણવાનુ કહો છો? તમે મને દેવી સમાન ગણી મારી ગએલી માણસાઇ ફરીથી પ્રદીપ્ત કરવી તમે મને પરણવાનુ કહો છો? પણ શુ મોઢુ લઇ હુ કબુલ કરૂ ? તમે મારે મન ઇશ્વર સમાન છો તમારા આદર્શો યોગીઓના છે, તમારુ આચરણ દેવોનુ છે કહો તો તમારા પગલા પૂજુ, તમને પરણી નહીં શકાય"

"કેમ ?"

"ના ના તમારા નિર્મલ જીવનપ્રવાહમા મારા કલંકનો કીચડ ક્યા નાખુ ?"

"કલંક ?"

"ભાઇ! કલંકનો એક રંગ એવો નથી રહ્યો કે જે મારે પાલવે નહીં ચોટયો હોય ઉલટી હુ તમને કલંકિત કરુ છુ–તમારા અધપતનનુ કારણ બનુ છુ–" મણિ અટકી, તેની છાતી ઉછળી રહી મુચકુંદ મુગે મોઢે જોઇ રહ્યો થોડી વારે તે બોલ્યો

"મણિ! મણિ! એ વાત જવા દે મને તારા વગર ચાલે એવુ નથી તને ખબર છે કે તુ આવી ત્યા સુધી હુ શુષ્ક અભ્યાસી હતો, તારા પ્રફુલ્લિત તેજસ્વી વ્યક્તિત્વે મને માણસ બનાવ્યો છે, મારા જીવનમા નવો રસ જણાય છે, કાવ્યમા, સસારમા, ભાવનાઓમા નવો રગ નજરે ચઢે છે, મારી બુદ્ધિમા, મારી કલ્પનામા અણદીઠેલા રત્નો દેખાય છે તને કેમ જવા દઉં? જો મારે માટે જરા પણ દયા હોય તો રહે સાથે દુનીઆ ખેડશુ—સાથે દુ ખ વેઠીશુ, નહીં તો—સાથે મરીશુ" કહી મુચકુદે યાચકવૃત્તિથી, દયાની નજરે મણિ સામે જોયુ, મણિના હાથ પર હાથ મુકી તેને દાબ્યો—દબાઇ ગયો

"ભાઇ! એમ છે? લો ત્યારે, હાજર છુ આપણે રહીએ છીએ તેમ રહીશુ"

"ઉપકાર થયો મને બીજુ કૈં જોઇતુ નથી"

"ઠીક, ઉઠો ત્યારે આજનુ ખાવાનુ ધુળધાણી થઇ ગયુ"

# પ્રકરણ ૧૧ મું

## પાણું પંડયાનો સપાટો

મોડોમોડો પણ જ્યારે મુચકુંદ ઓરીસમાં ગયો ત્યારે મણિની વિચાર પરંપરાનો પાર રહ્યો નહીં ઘણાં વર્ષ થયાં પાપમાં ખરડાયલા હૃદયને નિર્મલ રસતરંગમાં નહાવું એ લહાવો અણમુલો હોય છે, સીતાના અગ્નિસ્નાનની માફક રસતરંગનું સ્નાન પુનર્જીવન અર્પે છે, જુના જુના મેલને કાપી ભૂતકાલના કલંકને દૂર કરે છે મણિએ આજે તે અગ્નિસ્નાન કર્યું

બાળવિધવા થઇ હતી એટલે તેણે કુટુંબવાત્સલ્ય જોયું નહોતું, આપણા સંસારનો અધમ પ્રકારનો પતિપ્રેમ મળ્યો નહોતો જુવાનીના તોફાને ચઢેલા રસસાગરના કીચડ અને કચરાવાળા પાણીઓની અશાંત અરસિક ક્રીડા જોઇ હતી, તે ડહોળા જળને મર્યાદા છોડતા, મર્યાદા છોડી પ્રલયકારક નર્તન કરતા જોયા હતા, અને આખરે તે પ્રલય પુરો થતા, તે પ્રલયેજ પાછળ મુકેલા ભયંકર પરિણામ જોઇ રડતા, કે તેની સાથે યુદ્ધ કરતા અત્યારસુધીનું જીવન તેણે ગાળ્યું હતું અંબામાતાને ભોગ તરીકે આગળ ધરેલા બકરાની પીડા ન જાણતી હતી, કચવાયલા કેદીના ત્રાસ અને મુમુક્ષુતા તે જાણતી હતી, ચોરીછુપીથી ફરતા વિષયીની લિપ્સાની તેના હૃદયને માહીતગારી હતી અન્યાય અને જુલમ નીચે કચરાતા નિરપરાધી બાળવાંઓરોનો ભયંકર રોષ તેને સ્વાભાવિક થઇ ગયો હતો પણ નિર્મલ સ્નેહની આર્દ્રતા તેણે નીરખી નહોતી, વિષયલાલસાના મોહ વિનાનો સંબંધ તેણે જોયો નહોતો, તેના મીઠા, મનોહર પ્રસંગો, તેનો દૈવી, કલંકહીણો ઉત્સાહ તેણે અનુભવ્યો નહોતો આજે તે જોયા, તે અનુભવ્યા તેના હૃદયના છુપાએલા ગોલાર્ધની તે શોધક

બની જે હર્ષ કોલમ્બસને અમેરીકા શોધતા થયો હતો તેનાથી અધિક આજે તેને થયો

તે ક્યા સુધી બેસી રહી પોતાના શબ્દો, મુચકુંદના શબ્દો તેના કાનમા ગુંજતા હતા મુચકુંદના દરેક શબ્દનો પડઘો, તેની દરેક નજરનો ચમકાટ, તેના સ્મરણમા સુવર્ણની રેખાએ ચીતરાયા હતા એ ચિત્રોમા તે આજે અનેક રંગ પુરતી બેઠી ચોમાસાની કડકડતી ઠંડીમા સૂર્યકિરણો પ્રગટે અને શાંતિ લાગે તેવી શાંતિ તેના હૃદયમા લાગી મુચકુંદ પહેલા સગવડ માટે કરેલો દીવો હતો, આજે તેની હીંમતથી તે જીવનદાતા સૂર્યનારાયણ થઇ રહ્યો

સદ્‌ભાગ્યે મુચકુંદના પવિત્ર ઉત્સાહની તેને પણ અસર લાગી વિષયવાસના, લગ્નની ઇચ્છા એ બધી લાલસાઓ જરા પણ તેના મનમા આવી નહીં તેનો દુનીઆનો અનુભવ અને હાલની માનસિક સ્થિતિ વચ્ચે અન્તર્પટ પડયો તેણે મુચકુંદની માફક બીનઅનુભવી સરળતાથી દુનીઆના વિચારો કરવા માડયા

સોનેરી સ્વપ્નસૃષ્ટિમા ભમતા ભમતા બપોર ઝપાટાબંધ ચાલી ગઇ સાંજ પડી મુચકુંદને આવતા વખત થઇ એટલે હૈયુ ધબકી આવ્યું તેણે નાની ઓરડી પણ સુઘડતાએ શણગારી રખેને તેના દુઃખી દીલને કૈં પણ ઓછુ આવે તેથી તેણે દરેક વાતની તૈયારી રાખી. મુચકુંદના પુસ્તકો તેણે વર્ગવાર ગોઠવ્યા. તેના કાગળો ફરીફરી નવાનવા વ્યૂહમા મુક્યા સાંજ પડી તેમતેમ જીવ વધારે ઉંચો થવા માડયો મનમા એમ પણ થયુ કે ગુસ્સે થએલા પડયાજી ધીમેધીમે પાછા રીઝવાશે, અને જીવનનો માર્ગ સરળ થઇ રહેશે.

સાત થયા તેણે વારવાર છજ્જામાથી જોવા માડયુ હજુ મુચકુંદને આવવાનો વખત નહોતો થયો છતા ચિંતા થઇ, અને ઘડીઆળ તરફ

પળેપળે તેણે જોવા માંડયું સાડા સાત થયા પણ મુચકુંદ આવ્યો નહીં તેની કાલ્પનિક ચિંતા ખરી થવા લાગી આઠ થયા અને તે ધ્રુજવા લાગી, શંકાઓના ભૂત ઉભા થયા અને કેમે કરી શમ્યા નહીં, દરેક પળે તે વધારે વધારે અધીરી થઇ આખરે દાદર પર બે ચાર જણના પગલાં સંભળાયાં તેના જીવમાં જીવ આવ્યો તે શ્વાસ રૂંધી એકાગ્રતાથી વાટ જોતી ઉભી રહી

'તમે અહીંઆ ઉભા રહો હું દસ મીનીટમાં આવું છું'

મુચકુંદને કોઇને કહેતા સાંભળ્યું પણ તેના અવાજમાં શો ફેર! મણિના હૃદયમાં ચીરાડો પડયો આ ભય બીજે પળે ખરો થયો ફીકકે હોઠે, ફાટેલ ડોળે મુચકુંદ આવ્યો. તેનું અંગે અંગ કાંપતું હતું, તે આવ્યો અને "મણિ! મણિ બ્હેન" કહીને ખુરશી પર બેસી ગયો

"કેમ ભાઇ? આમ કેમ?

'કેમ શું? મને પોલીસે પકડયો છે'

''હેં'' મણિએ ગભરાઇને કહ્યું

હા! બાપાના કારસ્થાન મારા શેઠ નણા દૂરના અમારા સગા થાય છે બાપા તેમને ત્યાં જઇ પહોંચ્યા હશે બપોરે શેઠે બોલાવી મને ધમકાવ્યો, નોકરીમાથી બરતરફ કરવાની ધમકી આપી પણ મેં તે ગણકાર્યું નહીં"

"પણ કારણ શું?"

"કારણ એનું એજ તને છોડીને બાપાએ વિચાર કર્યો છે તે છોકરી જોડે પરણી જાઉં તો મને પગાર વધારવાની લાલચ આપી નહીં તો ખરાબ કરવાની ધમકી આપી"

"પછી તમે શુ કહ્યુ?" મણિના સુખના સ્વપ્ના બધા તુટી ગયા અને દુનીઆની ક્રૂરતાનો સપાટો ફરીથી ચાખતા તેનો જીવ રહેંસાઇ જવા લાગ્યો

"મે? તુ શુ ધારે છે? મે કહ્યુ કે તે શેઠ છે—મારી સેવાના માલીક છે મારા મનના માલીક નથી મે તેમણે કહ્યુ તે કરવા ના પાડી"

'અરે ભાઇ શુ કરવા'

"એ બધા શુ સમજે? દુનીઆમા શુ માત્ર પૈસા અને જુલમજ સત્તા ભોગવશે? સાજે ટેલીફોન કરી એક પોલીસ સુપરીન્ટેન્ડન્ટ ઓળખીતો છે તેને શેઠે બોલાવ્યો, અને તેણે હમણા મને કેદમા રાખ્યો છે"

"હાય હાય! હવે શુ થશે! તમે આવી જીદ શુ કરો છો?"

'જીદ નથી જે થશે તે હવે તો જીવનસિદ્ધાંતો દૃઢ રાખવાની વાત છે મારે તને મળવુ હતુ, માટે મે બહાનુ કાઢયુ"

"શુ!

'કે તારી જોડે વાત કરી હુ જવાબ આપીશ એટલે મને અહીંઆ આવવા દીધો"

"ત્યારે જવાબમા તો કહુ છુ કે હવે હીંમતની અવધિ થઇ મને જવા દો મે પણ નિશ્ચય'

"પણ મારો નિશ્ચય સાભળશે?" મુચકુંદે કહ્યુ

"શો?'

"મારુ બધુ ગયુ મારી આશા ગઇ, ભણુતર ગયુ, સબધીએ ગયા" મુચકુંદના ગળામા બોલતા ખખરી આવી આ વિનાશનો વિચાર કરતા તેનુ હૈયુ ભરાઇ આવ્યુ "પણુ મારો નિશ્ચય છે તે કહેવા આવ્યો છુ મે કંઇ ગુનોહ કર્યો નથી એટલે મને કંઇ શિક્ષા થવાની નથી,

એટલે પાછો આવીશ, અને બહુ બહુ બહુ તો થોડી નાની શિક્ષા થશે છ મહીને વર્ષે પાછો આવીશ ગભરાઇશ નહીં" મુચકુંદ ગભરાટમા ઉતાવળો ઉતાવળો બોલતો હતો

"ના ના ભાઇ "

"ના કહેવાની જરુર નથી મે પોલીસચોકીમા બેઠા બધો વિચાર કર્યો"

"અરે પણ કેદ !"

"જે થાય તે હુ જાઉ છુ આવા જુલમને તાબે નહીં થવાનો ચાલ જાઉં છુ હીંમત રાખજે ' કહી મુચકુંદે જવા માડયુ તેની આખમા આસુ આવ્યા મણિ પણ રડવા લાગી, પણ તેને દુ ખ સાથે એટલી ગાઢી મૈત્રી હતી કે જુનો મિત્ર પાછો ખડો થતા તેને ઘણુ ગભરામણુ થતુ નહીં, અને તેની બુદ્ધિ તેવી ને તેવીજ સતેજ રહેતી તેણે પુછ્યુ 'તમારા શેઠનુ નામ તો ચંદ્રલાલ''

"હા કેમ ?"

'ક્યા રહે છે ?"

"ભુલેશ્વરમા ના માળાની પાસે" કહી મુચકુંદ ચાલ્યો ગયો

જતા જતા તેમના નેત્રો મળ્યા

માળાનુ નામ સાભળી મણિ ચમકી મણિકર્ણિકાએ આપેલુ તેની બહેનનુ સરનામુ યાદ આવ્યુ આ વખત મણિ ગભરાઇને અસ્વસ્થ થઈ નહી તેણે જોયુ કે મુચકુંદ સાદો હતો ચોપડીઓમા વાચેલા આદર્શોની પાછળ ઘેલો હતો આ કેદના ભયકર પરિણામનુ તેને ભાન નહોતુ આટલા ઉછરતા અને આવા હુશીઆર જુવાનના જીવનને આવી મુર્ખાઇની વેદી પર હોમવાથી શો ફાયદો ' અને શા માટે ? પોતાના જેવી નજીવી, નકામી, કુટુબ વિનાની, કુલકલક ગણાતી સ્ત્રી

માટે ' તેની નિશ્ચયાત્મક બુદ્ધિ ઘણી હતી તેણે એકદમ કપડા બદલ્યા અને ઘેર તાળુ મારી ભુલેશ્વર તરફ ચાલી

મુચકુંદ પાસેથી પહેલુ જ્યારે ચંદુલાલ શેઠનુ નામ તેણે સાભળ્યુ હતુ ત્યારે તેના મનમા સંશય થયો હતો કે તુગભદ્રાને ત્યા મળેલા ગૃહસ્થ તો તે ન હોય પણ એવા તો કેટલાકે ચંદુલાલ શેઠ મુબઇમા હશે એમ ધારી તેણે નીરાત વાળી હતી, પણ જ્યારે તેણે સરનામુ સાભળ્યુ ત્યારે તેને એક યોજના સુઝી મણિકર્ણિકાની બહેન એજ ઠેકાણે રહેતા ચંદુલાલ શેઠની બરી થતી હતી જો તેમ હોય તો કોઇ પ્રકારે તે ચંદુલાલ શેઠના શેઠાણીને મનાવીને તેને વચ્ચે પાડવામા પોતે ફતેહમંદ થાય આ વિચારથી તેને હીંમત આવી

## પ્રકરણ ૧૨ મું

### ચંદુલાલ શેઠને ત્યાં

ચંદુલાલ શેઠનું મકાન ખોળતા મણિને જરા વાર લાગી, પણ આખરે જડયું—માળાને સહુથી ઉપલે માળે તે રહેતા હતા ધબકતું હૈયું મહા મુશ્કેલીએ શાંત કરી તેણે શેઠાણી ક્યાં છે તે પુછ્યું એક બારણામાંથી એક હમીએલ ઓઢી ઉમ્મર છતાં ઘરડી લાગતી સ્ત્રી આવી ને પુછવા લાગી

"કોણ છે બાઇ? કોનું કામ છે? શેઠ હજુ આવ્યા નથી"

"ના, મારે તમારું જ કામ છે આપ શેઠાણીને?"

એટલામાં એક પાંચ છ વર્ષનો છોકરો આ સ્ત્રીનું લુગડું પકડી, મોઢામાં એક હાથ રાખી, તેની પાછળ સંતાતો આવીને ઉભો રહ્યો મણિએ તેને જોયો મણિકર્ણિકાની મુખરેખાઓનો ભાન તેના મોઢામાં કૈંક થયો

"હા, હુંજ શું કામ છે અત્યારે?" જરાક મોટાઇના ગર્વથી કર્કશ બની રહેલા અવાજે શેઠાણીએ પુછયું

"હું આપના બહેનની ઓળખીતી છું"

"બાઇ! કે ભુલતી હશે મારે બહેન ક્યાં છે?" જરા ગુસ્સામાં શેઠાણીએ કહ્યું

"આ તમારો ભાણેજ છે કેની? હું તમારા બહેનની ખબર લાવી છું"

"મારી બહેન તો કયારનીએ મરી ગઇ બાઇ નકામું એવું શું કામ જુઠું બોલે છે? તારે શું જોઇએ છે?"

માણિએ જાણ્યું કે આ સ્ત્રી સીધી રીતે વશ થાય એમ નથી.

"ત્યારે બા! તમે જાણો. મન તો તમારી બહેન માલતીને ત્યાં મળ્યા હતા તેણે—"

"હે, હે!" આ નામ સાંભળતાં ગૃહાણીનું રૂપ બદલાઈ ગયું અને તે એકદમ નરમ પડી ગયા. "અંદર આવ—"

મણિ સમજી કે હવે તે સાંભળશે. પણ એટલામાં તો દાદર પર કોઈ ચઢતું હોય તેનું સંભળાયું, અને મણિ અંદર જાય તે પહેલાં એક ગૃહસ્થ દાદર ચઢ્યા. તે કોણ છે તે જોવા મણિ ફરી, અને તેના ધ્રુજતા ગાત્રો જાણે હમણાં શબવત થઈ જશે એમ લાગ્યું. તેને કપાળે પરસેવો છૂટ્યો. આ ગૃહસ્થ તે ગુણભદ્રાના ચંદુલાલ શેઠ—જે ગૃહસ્થે મ્યુનીસીપાલીટીના સભ્ય થઈ તેની સ્કુલ તપાસી, તેને ઘેર બોલાવી હતી તે—આ આજના ધણી. મંદિરમ પર ઘેર આવવાનું નિમંત્રણ તેણે તિરસ્કાર્યું હતું. આજે નફટની માફક તેનું ઘર રોકતી આવી. તેને નાસી જવાનું મન થયું, તેને આ અધમતાની પરિસીમા લાગી. પણ મુચકુન્દનું માયાળુ, તેજસ્વી મુખ તેના આગળ આવ્યું. તેને દુખી થવા દે? તેને કેદમાં જવા દે? મુચકુન્દની ચતુરાઈ, તેની મોટી આશાઓ, તેનું ભાવ્ય એ સઘળાના વિચાર એક પળમાં તેના મનમાં આવી ગયા. હીમતથી તે ઉભી થઈ. ગંભીરલાલ અને મહાત્મા મહાયોગીએ જે ભયંકર સ્થિતિ તેની કરી હતી તેના આગળ આ શું?

મણિના નાઈ ગેડ ચમક્યા. હર્ષના કિરણો તેમના મોઢા પર ફુટ્યા. "કોણ મહેનીજી તમે?" આનંદથી કંપતે અવાજે તેમણે કહ્યું.

"હા—! હું આપને મળવા આવી છું." જરા તિરસ્કારથી હસીને માણિએ કહ્યું.

"આવો! ઘણો આનંદ થયો તે દિવસે તો જરા નારાજ હતા" શેઠે કહ્યું અને પોતાની સ્ત્રી તરફ ગયા એક પળમાં આ ધણી ધણીઆણી એક એક તરફ કેવા બેદરકાર છે તેનો ખ્યાલ મણિને આવ્યો તેણે ધીમેથી શેઠાણીને કહ્યું "બાઇ સાહેબ હું શેઠની સાથે વાત કરી રહી પછી મળીશ"

શેઠ પોતાના ભપકાદાર દીવાનખાનામાં ગયા ત્રણ ચાર વીજળીના દીવા ચેતાવ્યા, એક પંખો ચલાવ્યો એક આરામખુરશી પર બેઠા અને એક સુંદર નાનકડી ખુરશી પાસે ખેંચી

મણિ આવી અને બેઠી, શેઠની આતુર આંખો તેના મુખ પર ઠરી રહી

"બોલો! આખરે આપણે મળ્યા" શેઠે કહ્યું

"નસીબમાં મળવાનું હશે તે"

"કેમ? મને મળવામાં બહુ દુઃખ સમાયું હોય એમ લાગે છે"

"જે હશે તે એ વાત કરવા હું નથી આવી આપને તસ્દી આપવા આવી છું"

"શી?

"આજે તમારા કારકુનને તમે કેદ કરાવ્યો છે તેને છોડી દો" મણિએ ધીમેથી કહ્યું

એકદમ ચંદુલાલ શેઠ આરામખુરશી પર પાછા પડી જઇ ખડખડ હસવા મંડી ગયા, અને બે મિનિટ સુધી હસ્યા જ કર્યું મણિને આ હસવાનું કારણ જડ્યું નહીં એટલે તેણે દિગ્મૂઢ થઇ જોયા કર્યું આખરે શેઠના હસવાનું જોર ઓછું થયું અને ગજવામાંથી એક મોટી 'સીગાર' કાઢી તેમણે ચેતાવી

"એ ઘણુ કુડ઼ડ઼!"

"કેમ?"

"મે જાણ્યુ કે તમે સતીમાતા હશો" કહી ફરીથી હસવુ નહીં માવાથી શેઠ ખુરશી પર પાછા પડ્યા.

મણિની આખોમા ઝેર ચમકી રહ્યુ

"એ પણ નશીબ! ભાઇ!" મહા મુશ્કેલીએ અવાજ નમ્ર બનાવતા મણિએ કહ્યું "હવે હુ સમજી તમને એ વખત તિરસ્કાર્યા, અને તમારા કારકુન પાછળ ગાડી થઇને ભમુ છુ! નહીં?" શેઠ ફરીથી હસ્યા "તમે પડયાજીની વાત માભળી હશે? તમે ક્યાથી માનો? તમે ક્યાથી માનશો કે મુચકુદ મારા માના જણ્યા ભાઇ સમો છે?"

"માના જણ્યો ભાઇ!" શેઠ ફરી હસ્યા 'તમારા જેવી બીજી સ્ત્રી મને મળી નથી

'હશે મને પણ એમજ લાગે છે ભલે માનો કે નહીં માનો તમે દુનીઆના પાતરધા પુરૂષો ક્યાથી માનો?'

શેઠ હસ્યા ત્યારે તમે કહો છો કે મારે મુચકુદને છોડાવવો કારણ'

"કારણ! કારણ કે તે નિર્દોષ છે, માત્ર એના બાપના કહ્યાથી તેના પર જુલમ ગુજારવા તમે તેના પર આ આરોપ મુક્યો છે"

'એમા શુ' એવા કારણો હોત તો પકડાવત શા માટે?'

"તમને પ્રભુએ સત્તા ને પસા આપ્યા તે આ માટે?

"હા એ છોકરાને મુર્ખાઇમાથી બચાવવા માટે શેઠે શાંતિથી કહ્યુ

"બીજુ કારણ કહુ? મારે લીધે એના પર દોષ મુકો છો એ ખોટો છે"

"સતીમાતા!" શેઠ હસવા જતા હતા, પણ મણિના તેજસ્વી મોઢા પર એક ભયંકર ક્રોધનું વાદળ આવ્યું તે જોઇ શેઠ હસતા અટક્યા.

"હા! સતીમાતા! તમે બધા દુનીઆના અધમાચારો જોઇ અધમ થઇ ગયા છો. તમને તે સાચું શું નહી લાગે? પણ મારા પ્રભુના સમ ખાઇને કહું છું કે તમે બધા ભુલ કરો છો, અને વગરવાંકે નિર્દોષ માણસો પર વહેમ ખાઓ છો."

આ જુસ્સો, આ તેજ જોઇ ચંદુલાલ શેઠ જરા ગમ્ભીર પડયા. તેમના કઠણ હૈયામાં પણ મણિના હૃદયગામી શબ્દોએ કંઇ અસર કરી. છતાં નાયકાને ત્યાં જોયલી આટલી નાની અને સ્વરૂપવાન્ સ્ત્રી નિર્દોષ હોય તે તેમના મનમાં ઉતર્યું નહી.

"વારૂ, છતાં એ છોકરો સમજતો નથી તેનું કેમ?"

"કેવી રીતે?"

"કે એને તમારી સાથે રહેવા દેવાય? પડયાછી કહેતાં પના કે તમે પરનાતી વિધવા છો. એ તમારી સાથે ઉઘાડે છોગે રહે તો એનું થાય શું?"

"તે પણ હું સમજું છું. સુચંદુભાઇ દુનીઆના તોફાનથી અજાણ છે, હું નથી. મે તો એમને પહેલેથી કહ્યું હતું કે મને સાથે રાખવામાં ફાયદો નથી."

"હા! કોઇ દૂર રાખી શકે એવાની સોબત ગોધવી હતીને?" ચંદુલાલે જરાક હસતાં કહ્યું. મણિએ જાણે એ પ્રશ્ન પુછાયોજ ન હોય તેમ તેનો જવાબ દીધો નહી.

"પણ તેને લોકોની નિર્મલતા પર શ્રદ્ધા હતી."

"હવેજ તે ખબર પડશે નો! જરા વેદીઉં દોર તો છેસ્તો. પણ 'નિર્મલતા'" કટાક્ષમયતાથી શેઠે એ શબ્દ પર ભાર મુકયો "ની પુછડી તો તમારાથી જુદા થવા ના પાડે છે. મે બહુએ સમજાવ્યો."

"હા ! પણ હું હા પાડું છું મારે એનું ભવિષ્ય બગાડવું નથી."

"ઠીક ત્યારે તો ક થાય એના બાપને બોલાવું પણ—"

"પણ શું ?" મણિએ પુછ્યું

"પણ હું એ બધી તસ્દી શા માટે લઉં ?"

"ન્યાતને માટે, તમે એને પકડાવ્યો માટે" મણિએ કહ્યું ને શેઠના સવાલનો મર્મ સમજી તેને શેઠને એક તમાચો મારવાનું મન થયું પણ તેણી મહેનતે પોતાની ઇચ્છાને રોકી.

શેઠ જવાબ સાંભળી હસી પડયા "આ સતયુગ ચાલે છે તો ! તમે સુભદ્રાને ત્યાંથી છટક્યા, નીલાંગનાથી છટક્યા, આજે તો પ્રભુએ તમને તદ્દન મારે ત્યાં વળાવ્યા. આપણું નસીબ હવે કેવું જોડ્યું" કહી પાછા શેઠ હસ્યા. તેમના હાસ્ય પરથી લાગતું હતું કે મનુષ્યના અધમ સ્વભાવ અને આચારથી તે એટલા માહીતગાર હતા કે કોઈ પણ વિષય તેમને મન પવિત્ર રહ્યો જ નહોતો.

"એટલે આટલી લાગણી માટે કીમત શી છે ?" મણિએ તિરસ્કારથી પુછ્યું.

"કીમત વિના કંઈ પણ થાય છે ?" જુવાનના શોખીન શેઠે સામો સવાલ કર્યો.

"શી કીમત ?" હીમતથી મણિએ પુછ્યું.

પ્રશ્નમાં એટલું ગાંભીર્ય અને અર્થ હતો કે શેઠની નજર મણિની સામે ટકી નહીં. તેના નિષ્ઠુર મગજમાં પણ ક્ષોભ થયો. તે એક પળવાર તો જવાબ આપી શક્યા નહીં. હજુ તે ગંભીરલાલ અને મહાત્મા મહાયોગીની નફટાઇની પરમ ભૂમિકાએ પહોંચ્યા નહોતા.

મણિ મનુષ્યસ્વભાવની કસોટી કરીકરી પારખુ થઈ ગઈ હતી. તેણે શેઠ હજુ કેટલા કાચા હતા તે જાણી લીધું, અને તેને તો શેઠના મનમાં શા શા વિચારો અને શી શી લિપ્સાઓ ચાલતી હતી તે તે ક્યારની જાણી ગઈ હતી. એક બાહોશ નાટકકારને પણ [illegible] એવી ખૂબીથી તેણે મોઢા પરનો આવેશ બદલ્યો. માગણીઆનું દયામણાપણું છોડી તેણે દાનેશ્વરીનો પ્રતાપ મુખ પર ધાર્યો.

“કીમત?” મણિએ પોતાનું તેજસ્વી મુખ ઊંચું કર્યું. સત્તાશીલ અવાજે પૂછ્યું: “કદીએ કીમત આપી કોઈએ સ્ત્રીનું હૃદય જીત્યું છે? કીમતે ખરીદેલા સ્ત્રીનું શરીર ક્યાં સુધી તમારું કરી શક્યા છો?” એક પળ મણિ થોભી. માત્ર તેની આંખોજ પ્રતાપ પાડી રહી.

શેઠ આ મુખનું, આંખનું, તેજ જોઈ ગાંડા થઈ ગયા. માત્ર એક સ્વરૂપવાન્ હરણી પકડવા જતાં મોં આગળ સિંહણ આવી રહી. આ ગર્જનાથી તે ગભરાઈ ગયા હતા છતાં તેમની લિપ્સા વધી. આ મહાશક્તિના વિરાટ સ્વરૂપે તેમને વશ કર્યા, નિરાધાર બનાવ્યા. તે એક અક્ષર બોલી શક્યા નહીં.

“શેઠ,” મણિએ આગળ કહ્યું: “સ્ત્રીઓ તો જિતાય—નહીં કે ખરીદાય.”

શેઠ જરાક હસ્યા. આપણામાં કહેવાય છે તેમ છોભીલું કર્યું. તેમને આ તાપ અસહ્ય થતો હતો. છતાં પૈસાદાર, આત્મસંતોષી મુંબઈગરાની હિંમતથી તેમણે તે વારવા પ્રયત્ન કર્યો. તેમણે પૂછ્યું: “તમે કેમ જિતાઓ?”

“હું? હા, તે કહું.” ઉનાળાની ઉષ્ણતામાંથી રમણીય સાંજ થઈ જાય તેમ મણિએ નરમ પડી જતાં કહ્યું: “હું હજુ ખરીદાઈ નથી તેમ જિતાઈએ નથી. ખરીદનારા તમારા જેવા કાકા માગી પરવાર્યા, હજુ જીતનાર કોઈ મળ્યો નથી. મને તમારી

કરવી છે? તે કરવા તમારામાં પાણી જોઈએ આમ કીંમત માગે શું વળવાનું હતું?" કહી ફરીથી મણિ તિરસ્કારભર્યું હસી.

શેઠ દીંગ થઈ ગયા. આ રૂપ અને આ વાક્ચાતુર્યે જાણે વાદીગરના મારથી હોય તેમ તેમને બેભાન કર્યા—નચાવવા માંડ્યા. તેમાં તેમના આત્મસંતોષી સ્વભાવને પણ અર્ઘ્ય મળ્યો. જીતવાની વાત તેમને રુચી; કારણ કે તેમના જેવા માલદાર, પૈસાદાર, આગળ પડતા માણસ માટે જીતવું એ તો વીસાત હતું. વળી આ સુંદરી પણ તેમને મન કંઈક અલૌકિક લાગી અને તેને ખરીદવા કરતાં જીતવી વધારે સહેલ લાગી. મણિએ પાથરેલી જાળમાં શેઠ સીધાસીધા આવીને જ સપડાયા. 'પણ મારે એટલું જ જોઈએ કે હું જ રસ્તો ચાલનાર છું.'

'તો ભલે, મારા પર આટલો ઉપકાર કરો. તમને મારા એક મિત્ર તરીકે ગણીશ, પણ હું પણ વચન આપી શકતી નથી.'

'તો હું ક્યાં કહું છું?'

'ત્યારે મુચકુંદભાઈને છોડવો.' એકદમ વાતમાં રંગે પહોંચેલા શેઠને પૃથ્વી પર પાડતાં મણિએ કહ્યું.

'હા. પણ પહેલી શરત એ કે તમારે મુચકુંદને મળવું નહીં, તે વગર હું માનું નહીં."

'કબૂલ. પછી કંઈ છે? એ છૂટે તો બસ. પણ એમના બાપે એમને માફ કર્યા?"

'ઊભા રહો, હું ડોસાને પૂછી આવું.' કહી શેઠ અંદર ગયા અને થોડી વારે પાછા આવ્યા.

'પંડ્યાજી કહે છે કે એ પરણે તેમાં તમારે વાંધો લેવો નહીં."

'મારે વાંધો શો હોય?'

"ઠીક, ત્યારે કાલે સવારે–"

"ના, જ્યાં હોય ત્યાંથી અત્યારે છોડવો મને મુચકુન્દભાઈ કહતા હતા કે પોલીસ ઇન્સ્પેકટર તમારો ઓળખીતો છે"

'પણ ત્યારે તમે ક્યાં રહેશો? કારણ કે ડોસા કહે છે કે તમારે બીલકુલ મળવુજ નહીં"

"હું કાલે સવારે ઓરડી રાખીશ આજે ગમે ત્યાં પડી રહીશ"

"મારુ ઘર ખપશે?" શેઠે જરા હસીને કહ્યું

આ મિત્રતાની શરૂઆત કે? માફ કરો મારે એક બહેની મિત્ર છે તેને ત્યાં સુઈ રહીશ"

'ઠીક, ત્યારે ચાલો એક બે લાઈન લખી આપો, હું મુચકુન્દને છોડાવી આપું'

હા' આ અમારા–એમના ઘરની કુંચી મણિએ દીધી

'શું કામ? હુંજ આવીને તમને મુકી જાઉં મારી મોટર નીચેજ ઉભી છે" કહી ચંદુલાલ શેઠે પાઘડી પાછી પહેરી

# પ્રકરણ ૧૩ મું



## ભાવનાનષ્ટ

જ્યારે ચદુલાલ શેઠે મણિની ચીઠ્ઠી અને તેના ઘરની કુચી આપી મુચકુદને છુટકારો અપાવ્યો અને 'ચાલ હવે ડાહ્યો થઇ જજે' કહી તે ચાલ્યા ગયા ત્યારે મુચકુદ ગાડા જેવો પોલીસચોકી આગળ ક્યા સુધી ઉભોજ રહ્યો પોતે કેમ પકડાયો, કેમ છુટયો, આ કુચી અને ચીઠ્ઠી કેવા, એ બધાનો સ્પષ્ટ વિચાર કરવાને તે અસમર્થ થઇ રહ્યો જ્યારે તે પોલીસના હાથમા ગયો ત્યારે તે ઘણો ગભરાયો હતો, પછી મહા મહેનતે હીંમત ભેગી કરી જે માથે પડે તે સહેવાની દઢતા તેણે આણી હતી પણ જ્યારે મણિને છોડી એ પોલીસચોકીમા આવ્યો, અને જ્યારે કાયદાએ ખોદેલી ઘોર જેવી ઓરડીમા તે પુરાયો ત્યારે જીવતો માણસ દટાય એમ તેને થયુ તે બારણુ બધ થતા સાથે, આખી જીદગી, વહાલા આદર્શો, લાડકડા સ્વપ્ના એ બધાના દરવાજા પણ બધ થએલા તેને લાગ્યા તેની કૃત્રિમ હીંમત જતી રહી તે ખુણામા પડી રહ્યો સગો બાપજ દુશ્મન થઇ રહ્યો હતો એ વિચારી તેનુ હૈયુ ફાટી ગયુ તેના દુખે રહેસાયલી કલ્પનાએ કોર્ટ, શિક્ષા, કેદખાના વગેરેના ભયકર ભૂતો નજર આગળ ખડા કર્યા તેના મિત્રો શુ કહેશે, તેના પ્રોફેસરો શુ કલ્પના બાધશે, એ વિચાર કરતા તેને કપારી આવી આ ફજેતો વેઠવા કરતા મરવુ તેને વધારે સારુ લાગ્યુ

તેના સસ્કારોમા આત્મબળ હતુ નહીં, તેનો સ્વભાવ કોમળ હતો, હજુ દુખ તેણે દેખ્યુ નહોતુ એટલે પાપી કે અનુભવી સ્વભાવની નિષ્ઠુરતા તેનામા હતી નહીં, અન્યાયથી ઉપજેલા ગુસ્સાનુ તેજ કે અભિમાન તેનામા નહોતા. આત્મનિષ્ઠ પ્રભાવશાળી સ્વભાવની

ગૌરવશીલ શાંતિ પણ તેનામાં નહોતી પહેલાં તેને કૃત્રિમ પ્રયાસે ઉગાડેલા રોપા જોરે મરખાવ્યો હતો, અત્યારે તે અસ્વાભાવિક વાતાવરણ ગયાથી, અને સ્વાભાવિક કેળવણીના અભાવથી તે રોપો જમીનદોસ્ત થઇ ગયો તે રડવા લાગ્યો—ભીંત સાથે માથું કુટવા બેઠો

આવી અવસ્થામાં ચંદુલાલ શેઠે તેને છોડાવ્યો આ ફેરફાર કેમ થયો તેની તેને સમજ પડી નહીં શેઠની મોટર ચાલી ગઇ ત્યારે તેણે ઉંચું જોયું—ચારેગમ શુન્યતા જોઇ, અને મણિ યાદ આવતાં, હાથમાં પડેલી કુંચી અને ચીઠ્ઠી જોયાં તે ફાનસ પાસે ગયા અને ચીઠ્ઠી વાંચી

પ્રિયભાઈ મુચકુંદભાઇ,

વિધિએ વધુ વખત આપણું સાથે રહેવાનું નથી નીર્મેલું બનરમાં/ય જાઉં છું તે ક્ષમા કરશો, પણ મારે માતર તમારૂં ભવિષ્ય બગાડવાનું પાપ હું વહોરવ નથી માગતી

લી૦

મણિ

મુચકુંદ આ ચીઠ્ઠીનો અર્થ એકદમ સમજ્યો નહીં એ ત્રણ વખત વાંચી ત્યારે તે સમજ્યો અને દાંત પીસ્યા આખરે જેને માટે આ બધું વેઠવા તે તૈયાર થયો હતો તે પણ નીમકહરામ નીકળી ! પોતે અજાણી, રખાતની સ્ત્રી સાથે પરિચય પાડયો માટે તે પોતાની મુર્ખાઇને ધીટકાર દેવા બેઠો

મુચકુંદ ઝપાટાબંધ પોતાને ઘેર આવ્યો તેણે તાળું ખોલ્યું ચાર તરફ જોયું તો મણિની ટ્રંક કે ૩ નામનીશાન જોયું નહીં તેને ગળે ડુચો આવ્યો તેને ઘર, દુનીઆ વગડા સમાન ભયંકર લાગ્યાં તે બેસી ગયો, અને માથે હાથ મુકયો અને રડયો

મુચકુંદ જો વીલાસવતી વિલાસમાં પુરો હોત તો દુઃખ વીસારવા સીગાર ચેતાવી સુધરેલા સમયનું મદ્યપાન કરત, જો જંગલી હોત તો બુમો મારી દિશાઓ ગજવત, જો અનાર્ય હોત તો બહુજ ભુલી ઉંઘી જાત, જો કવિ હોત તો હાથમાં કલમ લઇ હૈ હૈ ગરબીઓ ચીતરી કાઢત, જો પરદેશી વિદ્યાથી તરંગોમાં થયનો ન હોત તો વિધિના લેખ પર શ્રદ્ધા રાખી સમજી જાત, જો પ્રેમદર્શનો શોખી હોત તો ભગવા સજી અહાલેક જગાવત, જો કર્મયોગી હોત તો મશ્રુને પાછી મેળવી ઇચ્છાશક્તિ દર્શાવત પણ મુચકુંદ આ સર્વામાંથી કોઇની ભુમિકા પર નહોતો દરેકનું કૈં એક લક્ષણ તેનામાં હતું, ભિન્નભિન્ન આદર્શોની તેના સ્વભાવમાં કચુંબર થઇ ગઇ હતી આ કારણથી તે કૈં પણ બીજું કરી શકયો નહીં—માત્ર રડયો કલાકોના કલાકો સુધી તેણે આંસુ સાર્યા કયાં સુધી મુંગે મોઢે તે બેસી રહ્યો મનમાં ને મનમાં તે વિચારવા લાગ્યો

'મુચકુંદ! મુચકુંદ! તું મૂર્ખ છે શા માટે આટલું રડે છે? શા માટે આટલું મન લગાડે છે સ્ત્રી કોઇની થઇ છે કે તારી થશે? જેને અચાનક રસ્તે તે આવી હતી તેવે રસ્તે ગઇ તારે શું? તારી ક્યારે હતી? તારી સાથે રહેશે એમ ધારવાનું શું કારણ?

' પણ એમની એમ જાત તો લાગત નહીં આ તો જોરજુલમથી—માબાપના કરથી એ નાસી ગઇ બાપા જબરા નીકળ્યા, હું ભણેલો ગણેલો કાયર નીકળ્યો આટલી મારી હોશીઆરી! હું હાર્યો-ખેર-પણ કોનાથી? સંસારથી, રૂઢિથી હું ગુલામ નીકળ્યો છે! મારા બધા આદર્શો ક્યાં ગયા? ભગવાન્ બુદ્ધ, માર્ટીન લ્યુથર એ તો ગયા ... મારી હીંમત પહેલે ઝટકે કડકા થઇ હા! હું જેનામાં ... ... પણ કેટલી બીક લાગી હતી હું કેટલો નિર્બળ છું હામ ... ... ધરતા, મોઢે હસતા, શૂળીએ જતા વીરનરો ... ... ... ત્રાસતો હરિણ સમો હું હીંદી ક્યા? હીંમત ... ... ... હું ... ...

"હું શા સારુ લડયો ? મણિ માર માર્ગ ભાનના માટે ? સંસારના જુલમે મને ચગદી નાખ્યો, હું ચગદાયો આવા કેટલા હીંદુઓ ચગદાયા હશે બધા રૂઢિની ગુલામગીરી પર ભાષણ કરે છે કોઈ મરચો છે ? મે ધાર્યું હતું કે હું બચીશ માર્ગમા બહાદુરી છે પણ ક્યા સુધી—જ્યા સુધી તે પ્રચંડ શેષે ગળી જવાને ફુંફાડા માર્યો નથી ત્યાં સુધી શું બધાને મારી માફક અનુભવ થતા હશે ? કેટલા મારી માફક રડતા હશે ? હવે શું ? ભણતર, ચારિત્ર્ય, આદર્શો ઉપર પાણી ફેરવ્યું—હવે ' હવે 'મનુષ્યરૂપેણ મૃગાશ્ચરન્તિ ' ગુલામો ને ઢોરમા કોણ સાર ?

"હું ગુલામ છું બધા મારા જેવા છે પોતે ગુલામ બની બીજાને ગુલામ કરવાનો ધંધો લઈ બેઠા છે હીંદ કારાગ્રહ છે ? મનનું ધાર્યું કશું કરવાની રજાજ નહીં ? જન્મીએ ત્યાંથી તે મરતા સુધી રૂઢિએ દેખાડેલોજ પથ પકડવો ? મણિને છુંદી નાખી, તેનો હાથ ઝાલનાર છુંદાઈ ગયો પ્રભુ ! પ્રભુ ! શું આ દુનીઆ ! આ માણસો ! એના કરતા મરવું સારું

"પણ મરવાની હીમત ? હા, તે પણ નથી દુઃખ સહન કરીને પણ જીવવાની લાલસા છે ગમે તે બહાને જીવવું એજ આપણો જીવનમંત્ર ! અત્યારે હું પણ તે ટોળામા ભળ્યો બીજા કોનો વાંક કાઢું ? બાપા આવશે, માગ પર મત્તા ચલાવશે, હું ગમે તેની છોકરી પરણીશ, મને છોકરા થશે, પચ્ચીશ રૂપીઆના પગારમા અવતાર પુરો થશે—ખલાસ ! બધી આશાનો અંત આખરે રાખોડીમા

"કોનો વાંક કાઢીએ ? આપણો કે નસીબનો ? હા ' એ હાથ લુછવાનો થાભલો ઠીક છે હાથે કર્યા હોય તે હૈયે વાગે ત્યારે વિધિનો આશરો લઈએ આપણે ચિત્રકાર બનાવવાનું કારખાનું કાઢ્યું છે સાચામા બરોબર ન બને તે કચરાઈ જાય ઠીક ! કચરાઈ જવાની હીંમત નથી, સ્વાર્થી છું, જીંદગી વહાલી છે હા ! હું

નરાધમ છું ગુલામ થવા તઆર છું મારે હવે શું ? બધી દુનીઆ ભાર વહે છે તેમ હું પણ વહીશ

"સામારા મુચકુંદ ! તારા પણ આજે આવી ગયું એટલા બધા ત્યા હું એક વધારે હવે જીવનમાં શું ગયું ?" મુચકુંદના વિચાર કૈંક આ પ્રમાણે થવા લાગ્યા એક વિચારમા, કે થાકના ઝોકા ખાતા રાત વીતી, અને સવાર થઈ સગરેદુ થતા પાણું રડયા આવી પહોચ્યા

દુખમા, નિરાશાના ભેડના ઢાકગને જો જરા વિજયના તોરમા પડયાજીએ પૂછવા માડયુ "કેમ સત્ય ! કેમ છે ?"

ફીક્કી આખ મુચકુંદે સામે જોયુ પણ કે જવાબ આપ્યો નહીં.

"કેમ હવે સમજ્યો ? જો હજુ મગજમા ઃ ધુમાડો હોય તો કાઢી નાખજે ચાલ હવે શું કરવું છે ?"

"શુ ?" મુચકુંદે કચવાતે જવાબ દીધો "હવે મારે કરવાનુ શું હોય ? તમે મારુ જીવન બાળ્યું—હવે મારે કે કરવુ નથી"

"ન કર ચાનશે ? ચાલ તઆર થા આઠ વાગે ગાડી આવે છે"

"શાની ?"

"આપણે ગામ જવાની આપી ન્યાતને કહીએ કે હવે ખાડ ખા પાણુ પડયાને ગભરાવવા આવ્યા હતા"

"હું ગામ નથી આવવાનો મને મારે અહીંઆ પડી રહેવા દો."

"અહીંઆ પડી રહેવુ શુ મારુ નાક કપાવવા ?" ડોળા કાઢી પાણું પડયાએ કહ્યુ "હજુ પાછુ તેનુ તે ? ચાલ"

મુચકુંદમા સામે થવાની હીંમત નહોતી તે ફીકે મોઢે જોઇ રહ્યો

" હું આવીને શું કરીશ ? મારા દુઃખમાં મને પડી રહેવા દો તમે ફાવ્યા ને હું ગાંડો પણ શા માટે હાઝેલાને ફાંસો છો ? "

" ઓત્તારી હાઝેલાની ! તું તો કે બોલવા શીખ્યો'ને ? ચાલ ઉઠ, એ તારી ટેંટે નહીં ચાલે "

" લો ફોડો ત્યારે " એકદમ ઉભા થઇ જતા મુચકુંદે કહ્યું " તમારું ધાર્યું કરો જે કહો તે કરવા તૈઆર છું '

" હાં ! હવે સમજ્યો " ઠંડે પેટે ડોસાએ કહ્યું " ચાલ તારે જોઇતી વસ્તુ બાંધી લે આગગાડીનો વખત થયો "

મુંગે મોઢે મુચકુંદ ઉઠ્યો

## પ્રકરણ ૨૪ મું

### ન્યાત મળી

ત્રીજે દિવસે રાતના અગીઆર વાગતાના સુમારે કષ્ટભંજનેશ્વર મહાદેવના મંદિરના ઓટલા પર ત્રણ જણ ગપ્પા મારતા હતા. એક જણ રસ્તા આગળ ઉભું હતુ. મહાદેવના મંદિરમાં પોઠીઆની પાછળ બે દીવેલના દીવા બળતા હતા. થોડીથોડી વારે ટુંકુ પોતીઉં અને ચકરી પાઘડી પહેરી, ખભે પીછોડી નાખી પાણી પડવાની ન્યાતના અગ્રેસરો મંદિરમાં ડોકીઆ કરી જતા અને તપાસ કરતા કે "સાયંકાળે" નોતરેલી ન્યાત મળી છે કે નહીં. કોઇને ઉતાવળ હોય, કે વખતની કીંમત હોય એવું લાગતું નહીં. બધા રાતના રાજાજ લાગતા.

થોડી વારે બે ત્રણ જણા આવ્યા, ઓટલા પર બેઠેલા ગૃહસ્થો-ને બહાર બેસી રહેવા માટે ઠપકો આપ્યો, અને બધા અંદર ગયા. પહેલાં બધાએ મહાદેવના દર્શન કર્યાં, પાર્વતીને ચીઢવવા ખોંકડો બોલાવ્યો, દેવ જગાડવા ઘંટ વગાડ્યો, પોઠીઆને રાજી કરવા તેનો પુચ્છસ્પર્શ કર્યો, અને પછી દીવાની આસપાસ બેસી તેમણે વાત કરવા માંડી.

"કેમ અલ્યા, પટેલીઆઓ ક્યાં? એમનો સંધ્યાકાળ નથી થયો?"

"થશે થશે નાથુભાઈ!" બીજાએ ટોળમાં કહ્યું. "તું કેમ અધીરો થાય છે? પણ પેલો જંગલો જોયો કે?"

"કોણ?" નાથુભાઈએ પુછ્યું.

"પાણી પડવાનો દીકરો. મોટો જંગલો ન હોય તેમ આજ તો જોડા પહેર્યા હતા. ને તોર શો? મેં નમસ્કાર કર્યા ત્યારે ડોકું ધુણાવ્યું."

"ધનશંકર! તું તો એવોજ રહ્યો" ત્રીજાએ વચમાં પડતું નાખ્યું "બધાના દુર્ગુણજ જોવાની તને ટેવ પડી છે. તું શું જાણે ? ગયે વર્ષે તો મને પુરુષસૂક્તનો અર્થ સમજાવ્યો હતો."

"શાંતં પાપમ્' નાથુશાસ્ત્રીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. "વેદનો અર્થ ! તે હોયજ કેમ ? અને હોય તો આપણાથી થાય ? રૌરવ નરકના અધિકારી થઇએ, ભવાનીકાકા!"

"બેસ બેસ હવે. પેલા યવનો અર્થ કરે તે કંઈ નહીં ને આપણે કરીએ તે ગુનેહગારી!" ભવાનીકાકાએ કહ્યું.

"આ આમ ને આમ સત્યાનાશ ગયું ને અને હવે આ રામશંકરના છોકરાને પાવન કરવો છે ? શી અધમતા ! હવે તો પેલા આર્યસમાજમાંજ બધા મળી જાઓની કે બ્રાહ્મણ બનેલા ભંગીઆ જોડે જમાય."

"એ ભંગીઆને બ્રાહ્મણ કોણ કરે છે ?" કહી મોટેથી પ્રશ્ન પુછતા ગૌરીશંકર ગોટલી દાખલ થયા. તે ગૃહસ્થનું વર્ણન આગળ આપવામાં આવ્યું છે એટલે હવે નહીં આપીએ, છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે પહેલેથી એમને કોઇ ઓળખતું નહીં હોત તો પાસેના મંદિરમાંથી કાળા પથ્થરના ગણપતિ સુંઢ દૂર રાખી પિતાના દર્શન માટે ચાલ્યા આવ્યા હોય એવો ભાસ થાત. પણ આ બધા બાળપણથી તેમને ઓળખતા હતા એટલે આ માનદાયક ભ્રમ થવા પામ્યો નહીં. એમનો અવાજ પણ મોટો અને તીણો હતો. એટલે સાધારણ વાત પણ પા માઇલ સુધી તો સાંભળતા કોઇને હરકત પડતી નહીં. આમના બહેરા બધા વગર તસ્દીએ એમનું ડહાપણ સાંભળી શકતા અને તેથી ન્યાતના સમેલનોમાં તે આગેવાની સહેલાઇથી કરી શકતા.

"એ તો આ નાથુશાસ્ત્રી." ભવાનીકાકાએ જવાબ દીધો. "એને રામુના છોકરાને પાવન નથી કરવો."

"કેમ શાસ્ત્રી? તને પણ પેલા પાણું પડ્યાએ ભરમાવ્યો છે કે?" કહી તેણે જમણે ખભે નાખેલો અચળો જોરથી લઇ જઇ ડાબે ખભે નાખ્યો

"પાણું પડ્યા કે ખોટા છે?" શાસ્ત્રીએ જવાબ આપ્યો

"ખરા છે કે ખોટા છે તે આજેજ જણાશે તો? પણ હજુ કેમ કોઇ આવ્યુ નથી? મધરાત તો થવા આવી? આ ન્યાતનુ આજ ખોટુ છે તો–કોઇ વેળાસર આવતુજ નથી"

"લો આ પુરાણીબુવા આવ્યા" એટલે મુચકુન્દના અમન લાકડી લઇ આવી લાગ્યા

"કેમ પુરાણીબુવા?"

'કેમ ભાઇ શુ છે?'

"આજે તમે પાણું પડ્યા સાથે અટપટ મા હતા કે?" ગોટલીએ ડોળા કાઢી પુરાણીબુવાને ઉઘડા લેવા માડ્યા

"અટપટ શી ને વાત શી? મને કે ખબર નથી

"પુરાણીબુવા! માડે વર્ષે જુઠ્ઠુ બોલતા શીખ્યા કે? તમે પણ હનારના"

"તદ્દન અસત્ય લો આ રામશકર આવ્યા કેમ તમારો છોકરો ક્યા છે?" પુરાણી મહારાજે પ્રશ્ન કર્યો

"એનુ તો માથુ દુખે છે ભાઇ! આજે શુ કરવા ધારો છો? મને ગરીબ બ્રાહ્મણને શા માટે કનડો છો? હુ તો ન્યાતની ગાય છુ જે કહો તે કરવા તૈયાર છુ પાડપાડા લડે ને ઝાડનો ખોડો નીકળે" ગરીબડા મની રામશકરે પોતાની અરજ ગુજારી

"પણ આજે આ પટેલીઆઓને શુ થયુ છે?" ભવાનીકાકાએ ધીમે રહી પુછ્યુ

"અરે પટેલીઆ કેવા ને વાત કેવી?" ગોટલીએ માનભગમા મીજાજ ખોઇ પુછ્યુ

" ભાઇ હવે તુ પણ પટેલીઓ, પણ હોય તે કૈં ના કહેવાય ? "

એટલામા બીજા પાચ સાત ગૃહસ્થો આવ્યા અને તેમની પાછળ નાના પાચ સાત છોકરાઓ પણ આવ્યા ઓમાથી એક છોકરાએ સીસોટી વગાડી એટલે નવા આવનારમાનાએ તેને ટપલી મારી રડાવ્યો

" કેમરે ચીબાવલા ! " ટપલી મારનારે ધાટો કાઢી ઠપકો દીધો " આ તે કૈં નાટકશાળા છે ? આજકાલની વેજાથી તો તોબા '

" અરે પરશુકાકા ! જરા તરવાર બાધો તરવાર " નાથુશાસ્ત્રીએ તેને વાર્યો

" કેમ તારુ શુ ગયુ તેમા ? "

" લો ભાઇઓ હવે શી વાર ? " ગૌરીશકર ગોટલીએ કહ્યુ " આમ ક્યા સુધી તપ્યા કરવુ છે ? વહાણુ તો હમણા વાશે જે કરવુ હોય તે કરો "

" પણ પાણુ પડયા ક્યા ? ' પરશુકાકાએ પુછ્યુ

" એને તે ચોખા મુકવા કોણ જાય ? કરો શરુ એના વગર " કહી ગોટલી ગોઠવાઇ ગયા અને ન્યાતનુ કામ આરભ કરવા તત્પર થયા

" ભાઇ ! ગમે તેવો પણ પહેલા એકડાનો " પુરાણીએ જવાબ આપ્યો

" હા ભાઇ, એને બોલાવવા મોકલો ' ભવાનીકાકાએ કહ્યુ

" ત્યારે બીજા બધા કામ ધધા વગરના તે અમસ્થા ધક્કા ખાય ? "

" ભાઇ ! એ તો જેમ થતુ હોય તેમજ થાય " એક જણે કહ્યુ " ઉઠ નાથુશાસ્ત્રી ! તુ જા પાણુ પડયાને ત્યા, ને કહીએ કે પધારો ન્યાત મળી છે ને તમારીજ વારેવાર છે "

નાથુશાસ્ત્રીનો અભિપ્રાય પડયાજીને મળતો હતા એટલે તે તરત ઉઠી તેમને લેવા ગયા, અને ક્યાસુધી બધાએ પગ પર પગ ચઢાવી, દીવાની સામે નજર ટેકવી, મુગામુગા ધુણ્યા કર્યુ બધા જાણે થનાર

વિગ્રહ માટે સામગ્રીનો સચય કરતા હોય તેમ લાગતા હતા થોડીથોડી વારે આ બધાને બેઠેલા જોઈ કાઈકાઈ આવતુ હતુ

એટલામા એક ભૂદેવ લથડતી ચાલે દાખલ થયા તેમના નેત્રોમા સોમરસનો નીશો સ્પષ્ટ દેખાતો હતો તેમના પગ તાડવનૃત્ય કરવા તલપાપડ થતા હોય તેમ અસ્થિર પડતા હતા તે આવ્યો કે બધાએ એકએકની સામે જોયુ

“ કેમ રવિશકર ? ”

“ હાલ્લી ( માટલી ) ગઈ ભાગી ” સામપાનની અસરથી રવિશકરના મનમા સ્ફુરેલા મત્રનુ ઉચ્ચારણ થયુ “ હા હા ” તેણે એક હેડકી ખાધી “ હુ અ તમે બધા શુ કરો છો ? હાલ્લી ગઈ ભાગી આજે રાસુના દીકરાનુ શુ છે ? ”

‘ કેમ મહારાજ ’ જીભ હુ ચલાવો છો કે ? ’ ગોટલીએ પુછ્યુ

“ હાલ્લી ગઈ ભાગી શાતિથી રવિશકર મત્ર બોલ્યા એટલામા બહારથી આવતા લોકોનો અવાજ સભળાયો અને પાણુ પડયા, મુચકુદ અને બીજા દશેક ભૂદેવો પધાર્યા

‘ પધારો ’ ! ‘ આવો ’ ‘ બેસો ’, ‘ બીરાજો ’ વગેરે શબ્દો સભળાયા. બધા શાતિથી બેઠા પાણુ પડયાએ પ્રમુખસ્થાન વગરકહ્યે લીધુ, સેનાપતિની માફક પોતાની સેના પર પોતાની સચોટ નજર નાખી અને કહ્યુ “ કોઈ રહ્યુ છે કે ? ”

‘ ના પડયાજી ’ બધા આવ્યા છે ” ભવાનીકાકાએ જવાબ દીધો

પાણુ પડયાએ સભા તરફ નજર ફેરવી દીવાની આજુબાજુ આશરે પચાસેક માણસો અને ત્રીશ ચાલીશ છોકરાઓ બેસી ગયા હતા થોડીથોડી વારે છોકરાઓમા કે વાતચીત થતી અને હસાહસની શરુઆત પણ લાગતી, છતા પાણુ પડયાની દૃષ્ટિ પડતા તોફાની છાવણીમા શ તિ પ્રસરતી

"રહી ગ-ગ-યો એક જણ" રવિશંકરે અડધું ગયા અને અડધું પ એવું વાક્ય ઉચ્ચાર્યું.

"કોણ?" પંડ્યાજીએ રવિશંકરનું ડાળ જોઈ જરા સખ્તાઈથી પૂછ્યું.

"હાલ્લી ગઈ ભાગી" જવાબ મળ્યો. સર્વ ગૃહસ્થો જરા હસ્યા, પાછળથી છોકરાઓએ ખડખડાટ હસી નાખી પાડી.

"કેમરે છોકરાઓ! જ્ઞાતિની મધ્યે અસભ્યતા! મર્યાદા છેક ગઈ કે શું?"

"હવે આપણે શું કરવું એનો વિચાર કરવો જોઈએ." ગોટલીએ કહ્યું.

"હા, મહારાજ!" નામશંકરે હાથ જોડી કહ્યું. "મારો ન્યાય લાવો. હવે મારા છોકરાનો ક તો લાવો."

"છોકરો ક્યાં? ગંગાશંકર ક્યાં?" એમ બે ચાર જણ સાથે લાગા પ્રશ્ન ઉઠાવ્યા. નામશંકર રીસમાં પડી ગયો અને ચાર તરફ જોવા લાગ્યો. "મહારાજ! તે મારો છે."

"આજ સવારે તો શાક લેવા જતો હતો?" પંડ્યાએ પૂછ્યું. "તેની ગેરહાજરીમાં શું થાય?"

"પણ ન્યાય કરવો તો શો? એ પરદેશ જઈ આવ્યો છે અને વિધિપૂર્વક શાસ્ત્રવિહિત પ્રાયશ્ચિત્ત કર્યું છે." બધા બોલતા હતા તેમાં પોતાનો મોટો વાટો કહી ગોટલીએ બોલવા માંડ્યું. "હજી શો વાંધો છે? અને ધ્યાનમાં ખુલ્લા ઢોંગ સર્વ નજરમાં આવે તેમ કર-ખાય પીએ-ગાડાં ગણે તેનું કંઈ નહિ, ને આ ગરીબ બિચારો વિદ્યાભ્યાસ માટે પરદેશ ગયો તેનો ન્યાય?"

"હાલ્લી ગઈ ભાગી" ધીમેથી રવિશંકરે મણકો મૂક્યો.

"શા માટે ન્યાય નહિ? પરદેશગમનનું પ્રાયશ્ચિત્ત નથી" નાથુ-શાસ્ત્રી બોલ્યા. પણ બધા સાથે બોલતા હતા તેમાં કોણ શું બોલે છે તે સમજાયું નહિ.

"ત્યારે બીજા બધાનો ન્યાય કરો," એક જણ પાછળથી બોલ્યું.

"કોનો ન્યાય કરાવો છો?" પ્રચંડ સિંહગર્જના કરી પાણ્યુ પંડ્યા બોલ્યા. બીજા અવાજો શાંત થઈ ગયા. "કોઈનું નામ નહીં ને નીવાત નહીં ને નકામા આક્ષેપો કરો છો. નામ દો, સાક્ષીઓ લાવો, હમણાં બધાનો ન્યાય કરીએ. ગગો આવ્યો નથી એટલે એની વાત કેમ થાય? એમાં રહેવાનું પ્રયોજન શું? નકામા ઉજાગરા કરાવો છો. જ્યાંસુધી અપરાધી હાજર થાય નહીં ત્યાંસુધી કંઈ થાય નહીં. બોલો શ્રી હર–હર–મહાદેવ!" કહી પાણ્યુ પંડ્યા એકદમ ઉભા થઈ ગયા. અડધાએ તો 'હર–હર'ની બુમ ઝીલી લીધી. કેટલાક બોલી ઉઠ્યા: "એમાં એમાં." કેટલાક તાળી પાડવા મંડી ગયા. રવિશંકરે મોટે સાદે ગર્જના કરી: 'હાલી ગઈ' ભાગી. ગોટલીએ મોટો ઘાંટો નાખી બોલવા મંડ્યું.

"આનું નામ ન્યાત! ગગો નથી આવ્યો?" બધા થઈ ગયા ઉભા. "મુચકુંદ પંડ્યાએ મુગનમાં નાખી છે તેનો ન્યાય કરો પહેલાં ને અને પછી ગગો. એમાં જાઓ અમો."

"હા, મુચકુંદ પંડ્યાનો ન્યાય કરો."

બધા ઉભા થઈ ગયા, એકબીજાની પાસે આવી ગયા, બધા બરાડા મારવા લાગ્યા, કોઈ કોઈને સાંભળતું નહીં. પાછળ ઉભેલાઓએ ધક્કા-મુક્કી કરવા માંડી, ટોળામાંના બે ચાર છોકરાઓએ પાછળથી વધારો કર્યો. તેનો ધક્કો આગળ સુધી આવ્યો. નીરાંતે ઉભેલા નાથુશાસ્ત્રી ધક્કાને શરણ થઈ ગુસ્સામાં ગોળપીળા થઈ ગયેલા ગણપતિસ્વરૂપ ગોટલીના કાન પર પડ્યા, શાસ્ત્રીની પાઘડી જમીન પર પડી, ગોટલીએ ગુસ્સામાં એક મુક્કો લગાવ્યો, શાસ્ત્રીએ સામે વાગ્દાન કરવા માંડ્યું.

"મુચકુંદ પંડ્યાની વાત વાલા, એક મુસલમાનીને બે છોકરા." કોઈ પાછળથી બોલ્યું.

"કોની માએ શેર સુંઠ ખાધી છે કે મુચકુંદ પંડ્યાની વાત કરે?" એક કોઈ બીજાએ કહ્યું.

આ તરફ શાસ્ત્રીએ ગોટલીની પરદાદીના સ્મરણો કરાવ્યા. ગોટલીએ શાસ્ત્રીના બાપની જુવાનીની કારકીર્દી તાજી

કરી "મારી નાખીશ, જીવ લઇશ, ખુન કરીશ" ના અવાજો થવા લાગ્યા પાણુ પડયા ઉભાઉભા ખેલ જોઇ રહ્યા બે ચાર જણુ શાસ્ત્રીને અને ગોટલીને છોડાવા પડયા કોણુ જાણે કોણે બધાના માથા પર એક લાકડીનો ફટકો લગાવ્યો, કોણુ જાણે કોણે દીવાને ફુક મારી મંદિરમા અંધકાર થઇ ગયો, બધા એકએક પર તુટી પડયા, બધાઓ જે હાથમા આવ્યો તેને ટીપવા લાગ્યા ક્યા સુધી હોહાકાર ચાલ્યો થોડી વારે લોકો વીખરાવા લાગ્યા મંદિરમા શાંતિ થવા લાગી–થઇ ગઇ

થોડી વારે પોઠીઆ પાસેથી અવાજ આવ્યો

"હાલ્લી ગઇ ભાગી !" રવિશંકર ઉઠ્યો તેને લાગ્યુ કે હજુ તોફાન ચાલુજ છે તો તેમા વધારો કર તેને મંદિરમા પડેલુ ઢોલ વગાડી તુમુલ યુદ્ધમા નાદનો વધારો કરવાનો શોખ થયો તેણે લથડતા લથડતા જઇ ઢોલના ડાંડીઆ ખોળી કાઢ્યા અને ઢોલ પાસે તે ગયો ઢોલ જુનુ અને ફાટેલુ હતુ, જેવુ તેવુ વાગતુ, પણુ તેના પર મારતા ડ અવાજ થયો નહીં રવિશંકરે વધારે જોરથી ફટકા લગાવ્યો, અંદરથી અવાજ આવ્યો "ઓ બાપરે !"

"કોણુ મુઓ છે ?" રવિશંકરે પુછ્યુ

"એ તો હુ !"

"હુ તે કોણુ ? કાલભૈરવ ?"

"ના હુ ગૌરીશંકર" દુખથી ધ્રુજતો અવાજ આવ્યો

"કોણુ ગોટલી ? અહીંઆ ક્યાથી ?"

"હુ કરુ ? બીજો કે રસ્તો નહીં સુઝ્યો તે ઢોલ ફાડી અંદર પેસી ગયો ભાઇ મને હાથ આપ ! મારા હાડકા તો સેકાઇ ગયા હતા, તેમા વળી તે પુરુ કર્યું"

"મને કે ખબર હતી કે તુ ઢોલમા ભરાઇ બેસવાનો હતો ? લે હાથ, ચાલ નીકળ હાલ્લી ગઇ ભાગી"

"ભાઇ ! મારી પણુ હાલ્લી ભાગીજ ગઇ" ગોટલીએ કહ્યુ

# પ્રકરણ ૧૫ મુ

## પાર્વતીબાઇ

મણિ મુચકુંદના વિયોગનુ દુ ખ ભુલી ચ દુલાલને શી મુક્તિથી દૂર રાખવા તેનો વિચાર કરવા બેઠી પહેલા જે માણસો મળ્યા હતા ને વધારે શરમાળ, પૈસાના તોર વિનાના અને નાના ગામોના મર્યાદાશીલ વાતાવરણમા ઉછરેલા હતા ચ દુલાલ શેઠમા એક પણ આમાનો દુર્ગુણ નહોતો એટલે મણિને તે વધારે ભયકર લાગ્યા

પહેલા ઉંડો વિચાર કરી તેણે એક રસ્તો શોધી કાઢયો ને બીજે દિવસે સવારે પોતાની મેળેજ શેઠને ત્યા ગઇ અને શેઠાણીને મળી. પાર્વતી શેઠાણી પોતાની બહેન વીશે સાભળવા આતુર થઇ રહી હતી મણિએ તેને મહાયોગી મહારાજની વાત કહી, મણિકર્ણિકાએ આપેલી બગડીઓ દેખાડી અને તેની જિજ્ઞાસા પુરી કરી શેઠાણીને પહેલા તો એકદમ પોતાના ધણીને કહી દે કરવાનો વિચાર થયો પણ કુટુ બની આબરુ જાય, વખત છે ને મણિની ભુલ હોય, વખતે મહાયોગી મણિકર્ણિકાને બતાડી દે એવા શકયો પેદા કરી એ વાત પડતી રખાવી થોડો વખત તપાસ કર્યા પછીજ જે કરવુ હોય તે કરવુ એવા નિર્ણય પર તેઓ આવ્યા

પણ મણિનુ કામ સર્યું શેઠાણી તેના પર ખુશ થઇ ગયા શેઠાણી જુના વિચારના ચોખ્ખા, ચીકણા, મ દિરના ચુસ્ત ભકત, અને મોજશોખના શત્રુ હતા મણિએ તેને પોતાનો ભૂતકાલ કહ્યો નહીં પણ તેને આજી નાખવાનો પ્રયત્ન કર્યો ધામિકતાનો જરા ડોળ ઘાલી તેને જીવનમા રસ પડાવવા ને મહેનત કરવા લાગી

ચંદુલાલ શેઠ ચકિત થઇ ગયા, ગુંચવાઇ ગયા. મણિ જેટલી વાર નીશાળે ન હોય તેટલી વાર તેમનેજ ત્યાં રહેતી, પોતાની સ્ત્રી જોડે પ્રીતિ બાંધતી, પોતાની સાથે વાતચીતમાં જરા પણુ ખચાતી નહીં— અને છતાં તેને એકાંત મળવાનો લાગ સુદ્ધાં મળતો નહીં. શેઠે કરેલી શરતો પ્રમાણે તે ચાલતી પણ શેઠનું ધાર્યું કૈં વળતું નહીં.

ધીમેધીમે શેઠાણીનું રુવું પણ બદલાતું ગયું. મણિનો પ્રભાવ તેના પર પડવા લાગ્યો એટલે તેનો સ્વભાવ બદલાયો, તેની રીતભાતમાં કૈંક ફેર થયો, તે છેક મુંજી હતી તેને બદલે હસવા લાગી. આખા દહાડા ઘર ગોઠવી નોકરોના અવતાર ધુળ કરતી તેને બદલે કૈં વાતો કરવા લાગી, મહારાજના મંદિરમાં જવાને બદલે કેટલોક વખત ભુલેશ્વરની કપડાવાળાની દુકાનોમાં પેસતા જણાયા. તેનો સ્વભાવ જેમ ઓછો ચીકણો થયો તેમ તેનું શરીર સુધરવા માંડયું, અને તેની મહેનના છોકરા નટવરને લડાવવાનું તેણે શરુ કર્યું.

ચંદુલાલે આમાનું કૈં જોયું નહીં. તે માત્ર મણિનેજ ઝંખતો હતો અને તે ન મળવાથી તે ધુંધવાતો હતો.

## પ્રકરણ ૧૬ મું

### લગ્ન

મુચકુંદનો ગુસ્સો ભાગી ગયો હતો. તેને મન પ્રલયકાળ આવી ગયો હતો. તે કંઈ વાતમાં બોલતો નહીં, અને બાપ કહે તે કરતો. તેના મોઢા પર ગ્લાનિ હમેશા છવાઇ રહેતી.

પાણું પડયાએ પણ લાગ સાધી સત્તા ચલાવવા માંડી. હજામને હુકમ કરી મુચકુંદ પાસે ચોટલી રખાવાવી. કટલા દિવસ થયા તેણે છોડેલી સંધ્યા કરવા માંડવાનું તેને સૂચવ્યું અને તે નહીં માન્યું એટલે ત્રીજે દિવસે પોતાની સાથે પાટલો મંડાવી જોરજુલમે તેની પાસે સંધ્યા કરાવી. દરેક જુલમથી મુચકુંદ વધારે હીંમત હાર્યો. તેને જીવનમાં સાર રહ્યો નહીં. જે આત્મબળનું તે અભિમાન ધરાવતો હતો તે હવે રહ્યું નહોતું, જે વ્યક્તિસ્વાતંત્ર્યનો તે શોખી હતો તે નષ્ટ થયું હતુ. જે મણિ તેને મન જીવનમાં રસદાયિની હતી તે જાતે રહી ચાલી ગઇ. હવે તેને કંઈ રહ્યું નહીં. નિરાધાર હમેશા નસીબને આધીન થાય, કાયરનું પણ તે છેલ્લું વિશ્રામસ્થાન. મુચકુંદ નિરાધાર અને કાયર બને થઇ રહ્યો.

પાણું પડયાએ પણ વખતનો લાભ લીધો, અને ધમધોકાર લગ્નની શરુઆત કરી. મુચકુંદને પુછવાની તેને કંઈ જરુર જણાઇ નહીં.

મુચકુંદને તે જાણે બધું સ્વપ્નુજ હોય એમ ભાસ્યું. ઢોલ અને રણસીંગા ફુંકાયા, મુહૂર્ત લેવાયું, ગણપતિ બેઠા. ગૈરાઓએ સવાર-સાંજ ગીતો ગાવા માંડયા, મુચકુંદને પીઠી ચઢી, બારણા આગળ સાજન ભેગું થયું, હાથમાં નારીએલ લઇ કસબી જામો પહેરી તે ઘોડે ચઢયો, લગ્નમંડપમાં લોકોની ઠઠ મળી હતી ત્યાં તે બેઠો, ગોરે બધાને સાવધાન બનાવ્યા અને થાળી ઠોકી. મુચકુંદની આંખ આગળ

શાલ ધરી, થાળીનો અવાજ થતાં કોઈનો હાથ તેના હાથમાં આવ્યો, બધાએ કહ્યું 'મુચકુંદ પરણી ગયો'—આ બધી સ્વપ્નપરંપરા જાણે કોઈ બીજાનાજ અનુભવ હોય તેમ તે જોઈ રહ્યો તેને અંગ્રેજી લેખકોએ અને સુધારક ભાષણકર્તાઓએ આપેલાં રૂઢિવિરુદ્ધ ભાષણો યાદ આવ્યાં અને પાટલા પરથી પરણી ઉઠતાં જાણે તે બધાને સંબોધતો હોય તેમ બોલી ઉઠ્યો "તમે બક્યા જાઓ, અમે તો અમારું ચાલે છે તેમજ ચલાવશું—અને આખરે—ભલે દેશ ડુબે તો—" તે હસ્યો—કઠોર, કટાક્ષમય હાસ્ય તેના મો પર છવાયું

"હું નહોતો કહેતો ?" પાછું પડ્યાએ તે હાસ્ય પોતાના વેવાઈ પુરાણીભુવાને દેખાડી કહ્યું "તમારા ઘરની કન્યા લેતાં કોણ નહીં રાચે ? એ તો જરા પહેલાં બધાને ન ગમે હવે જુઓ "

પુરાણીભુવાએ સંતોષથી અને અભિમાનથી જમાઈ સામે જોયું, પછી પંડ્યાજી સામે જોયું અને બોલ્યા. "ભાઈ ! મોરના ઇંડાં તે કંઈ ચીતરવા પડે "

## પ્રકરણ ૧૭ મુ

### ચંદુલાલ શેઠની અધીરાઇ

"જો મણિ ! તુ હવે મને વધારે સતાવ નહીં" શેઠાણી મંદિરે ગયા હતા અને ઝુલમા મણિ ઘેર રહી હોવાથી શેઠે તેને કહ્યુ

"મે શુ સતાવ્યા ?" નટવરને આગળીએ રાખી મણિ આવી ને બોલી

"આપણી શરતો તુ પાળતી નથી હુ તારો ખેલ સમજી ગયો છુ"

"શો ?"

"તારે આમ ને આમ મને ઉડાવવો છે તુ તો શેઠાણીની મોટી બહેન થઇ પડી છે કેમ ?" શેઠે કહ્યુ

"હજુ તમે મને જીતી નથી જીતો ત્યારે આવજો" મણિએ કહ્યુ

"તુ તો કોઇ દિવસ નહીં કબુલ કરે ?"

"એટલે તમે હારી ખાધુ તમારા કરતા મુચકુંદભાઇ સારો" મણિ હસી પણ તેના હસવામા ચિંતાના ભણકારા હતા "તે બિચારો જેલમા જવાને તૈઆર હતો"

"અને હવે પરણી ગયો ? હજુ તને બહુ સાભરે છે ?"

"કેમ નહીં સાભરે ? મારે મન તે મારા માના જણ્યા ભાઇ કરતા વહાલો હતો"

ચંદુલાલ શેઠ જવાબ આપવા જતા હતા પણ એકદમ ચમકી બારણા સામે જોઇ રહ્યા મણિ ફરી બારણામા મુચકુંદ—પહેલાના મુચકુંદનુ જાણે પ્રેત હોય તેવો—ઉભો હતો શેઠ અને મણિ બને ગભરાઇ ગયા મુચકુંદનુ શરીર મહીનામા નિસ્તેજ અને બલહીન થઇ ગયુ હતુ તેની ફીક્કી આખોએ માત્ર એકજ તેજોમય નજર મણિ પર નાખી

મણિએ તે નજરનો ડપકો જોયો—તેના હૃદયમાં આઘાત થયો તેને ગળે ડુમો ભરાઇ આવ્યો હોય એવું લાગ્યું તે નટવરને લઇ અંદર ચાલી ગઇ.

મુચકુંદે મણિને જોઇ—મણિ શેઠને ત્યાં રહે છે એમ લાગ્યું તે નિરાશાના સાગરનો થાકેલો તરનાર, તરવાનું છોડી આ દુઃખના મહાતરંગ આગળ માથું નીચું કરી તળીએ બેઠો

શેઠ સ્વસ્થ થયા અને પુછ્યું "કોણ મુચકુંદ ! ક્યારે આવ્યા ?"

"અત્યારે સાહેબ !" ખિન્ન અવાજે મુચકુંદે કહ્યું

કેમ ? બરાબર લગ્ન મહાલ્યાને ?"

બરાબર " જરા કઠોરતાથી હસી તેણે કહ્યું

ઠીક જાઓ ! બોરીએ આવજો "

"જી" કહી મુચકુંદ સલામ કરી વીદાય થયો

બપોરે ચાર વાગે શેઠ પાછા ઘેર આવ્યા તેમને રંગુનના આડતીઆએ એકદમ તાર કરી બોલાવ્યા હતા, અને તેમની હાજરી ત્યાં એટલી જરુરની હતી કે તેમને ત્યાં ગયા વગર ચાલે એમ નહોતું શેઠ સાથે મુચકુંદને પણ લઇ જતા હતા

મણિને શેઠ દૂર ગયા, અને મુચકુંદને મુબાઇથી દૂર જવા મળ્યું તેથી બંનેને માગ્યા મેહ વષ્યા શેઠ બીચારા મણિને છોડી જવું પડયું તેથી કચવાયા પણ શું કરે ?

# વિભાગ ત્રીજો

## પ્રકરણ ૧ લું



### મણિની મુસાફરી

ચંદુલાલ શેઠ ગયા પછી મણિએ રજાની અરજી આપી હતી હવે તે નીરાતે રહી શકે એટલી આવક અને સ્વાતંત્ર્ય એ બે વાના મેળવવા ભાગ્યશાળી થઇ હતી તેને લાગ્યું કે જે રખડપટ્ટી પર અત્યારસુધી તે ચઢી હતી તે પુરી થવા આવી હતી, અને તેથી તેનો જીવ તેની સુરેખામાં વધારે ને વધારે ભરાવા લાગ્યો તે ઉપરાંત પાર્વતી પણ તેને મહાયોગી મહારાજ પાસે જવાની ઉઘરાણી કર્યા કરતી હતી

પણ મણિ એકદમ મુંબાઇ છોડી ગઇ નહીં. દશ વર્ષની પરણેલી જીંદગી પછી, છોકરા વિનાની, શુષ્ક હૃદયની થઇ રહેલી પાર્વતીના જીવનવિકાસમાં તેને રસ પડયો તેની સૂર્યકિરણશી હુંફમાં શેઠાણીનો સ્વભાવ ખીલવા લાગ્યો, અને અણધારેલી સુવાસ તેમાંથી નીકળવા લાગી મણિની ચતુરાઇ અને રૂપ જોઇ પાર્વતી પણ તેનામાં તલ્લીન થઇ રહી હતી આથી મણિ તેના મનને ખીલવી શકી અને તે ખીલતાં તેનું શરીર પણ ખીલ્યું

મણિએ એક યુક્તિ રચી હતી તે પાર પાડવા તેણે શેઠાણીને જાણ્યા-અજાણ્યા કંઈક પાઠ શીખવ્યા બે મહીનામાં પાર્વતીને એકદમ કોઈ ઓળખી પણ શકે નહીં એવો ફેર તેનામાં પડ્યો

બે મહીના પછી શેઠનો તાર આવ્યો કે પોતે પાછા આવે છે મણિએ તે સાંભળી એકદમ જવાનો વિચાર કર્યો જેમજેમ શેઠાણીનું મન સંપાદના શોખમાં પડ્યું તેમતેમ તેનો ધણી જે પત્નીતનનો ભંગ કરતો હતો તે તેને સાલવા લાગ્યું અને તેને પાછો મેળવવાની હોંસ તેના હૈયામાં ઉદ્દભવી આવી મણિ જેવી સ્વરૂપવાન બુદ્ધિશાળી સ્ત્રી દૂર જાય તે તેને પણ રુચ્યું

મણિ મુંબઈથી નીકળી ત્યારે તેનું મન ન સમજાય તેવી રીતે પ્રફુલ્લ હતું તેની છોકરીની સુંદર મુખરેખા તેની આંખ આગળ ખડી થઈ, અને જાણેઅજાણે તે હસવા લાગી તેના હૈયામાં—તેના ઘડાઈ ઘડાઈને કઠોર થઈ રહેલા હૈયામાં—રસ ઝરવા લાગ્યો કઠણમાં કઠણ પર્વત-માળામાંથી પાણીનો ધોધ મોટો નીકળે મણિની સ્નેહોર્મિઓએ તેની આંખમાં પાણી આણ્યાં તેને પહેલાં તે મીઠાપુર ગઈ હતી તે પ્રસંગ યાદ આવ્યો, પોતાના દુઃખી દિવસો યાદ આવ્યા, જે અનુભવની ભયંકર પરંપરા તેના પર વીતી હતી તેનું સ્મરણ થયું તે આંસુ ખાળી ન શકી ગાડીની બહાર ડોકીયું કાઢી તેણે આંસુઓને સરવા દીધાં આખરે જે સ્ટેશને પહેલાં તેને જોગપટેલ મળ્યા હતા ત્યાં તે આવી ઉતરી અને મીઠે કુવે ગઈ તેનું અંતર કંઈક આશાએ, કંઈક ભયે ઉછળી રહ્યું સુરેખા કેવી હશે? તે સુખી હશે? તેનું રૂપ કેવું હશે? વખત છે ને તેને કંઈ થયું તો નહીં હોય? શિવાપટેલની વહુએ તેને દુઃખ તો દીધું નહીં હોય?

તે મીઠે કુવે ગઈ, અને નિરાશ થઈ પટેલે કહ્યું કે મોઘારામ મુંબાઈનું નામ કહી છોકરીને કેટલાક મહીના થયા ઉપાડી ગયા હતા મણિનું હૈયું

દુ ખમા દાઝેલુ હતું, અત્યારે તેના પર ફરીથી કામ પડયો શિવાપટેને તેને રોકાવાને ઘણી વીનવી પણ તેજ સાજે તે જે શહેરમા તેને કૈં કૈં અનુભવો મળ્યા હતા ત્યા ગઇ ત્યા બીજો પ્રશ્ન ઉઠયો કોને ત્યા જવુ? મોવારામ કેમ મળે?

આખરે તે હીંમત કરી મારુતિને ત્યા ગઇ મારુતિ પહેલાના જેવાજ ખુશમીજાજી હતા તેમણે મણિને આનંદથી રાખી, તેમની સ્ત્રીએ તેને નછુટકે આવકાર આપ્યો પણ મોવારામનો ઇતિહાસ સાભળી તેનુ હ્યુ હાથ રહ્યુ નહીં માત્ર મારુતિએ સતોષની વાત એકજ કહી કે હાઇકોર્ટમા મોવારામની શિક્ષા માટે અપીલ કરવામા આવી છે અને તેમા મોવારામ છુટે એમ છે મારુતિએ વધુમા એ પણ કહ્યુ કે મારા એટર્ની રોકવા ઘણા પૈસા જોઇતા હોવાથી મોવારામનુ ઘર વેચવાની તજવીજ ચાલે છે

મારુતિએ તે ઉપરાત શા કારણથી મોવારામ પર કેસ માંડવામા આવ્યો તે કહ્યુ મણિને તે ભલા માણસની નિર્દોષ અને દુખી સ્થિતિ પર દયા આવી એક વખત પોતે નિરાધાર હતી આજે પોતાનેજ લીધે મોવારામ બીચારો નિરાધાર થઇ પડયો હતો

તેની છોકરીનો પત્તો મેળવવા મોવારામને અમદાવાદ જેલમા મળવુ જરુરનુ હતુ, પણ તે વિચાર દૂર રાખી તેને માટે સારી રીતે કેમ લડત થાય તેની યોજના ઘડવા મણિ રોકાઇ ગરીબ બાપડા નિધનનુ એક પુરુ ઝુપડુ જાય તે તે સહી શકી નહીં મણિને ચદુલાલ શેઠ યાદ આવ્યા જે ૫૦૦ રૂપીઆની તાણમા મોવારામનુ ઘર જતુ હતુ તેટલા રૂપીઆની દર મહીને તે બીડીઓ પીતા હશે. પણ તેની પાસે પૈસા કેમ મગાય? મણિને મણિકર્ણિકાએ આપેલી બગડી યાદ આવી તેને ગળાવી મણિએ તેની માળા કરાવી હતી, તે તેણે મારુતિને આપી

મારુતિનો ઘણો આગ્રહ જોઇ તે તેને ત્યાં થોડા દિવસ રહી, અને બીજા જુના ઓળખીતાની તપાસ કરવા લાગી.

ડા. ધનેશચંદ્ર આખરે જક્કી થઇ બેઠેલા દર્દીઓના કાવત્રાથી થાક્યા હતા, અને તેમણે દક્ષિણ આફ્રિકામાં એક નોકરી હતી તે સ્વીકારી સ્વદેશને પ્રણામ કર્યા હતા.

રાવસાહેબ ગંભીરલાલ રાવબહાદુરનો ઇલ્કાબ મેળવી ખાસ નીમણુક-થી મુંબાઇના સેક્રેટરીએટમાં આવ્યા હતા. મહાયોગી મહારાજ આખરે એક ગામથી થાકી પરદેશમાં વધારે ભોળા, વધારે શ્રદ્ધાળુ, અને વધારે પૈસાદાર ભક્તોની શોધમાં નીકળ્યા હતા.

મણિ ચારે તરફથી નાસીપાસ થઇ તે જેવી આવી હતી તેવી ખાલી હાથે પાછી મુંબાઇ આવવા નીકળી. હાથમાં પૈસા આવ્યા હતા એટલે મોઘારામ માટે બેરીસ્ટર રોકવા મુંબાઇ આવી.

## પ્રકરણ ૨ જું

### ચંદુલાલ શેઠે કરેલી શોધ

ચંદુલાલ શેઠ રંગુનથી આવ્યા, બોરીબંદરને સ્ટેશને ઉતર્યાં, અને સાથે એક મિત્રને લેતા આવ્યા હતા તેને ઘેર વીદાય કરી પોતે કોટમાં જરા કામ હતું ત્યાં જઇ આવવાનો ઇરાદો દર્શાવ્યો સાથે મુચકુંદ પણ આવ્યો હતો ઘેરથી શેઠને લેવા મોટર આવી હતી

"મુચકુંદ, મી ચોધરીને આપણે ઘેર લઇ જા. હું જરા ઓફીસમાં જઇ આવું આપણા તારનો જવાબ આવ્યો નહીં તે ફીકર થાય છે"

"જી !"

મી ચોધરીને વીદાય કરી શેઠ ઓફીસમાં ગયા મુબાઇમાં પગ મુકતા શેઠને મણિનું આકર્ષણ લાગવા માંડયું મુસાફરીને લીધે તેની મૂર્તિ માત્ર નવરા પડતા ત્યારેજ નજર આગળ આવતી, પણ હવે તો તેને પાછી નીરખવા મન તલસવા માંડયું એમનું ચાલત તો બારોબાર ઘેર જાત, પણ કામ જરા અગત્યનું હતું એટલે શું કરે ? શેઠને પાર્વતી માટે તો વિચાર આવ્યોજ નહીં તેમને મન ગૃહસ્થાશ્રમ એક નખુટકાની પીડા હતી ગૃહિણી એક માબાપે વળગાડેલી નોકર હતી પાર્વતી જ્યારે ઘેર રહેવા આવી ત્યારે શેઠ બહાર રખડતા થઇ ગયા હતા શેઠાણીએ પણ તેજ રસ્તો લીધો પણ સદ્દર્શનની હતી, તે મંદિરે મંદિરે રખડવા માંડયું આવા સુકા સંસારમાં તેનું મન જેમ નિરંગ થતું ગયું તેમતેમ તે શેઠને મન અકારી થઇ ગઇ પછી શેઠે એ વિચાર કાઢી નાખ્યા પહેલાં અકારી હતી, હવે તેને વીસરીજ ગયા

જે વસ્તુ ન મળે તેનો મોહ વધારે વધે. જેમ મણિ શેઠને દૂર રાખતી તેમ તે તેની પાછળ વધારે ગાંડા થતા.

શેઠ કોર્ટમાંથી પરવાર્યા અને કાયદા પ્રમાણે જેટલી ઝડપથી મોટર હાંકી શકાય તેટલી ઝડપથી ઘેર ગયા. તેમને ખાત્રી હતી કે બારણા આગળ મણિ ઉભી હશે. કલ્પનામાં તણે શું અને કેવી રીતે પહેર્યું હશે તેનો પણ વિચાર આવી ગયો હતો. શેઠ ઉપર ચઢયા, પોતાના ઘરમાં દાખલ થયા. દીવાનખાનામાં ગયા ને જરા નિરાશ થયા. ત્યાં પણ મણિ નહોતી. પણ ત્યાં જઇ તે વિસ્મય પામ્યા. તેમની શરમાળ, અણસુધરેલી, સુંવાળી સ્ત્રી તેમના મિત્ર મી. ચોધરી સાથે વાત કરતી હતી. કેટલાં વર્ષ થયાં પાર્વતીએ દીવાનખાનું તજ્યું હતું, કહીએ તો ચાલે. અને ચંદુલાલ શું કરે છે, કે કોને મળે છે તેની પરવા પણ કરી નહોતી. શેઠને અજાયબી થઇ. તે અજાયબી પુરી ન થઇ તે પહેલાં બીજી થઇ. શેઠાણીના ફીક્કા મોઢા પર લાલી આવી હતી, તેના અમલી પહેરવેશને બદલે નવો જમાનો દાખલ થયો હતો. આજ તેની શેઠાણી?

શેઠ ગયા એટલે પાર્વતી ઉઠીને અંદર જવા ગઇ–"ના બેસની" સભ્યતા ખાતર શેઠે કહ્યું.

"હું જમવાની વખતની તૈયારી કરાવું." કહી શેઠાણી ગયાં. અજાયબી જેવી ઓછી થઇ કે તેમને મોઢે શરમના શેરડા પડયા. મી. ચોધરી તેમની ગેંગી જોડે વાતચીત કરી તેને વીશે શો મત બાંધશે? આ મુરખ, મંદિરે જનારી, ચીઢીઅણ સ્ત્રીની અમસ્કારી વાતોથી પોતાને વીશે તેમના મનમાં શો અભિપ્રાય આવશે? તે વણાજ શરમાયા. અને ચોધરીને અહીંઆ મોકલ્યો તેને માટે પસ્તાવો થયો. તેમના ઘરની શી આબરુ રહી હશે? તેમણે શરમાતા શરમાતા મી. ચોધરીની સામે જોયું.

"મી. ચંદુલાલ! મને ખબર નહોતી કે તમારાં સ્ત્રી આટલાં હશીઆર છે."

શેઠે ચોધરીના મોઢા સામે જોયું તેને લાગ્યું કે બંગાળી તેની મશ્કરી કરતો હતો, પણ ચોધરીના મોઢા પર મશ્કરીનાં કંઈ ચિન્હ નહોતાં

"કેમ ?"

"હીંદીના પ્રચાર નીમે તમારી સ્ત્રીનો મત ઘણો વિચારવા લાયક છે"

ચોધરી બકતો હતો કે બોલતો હતો તેની સમજ શેઠને પડી નહીં પાર્વતી અને હીંદીનો પ્રચાર ! કયાં તો ચોધરી ગાંડો થયો હતો કે કયાં તો તેની મૈરી કોઈ બીજી આવી હતી તેમને તથા મી ચોધરીને ક્યાં ખબર હતી કે મુચકુંદની નાની ઓરડીમાં વેરાતાં જ્ઞાન અને દેશભક્તિના કુંતો મણિએ વીણી લીધા હતા, અને તણે થોડાઘણા પાર્વતીને આપ્યા હતા, અને ટુંક વખતમાં ગ્રામોફોનની છટાથી, સાભળેલી વાતો કહેતાં પાર્વતીને આવડી ગયું હતું

ચંદુલાલે વધારે પ્રશ્ન કરવાની હીંમત કરી જ નહીં એના મિત્રનો આજ અભિપ્રાય હોય તો તેજ રહેવા દેવા લાગ્યો હતો

જમવાની વખત થઇ, બધા જમવા બેઠા હમેશની માફક પછીથી જમવાની ટેવ ભુલી શેઠાણી સાથે બેઠાં શેઠ વધારે ચકિત થયા મી ચોધરી સ્ત્રીસન્માનના મોટા હીમાયતી હતા એટલે તેમણે શેઠ કરતાં શેઠાણી જોડે વાત કરવા વધારે પ્રયત્ન કર્યા શેઠાણી ચોધરીની વાતને પૂર્તિ આપતાં, જરા હસતાં, ને વખુટક ચંદુલાલને બોલવાની ફરજ પાડતાં ચાધરી માનભરી રીતે વાત કરતા શેઠમાં બોલવાના હોસકોસ જ નહોતા એટલે મણિની તરકારીઆ જીભના સપાટાની ટેવ પડી હોવાથી શેઠાણી વણી સહેલાઇથી વાત કરી શકયાં શેઠને કચવાટ થયો આ મૂર્ખ નારીની હોશીઆરી પર મણિના પ્રભાવની છાપ હતી, તેની બોલીમાં, તેના શબ્દોમાં મણિની બોલી અને શબ્દનો પડઘો પડતો હતો આ મૈરીમાં થએલો ફેરફાર અને તે ફેરફાર કરનાર એ બના વિચારમાં શેઠને કંઈ સુઝયું નહીં ખાધા પછી ચોધરીને થાક લાગ્યો

હતો. એટલે તેમણે સુઈ જવાનો ઇરાદો દર્શાવ્યો. તેમને માટે તૈયારીઓ થઈ અને મી. ચોધરી સુવા ચાલ્યા ગયા. શેઠને પાર્વતીની સોબત અકારી લાગી. તે દીવાનખાનામાં બેઠેલી ને બેઠેલીજ રહી. પહેલાની માફક તે પોતાના પાછલા ઓરડામાં કેમ જતી નથી? શેઠે એક તાર એક પોતાની ઓળખીતી નાયકણને કર્યો હતો એટલે ત્યાં જવાને તેમણે કપડાં પહેરવા માંડ્યાં.

"હવે જા! સુઈ જા." શેઠે કહ્યું.

શેઠાણીએ તેમની સામે જોયું. તેની આંખોમાં કૈં જુદોજ ભાવ હતો. વીજળીના દીવાના ઝગઝગાટમાં શેઠાણીના મુખનું તેજ પહેલી વખત ચંદુલાલને આકર્ષક લાગ્યું. તેમણે પાટલુન પહેરી. થોડીવાર પાર્વતી જોતી રહી. પછી શરમાતાં શરમાતાં પુછ્યું. "તમે?—"

શેઠે ભ્રકુટી ચઢાવી. આ બલા આમ વળગે તો કેમ જીવાય? શેઠે કૈં જવાબ આપ્યો નહીં. તેમણે કોટ પહેર્યો. મનમાં જરા બહાર જવાનો કંટાળો આવ્યો. પણ અહીંઆ શું કરવું? અને પાર્વતીની સ્તબ્ધતા બદલાઈ માટે પોતાનો નિયમ છોડે? તેમણે ટોપી મુકવાનો થોડો પછી 'હેટ' લીધી.

"હું બહાર જાઉં છું." હોઠ પીસી, દૃઢતાથી તેમણે કહ્યું.

શેઠાણી કૈં બોલવા જતા હતા, તેના ધ્રુજતા હોઠ પર કૈંક શબ્દો આવી રહ્યા હતા, છતાં તે કૈં બોલી શક્યા નહીં.

શેઠે હાથમાં ટોપી ફેરવ્યા કરી. તેમનું મન કચુંપચું થતું હતું. પાર્વતી શરમ અને નિરાશા વચ્ચે બોલતી હતી.

"ક્યારે આવશો?" પાર્વતીએ પુછ્યું.

"મારું કહેવાય નહીં." કહી શેઠ બારણા બહાર નીકળ્યા.

પાર્વતીનું હૈયું બેસી ગયું એક આંસુ આંખમાંથી તેની છાતી પર પડયું

જીંદગીમાં પહેલી વખત રાત્રે ઘર છોડતાં ચંદુલાલ શેઠનો જીવ ચણચણ્યો. પહેલી વખત રાતના ઘર છોડવું તેમને ન ગમ્યું પહેલાં હમેશાં જ્યારે થાક કે અગવડને લીધે રહેવું પડતું ત્યારે પાંજરામાં પુરેલા જંગલી પોપટની માફક તેઓ મનમાં કુદ્યા કરતા, આજે તે જંગલી પોપટને પાંજરાના સંસ્કાર પડયા હોય તેમ લાગ્યું

તેમની મોટર ચોપાટી પર લઈ જવાનો તેમણે હુકમ કર્યો તેમને લાગ્યું કે ખુલ્લી હવા ખાવા વગર કાંદાવાડીમાં જવાય તેમ નહોતું જીવનમાં એક વખત ખુલ્લી હવા અને નીતિ એકજ છે એમ લાગવા માંડયું

ત્યાંથી તે કાંદાવાડી ગયા ત્યાંની ભાડુતી સુંદરી તેમને માટે વાટ જોતી હશે ? વાટ જોતી ન હોય તો ? પાનની વાટ જોતી હશે ? આટલાં વર્ષ નહીં, અને આજેજ તેમને જવા દેતાં કેમ તેનો જીવ દુખાયો ? શું તેની ગેરહાજરીથી તે દુખી થતી હશે, રડતી હશે ? તે નહીં આવત તો કાંદાવાડીની રમણી રડત ?

તરત તેમના વિચાર આજે પાર્વતીમાં દેખેલા નવા ફેરફાર તરફ ગયા તે આટલી હોશીઆર આજેજ થઈ કે પહેલેથી હતી ? તેનું જ્ઞાન કયાંથી આવ્યું ? કોણે મણિએ શીખવ્યું ? મણિ યાદ આવતાં શેઠના વિચાર બીજે રસ્તે ગયા તે જીતાતા તેઆગ હતી, પણ પોતે તેને જીતી શકયા નહીં

અત્યારે જો મણિ જાણે કે તે ઘરની સ્ત્રી મુકી કાંદાવાડીમાં ભટકે છે તો તે કેમ જીતાય ? મનુષ્યનો સ્વભાવ વિચિત્ર છે તે ભુલી ગયા કે મણિ રખડતી વિધવા હતી તેને રીઝવી પોતાની કરવા તે મથતા હતા, મણિ તો તેમને મન અકલ્પ્ય સત્તાધારી દેવી બની તે શું કહેશે ? શું

વિચારશે? શ્રદ્ધા, પ્રેમ, ભક્તિ કથીરને પણ કંચન દેખાડે છે-બનાવે છે પથ્થરને પ્રતાપી દેવાધિદેવની મહત્તા અર્પે છે પથ્થરમાં કથીરમાં તેથી ફેર પડતો નથી, તેને દેવ, તેને કંચન માનનાર પોતે મહત્તા પામે છે રખડતી મણિને આદર્શરૂપ માની, હૃદયની અંજલિઓ અર્પી, દેવીરૂપે આરાધના કરતાં મણિમાં ફેર ન થયો શેઠ સાત્ત્વિક, શુદ્ધ થયા

એમની મોટર કાદાવાડીમાં ઉભી રહી ઉપરથી આવતા તમલાના થાપનો અવાજ કાન પર પડ્યો, એક સખ્તાઈ અવાજના પડઘા શાંત વાતાવરણમાં પડતા સાંભળ્યા તેમને કમળમાં આવ્યા મણિ શું કહેશે? પાર્વતી ઘેર બેઠી શું કરતી હશે?

તેમને યાદ આવ્યું કે જતાંજતાં પાર્વતીની આંખમાંથી એક અશ્રુબિંદુ પડતાં પોતે જોયું હતું તે બિંદુ તેમની નજર આગળ આવ્યું તેણે તેમના હૈયાને આઘાત કર્યો શેઠનો ધાર્યો બેસી ગયો, કાદાવાડી તેમને ગુંગળાવવા લાગી

"પેસ્તન!" શોફરને બુમ મારી

"જી"

"મોટર ઘેર લે" શેઠે બેઠેલે ઘાંટે કહ્યું

"શું કહ્યું સર?" બરાબર સાંભળ્યું ન કેમ તેનો ભરોસ પડતાં શોફરે પુછ્યું

"ઘેર લે" શેઠે ગુસ્સામાં કહ્યું

પેસ્તને મોટર ઘર ભણી લીધી મોટર ઉભી રહી ત્યારે શેઠ વિચારમાંથી જાગ્યા, પણ ઉતરવાની તેમને હીંમત થઈ નહીં પાર્વતી શું ધારશે? ઘેર કેમ ગમશે? મોટરમાંથી ઉતરવાની હીંમત ચાલી નહી ફરીથી તેમને એમ થયું કે જાણે મોટર પાછી ફેરવાવું

એટલામાં ઉપરથી બારીએથી પાર્વતીનો અવાજ આવ્યો

"પેસ્તન! શેઠ નથી આવ્યા?"

શેઠનો હવે બહાર નીકળ્યા વગર છુટકો થયો નહીં શેઠ મોટરમાથી ઉતર્યા, ઘરમા જવુ કે કેમ તેનો વિચાર કરવા લાગ્યા, અને વિચાર પુરો થવાની કૈં આશા લાગી નહીં એટલે ઘરમા ગયા ઉપર ગયા ત્યારે પાર્વતીએ બારણા ઉઘાડયા

"કેમ તુ અત્યાર સુધી જાગે છે?"

'તમારી વાટ જોતી હતી" જાણે તે આવવાનુ કહી ગયા હોય તેમ શેઠાણીએ કહ્યુ શેઠે વગરબોલ્યે ઘોડા પર ટોપી ફેકી અને આરામખુરશી પર પડયા શુ બોલવુ તે તેમને સુજયુ નહી ઘડીઆળ-મા બાર વાગ્યા

"તોબા!' શેઠ બોલ્યા 'આજે આ મને શુ થયુ છે?"

"શુ થયુ છે'' કહી ધૈર્યની મૂર્તિ સમી સામે બેઠેલી શેઠાણીએ પાસ આવી કહ્યુ

"કપાળ તારુ! આજ હુ મદહોશ થયો છુ કે તુ'

પાર્વતીએ બોલવાની હીંમત કરી શરમમા શબ્દ ન નીકળ્યો. આખરે થોડી ધ્રુજતે અવાજે જવાબ દીધો 'આપણે મને'

શેઠે તેની સામે ડોળા ઘુરકાવ્યા તેમને કાદાવાડીની રમણી સાભરી પોતે ત્યા કેમ નહીં રહ્યા તેનો વિચાર કરવા લાગ્યા

"ચાલો હવે ઉઠો કપડા કાઢો રાત મોડી ગઈ છે' ભીહાશ-શ્રી પાર્વતીએ કહ્યુ

'તને આ બધુ કોણે શીખવ્યુ?' જાણે તોડવા હોય એવે અવાજે શેઠે પુછ્યુ

'તમે"

"ખોટી વાત પેલી લુચ્ચીએ' કહી શેઠ ઉઠયા અને પાર્વતીની પાછળપાછળ અદર ગયા

## પ્રકરણ ૩ જુ



### ગ્રેજ્યુએટનો ઘરસંસાર

મુચકુંદ આ વખતે તેની નાની ઓરડીમાં માથે હાથ મુકી ઉંડો વિચાર કરી રહ્યો હતો આટલા ટુંકા વખતમાં તેને કપાળે ગુંચવાડાની કરચલીઓ વળી હતી તે નિરાશાભર્યો સામે પડેલા પત્ર સામે જોઇ રહ્યો હતો ક્રૂર ઘાતકી નરપિશાચની તરવારના ઘા છોકરા પર પડતા હોય અને નિરાધાર માતા જેમ દયામણાપણાથી જુવે તેવી રીતે મુચકુંદ જોતો હતો તેના ભાવનામય જીવન પર આ પત્ર એક નવો હતો તે થોભાવવાની તેનામાં શક્તિ કે હીંમત નહોતી

પત્ર પાણુ પડયાનો હતો, તેની લીટીએ લીટી પર મુચકુંદે નજર કરી

"ચિરંજીવી ભાઇ મુચકુંદ, લી૦ થી પ્રાણશંકર પંડ્યાના આશીર્વાદ વાંચવા જત લખવાનું કે અત્રે સર્વ ખુશી આનંદમાં છે તમે પણ આનંદમાં હશો બીજુ લખવાનું કે હવે તમે રજાનથી આવ્યા હશો અને શેઠ વગેરે બધા ખુશીમાં હશે ભાઇને માલમ થાય જે વહુ હવે મોટી થઇ છે અને તેના માબાપ સાસરે વળાવવાની વાતો કરે છે, પણ તમને તો અહીંઆ આવવાની ફુરસદ મળતી નથી, માટે તમે રજાનથી આવો કે તરત લખજો - જેથી હુ વહુને તેડી મુકવા આવુ એજ"

જ્યારે મુચકુંદ પરણ્યો ત્યારે તે માત્ર પિતાની આજ્ઞાને આધીનજ થયો હતો આ આધીનતાના શાં પરિણામ આવશે તેનો તેણે વિચાર કર્યો નહોતો અત્યારે આ પરિણામ ઉભુ થયુ અને તે ગભરાયો તેને અવારનવાર વિચાર આવતા હતા, પણ તેને તે દૂર કરતો

વહુ! જે વ્યક્તિને તેના પિતા તે નામથી સંબોધતા હતા તેને એણે એક વખત જોઇ હતી, માત્ર તેના મામા તેને પટોળામાં વીંટી, ચોરી સામે બેસાડી ગયા ત્યારે તે પટોળામાં વીંટેલું ઢીમચું આજે સજીવન થઇ તેની સામે આવશે—પોતાની અણજાણી વ્યક્તિત્વને ખીલવી પોતાના જીવનની ભાગીએણ થશે-તે અણદીઠી તેર વર્ષની, અસંસ્કારી છોકરી જોડે બોલવું પડશે, બેસવું પડશે મુચકુંદના રુંવેરુંવાં ઉભાં થયાં

તેણે ખરેખરી સ્ત્રી કેવી મળશે તેના પર કદી વિચાર કર્યો નહોતો. અંગ્રેજી લેખકોએ કલ્પેલી સૃષ્ટિની નાયિકાઓને તે ઓળખતો હતો. તેનો સ્ત્રીનો આદર્શ તેના પર બંધાયો હતો તેમનો રૂપનો આદર્શ ગ્રીક શિલ્પીઓની અદ્‌ભુત મૂર્તિઓ પર રચાયો હતો, અને માત્ર એકજ સ્ત્રીનો સંસર્ગ તેને થયો હતો, અને તે મણિ રુપાળી હતી, હોશીઆર હતી, વાક્‌ચાતુર્યમાં પ્રવીણ હતી આ 'વહુ' તેવી નીકળશે? એ પ્રશ્ન તેને ઘણો ગહન લાગ્યો

તેના અંતઃકરણમાં મણિ સ્થાન પામી હતી તે ગયાથીજ તેના જીવનમાં નિરાશા આવી હતી અને તેને બદલે આ અણદીઠી, રસ્તાની ચાલનાર જેવી છોકરી તેને વળગશે? પ્રેમ અને સહજીવનના વિચારો કરી આખરે આ! આ સંસાર! મુચકુંદ ધ્રુજી ઉઠ્યો આ સંયોગ કોણે કરાવ્યો? મા—દલાલ, બાપ—દલાલ, અને આ પરિણામ! આનું નામ લગ્ન? મુચકુંદમાં જુનો જુસ્સો ઉછળી આવ્યો બીજી પળે તે નિરાશ થયો, આત્મઘાતના વિચારો કરવા લાગ્યો

મુચકુંદને આ વિચારો કરતાં બીજો એક વિચાર આવ્યો એ છોકરી કેવી હશે? તેના શા વિચારો હશે? તેની શી શી આશાઓ હશે? તેને પતિભક્તિની હોંશ હોય તો? તેને તરછોડવી, તેને દુઃખ દેવું, તેને

આશાભંગ કરવી, આ પોતાને—એક કેળવાએલા માણસને શોભે? તેના વિચારોએ આ વલણ લીધું તેને લાગ્યું કે જો પોતે તેની આવતી સ્ત્રીને સુખ નહીં આપે તો મહા ઘોર પાપ આદરે કન્યાપણાના સેવતા તે ચુકયો હતો, પણ વધારે ચુકી નિર્દોષ છોકરીને ગરદન મારવી? આમ વિચારો કરતા અડધી રાત વીતી આખરે થાકયો, હાર્યો, તે સુતો અને બાકી રહેલી રાત તેવા ને તેવાજ સ્વપ્નામા ગાળી

મુચકુંદ ગમે તે વિચાર કરતો હોય પણ પાણું પડયા તો એકજ વિચાર કરતા હતા, કે કયારે તેનો છોકરો મુંબાઈથી ગામ આવે એટલામા મુચકુંદે કલકત્તેથી નીકળતા કાગળ નાખ્યો હતો ન પહોચ્યો તેમણે જાણ્યું કે તેજ દિવસે મુચકુંદ મુંબાઈ આવ્યો હશે

પાણું પડયામા મહાન સેનાધિપતિને શોભે એવી ઝડપથી વિચાર કરવાની શકિત હતી મુચકુંદ મૂર્ખ છે, આવવાનો નહી દહાડે દહાડે તેની વહુ મોટી થવાની, અને મુચકુંદ વીશે લોકોમા હજી કંઈ કંઈ વાતો ચાલતીજ હતી અને તેથી મુચકુંદ આવવાનો વિલંબ કરે તો તેની આબરૂ પર પાછા પાણી ફરવાની તૈયારી થાય તેમણે વહુને લઇ મુંબાઇ આવવાનો નિશ્ચય કર્યો, અને બીજે દહાડે આગગાડીમા બેઠા

મુચકુંદ બે દિવસમા કંઈ સ્પષ્ટ નિર્ણય પર આવ્યો નહોતા ત્રીજે દિવસે સવારે અનેક ભયંકર સ્વપ્નાનો અનુભવ કરતો તે પથારીમા પડયો હતો એટલામા બારણું કોઇએ ઠોકયુ, અડધી આંખો ઉઘાડી તેણે બારણું ઉઘાડયું તેના પિતા સ્ટેશન પરથી બારોબાર આવ્યા હતા સાથે એક નાની, જાડી છોકરી હતી તેણે લાજ કાઢી હતી મુચકુંદ ધ્રુજી ઉઠયો પહેલા તેને આ સ્વપ્નુ લાગ્યુ, તેણે આંખો ચોળી આખરે તેને ખાત્રી થઇ કે આ બધુ સ્વપ્નુ નથી પણ સાચુજ છે તેનુ હૈયુ બેઠેલું તો હતુ, ને ફરીથી બેસી ગયુ

પણ પંડ્યાએ ઘરની સરદારી હાથમાં લીધી વહુને અહીંઆં મુકી ચંદુલાલ શેઠને ત્યાં ગયા ત્યાં જઈ મુચકુંદને અને તેની વહુને જમવાનું નોતરું કહાવ્યું.

મુચકુંદને કંઈ ભાન રહ્યું નહોતું તેનું હૃદય માત્ર ધબકી રહ્યું હતું. તેના મગજમાં વિચારોના વમળો થયા કરતા એક આ સ્ત્રી તરફના અણગમાના, બીજા કર્તવ્યપરાયણતાના

રાતના મુચકુંદ થાકીને ઓરીમગાથી આવ્યો તેને એમ લાગતું હતું કે પોતાના જીવનમાં આજે નવો અંક શરુ થાય છે પહેલા જેટલી હીંમત તેનામાં નહોતી, મણિના ગયા પછી તે નિરાશ થઈ ગયા હતા, છતાં અત્યારે કોઈ રીતે આ નવો અંક શરુ ન કરવો એવો રસ્તો તે યોજવા લાગ્યો

બધા રસ્તા જોયા–આખરે એકજ જડયો–વનનો તે તેર ગયો પણ પંડ્યા તો જમીને રાત્રે ગામ જવાના હતા શેઠાણી આજના મુચકુંદની વહુને ઘેર મુકી ગઈ હતી

ઘેર આવતાં મુચકુંદ ગભરાયો અપરિચિત માણસ આજે તેના ઘરમાં હતું તે ગુચવાડામાં ઉપર ચઢ્યો, અને બારણાં ઠેકતાં તેની વહુએ સાકળ ઉઘાડી અને બીકની મારી તે રસોડામાં પેસી ગઈ નિર્દોષ સ્ત્રીના હૃદય પર આઘાત કોઈ રીતે પણ ન કરવો એવો મુચકુંદે નિશ્ચય કર્યો હતો, એ નિશ્ચય કરતાં એવો વિચાર આવ્યો હતો કે એ બીચારી શી હોંશથી તેની વાટ જોતી હશે આ વિચાર અત્યારે કંઈ ખરો લાગ્યો નહીં મુચકુંદે નીસાસો મુકયો અને કપડાં કાઢયાં તેને કંઈ સુઝયું નહીં તે ચોપડી લઈને બેઠો ચોપડી આ પ્રસંગે ઝેરી નાગ જેવી દરશીલી હતી–તે જોન સ્ટુઅર્ટ મીલની "સ્ત્રીઓની આધીનતા"

ક્યા સુધી મુચકુંદે વાચ્યુ, પછી ઉંચુ જોયુ બારણામા એની વહુ ઉભી હતી વખત થઇ હતી પણ તે કહેવાની તેની જીભ ઉપડતી નહોતી

"જમવાની વખત થઇ છે' ' તેણે પુછ્યુ

કૈં 'હા' જેવો ઉત્તર આવ્યો તે ઉઠયો અને મુગોમુગો જમ્યો. સામે પેલી છોકરીએ ઘુમટો કાઢી પીરસ્યા કર્યું મુચકુંદમા બોલવાની હીંમત નહોતી ખાવાનુ કેટલુક કાચુ અને કેટલુક બેસ્વાદ હતુ

મુચકુંદ ઉઠયો અને પોતાને દોષ દેવા બેઠો આનુ નામ કર્તવ્યપરાયણતા' તેણે કચવાટમા હોઠ કરડયા, આ ક્રમ ચાલશે ? "કર્તવ્યપરાયણતા' " શબ્દને અનેક વાર મગડના લાગ્યો

તે પાછો દીવા આગળ બેઠો અને હાથમા એક વાર્તા લીધી

મુચકુંદે વાર્તા વાચી ક્ષોભ ઓછો કરવા પ્રયત્ન કર્યો ક્ષોભમા પણ વિચિત્ર રીતે હૃદય ખિન્ન થતુ લાગ્યુ કર્તવ્યપરાયણતા મનમાથી વીસરી જવાતી હતી વાર્તા વાચતા લેખકની સમર્થ લેખિનીના પ્રાબલ્ય મા તે ઘસડાયો, પાના પછી પાના જવા માડયા, તેનુ મન ખરા સસારને ભુલી કલ્પનાશકિતના રમણીય પ્રદેશમા પહોચ્યુ, હીંદ મુકી તે વીલાયત જઇ રહ્યા વાર્તાકારે ચીતરેલી અદ્ભુત યુવતીઓ તેના મનમા રમવા લાગી, ઇગ્લંડનો સ્વતત્ર હીંમતવાન્ યુવક પોતે હોય એવો કૈં ભ્રમ તેને થવા લાગ્યો ભ્રમણાના સસારમા તે ઘુમવા લાગ્યો

ડીટમારનો જુનો, લપટો થઇ ગએલો દીવો એકદમ વધારે થઇ ગયો ચીમનીમા તડ પડી—મુચકુંદ કલ્પનાસસારમાથી ઉતર્યો તેણે દીવો ઝીણો કર્યો—અને ચોપડી પાછી હાથમા લેવા ગયો—અને નજર આગળ એક કાળી, જાડી, જરાક બાડી છોકરી ઉભેલી જોઇ પહેલા એકદમ મુચકુંદ ચમકયો જે સસારમા તે પડેલા વિહરતો હતો તે ખરો—કે જે તેની આગળ ખડો થયો તે ખરો '

તેનો જીવ રહેંસાઇ ગયો, તેની ભ્રમણા દૂર ગઇ આ દુનીઆ ખરી! તેને ગળે સોસ પડયો છોકરી હસતી હતી–હસવું દબાવી રહી હતી, તેની બાડી આંખો ચમકતી હતી મુચકુંદને કંટાળો આવ્યો, ચીતરી ચઢી તેણે આંખો મીચી કર્તવ્યપરાયણતા સંભારી

"બેસ!" મુચકુંદ મહા મહેનતે બોલ્યો પેલી છોકરી બેઠી બેસવામાં કંઇ લાવણ્ય નહોતું મુચકુંદને મણિ સાંભરી થોડાક મહીના પર આજ ઘરમાં પોતે તેને આવકાર દીધો હતો–આ તેની જગ્યાએ

"તારું નામ તો કાશી, નહીં?" થોડી વારે મુચકુંદે સવાલ પુછ્યો છોકરીનું હસવું માયું નહીં મુચકુંદે તેનું નામ દીધું તે તેને ઘણું વિચિત્ર લાગ્યું મોડો આડો રાખી હસવું સંતાડવા જેટલા પણ સંસ્કાર તેનામાં નહોતા મુચકુંદ જરા ગંભીર થયો કાશીએ ડોકી હલાવી પ્રશ્નનો જવાબ વાળ્યો

મુચકુંદને લાગ્યું કે તેની પ્રશ્ન કરવાની રીત નખત છે તે છોકરીને વિચિત્ર લાગતી હશે રડવાનું મન થતું હતું છતાં તે હસીને બોલ્યો 'મુંબાઇ ગમતું નહીં હોય કેમ?"

"બળ્યું આ ગામ! હું તો થાકી ગઇ"

"કેમ એટલામાં?"

"મુઆ દાદરો કેટલા?"

મુચકુંદને આ બોલવાની રીતથી ધ્રુજારી છુટી તેની આંખમાં ઝળઝળીઆં ભરાવા લાગ્યાં આ તેની ધર્મપત્ની!

"તને ભણતાં આવડે છે?'

"ઉં હું" કાશીએ ડોકું ધુણાવ્યું

"કોઇએ નીશાળે મોકલીજ નથી?" મુચકુંદને લાગ્યું કે તેનું હૃદય ધબકતાં અટકી જશે કે શું?

"મારી બા કહેતી હતી."

"શું?"

"કે ભણે તેને પણ મુએ બાર મણ લાકડાં જોઈએ ને નહીં ભણે તેને પણ બાર મણજ જોઈએ"

મુચકુંદમાં એક અક્ષર ઉચ્ચારવાની શક્તિ રહી નહીં

"હવે તારે ભણવું પડશે."

પેલીએ ડોકી ધુણાવી.

"કેમ?"

"ભણેલી બૈરીઓ વહેલી રાંડે."

મુચકુંદ મનમાં બબડ્યો. "હું કાલે મરતો હોઉં તો આજે મરું તો સારું" તેણે માથે હાથ દીધો તેના કપાળ પર પરસેવો આવ્યો હતો, અંતર મણિને સંભારતું હતું તે છોડી ગઈ તેથીજ આ પરિણામ થયું એમ તે કહેતું હતું

ક્યાં સુધી શું પુછવું, શો જવાબ દેવો તે કંઈ મુચકુંદને સુઝ્યું નહીં તેને અકળામણ થયું આ ઘર, આ સ્ત્રી, આ સંસાર છોડી નાસી જવાનું મન થયું આ ઓરડાની હવા ઝેરી લાગી આ છોકરીની સોબત જીવલેણ લાગી. પ્લેગવાળા ઘરમાંથી નાસતા ઉંદરોના મનના જેવી સ્થિતિ મુચકુંદની થઈ રહી. કેટલીક મીનીટ સુધી તે આડું જોઈ રહ્યો. આની જોડે શી વાત—શો સંસાર, શું સહજીવન, શો સહધર્માચાર! મુચકુંદમાં હીંમત ઘણી ઓછી થઈ ગઈ હતી, અત્યારે બીલકુલ ગઈ

તેણે કાશી તરફ નજર કરી. એ બેઠી હતી ત્યાં પાસે પેટી હતી, તેના પર માથું ટેકવી તે ઉંઘતી હતી મુચકુંદ આ જોઈ નહીં શક્યો તેણે માથું કુટ્યું

મુચકુંદ મનમાં ને મનમાં આક્રંદ કરવા લાગ્યો. જે માબાપે આ તોક ગળામાં ભેરવી હતી તેને શાપ દેવા લાગ્યો, પોતાના નસીબને દોષ દેવા બેઠો.

મુચકુંદનું ચારિત્ર્ય ભયંકર પ્રસંગે કેવું હતું તે અમે ચીતર્યું હતું. અત્યારે તેનો પુરેપુરો પ્રકાશ થયો. તેનાથી નસાયું નહીં, તેનાથી માથું ફેરવી સામે થવાયું નહીં—ડહાપણથી કાશીને સુધારવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય થયો નહીં. તે રડવા લાગ્યો.

સામે તેના પિતાએ ખોળી કાઢેલી નક્ષત્ર અને તારાઓના શુભ સંયોગને લીધે નક્કી કરેલી ધર્મપત્ની ઘોરતી હતી

## પ્રકરણ ૪ થું

## પાછી મુબાઇમાં

મણિ પાછી મુબાઇ આવી તે પાર્વતી શેઠાણીને બહુ રુચ્યુ નહીં સ્વાભાવિક અદેખાઇથી, મણિને તે દૂર રાખવા માગતી એ બીચારીએ ઘણે વર્ષે પોતાના ધણી તરફથી સુખ દીઠુ હોય એટલે નિધન પોતાની નજીવી દોલત માટે ચિતા કરે એમા શી નવાઇ? પણ ચદુલાલ શેઠ તેને ભુલી જાય એમ હતુ નહીં, એટલે ન છુટકે તેને શેઠાણીએ આદર આપ્યો

મણિ સમજી ગઇ, તેને પણ એટલુજ જોઇતુ હતુ પણ મહાયોગી મહારાજ પાસેથી મણિકર્ણિકાને છોડાવવાનો તેનો ઇરાદો હતો, પાર્વતી પણ જાણતી હતી કે મણિ વગર તેની બહેનનો પત્તો ખાવાનો નથી, એટલે પહેલાના જેવો ગાઢો સબધ શરુ થયો

મણિ આવી અને મારુતિની મારફ વકીલને પૈસા મોકલાવ્યા, કારણકે મોઘારામની અપીલની સુનાવણીનો વખત પાસે આવતો ગયો હતો મણિ એમ કરવામા સ્વાર્થ અને પરમાર્થ બે સાધવાનો પ્રયત્ન કરતી હતી જ્યા સુધી તે તદ્દન રઝળતી હતી, જ્યા સુધી દરેક પળે કોણ તેનો દુશ્મન ઉભો થશે તેની તેને ખબર નહોતી ત્યા સુધી ઝનુનને લીધે તેને સુરેખા યાદ આવતી નહોતી, પણ સ્વસ્થ જીવનની શરુઆત થયે પુત્રીવિયોગનુ દુખ તેને વધવા માડયુ જ્યારથી મુચકુદના સુખને માટે તેણે સ્વાથત્યાગ કરવા માડયો હતો ત્યારથી તેની એકલતાની પ્રાણભેદક વેદના ઓછી થવા માડી હતી

તેના આવ્યા પછી ચદુલાલ શેઠ જરા ગુસ્સાનો વેશ ધારી તેની સાથે વર્તતા હતા તેના જેવાને તિરસ્કારી મણિએ કેવો હીરો હાથથા

ખાયો હતા, તેનુ ભાન કરાવવા તે માગતા હતા પણ ચદુલાલે જોયું કે આથી મણિના ઉપર કંઈ અસર થતી નથી ત્યારે જરા સીધા થયા.

તે આવ્યા પછી પહેલો પ્રશ્ન તો મહાયોગી મહારાજને કેમ મળવુ તેનો હતો મણિએ ખબર કાઢી હતી કે તે મહાત્મા વાલકેશ્વર પર આવેલા એક ધનાઢય શિષ્યના બગલાને પાવન કરી રહ્યા હતા શ્રદ્ધાળુ ભકતે આખો બગલો તેને સોપ્યો હતો એટલે ત્યાજ મણિકર્ણિકા હશે એમ માનવાનુ સબળ કારણ મળ્યુ

મણિકર્ણિકા વીશે વાત ચદુલાલ શેઠને કરતા તે પણ મસલતમા સામેલ થયા મહાયોગી મહારાજનો ફજેતો કરવો એ વાત તેમને ઘણી રુચિકર જણાઇ તેમણે મહાયોગી મહારાજ કયા બગલામાં ઉતર્યા છે તે ખોળી કાઢવાનુ માથે લીધુ અન ઘણાજ થોડા વખતમા જોઇતી માહીતી તેમને મળી

ત્યાર પછી શેઠ, પાર્વતી અને મણિ વિચાર કરવા બેઠા કે શી યુક્તિવડે મહાયોગીના પજામાથી મણિકર્ણિકાને બચાવવી, અને આખરે એજ નક્કી થયુ કે ત્રણે જણે મહારાજના પ્રવચનમા જવુ અને મણિએ લાજ કાઢી બેસવુ કે જેથી મહાત્મા એને ઓળખી શકે નહીં ચદુલાલ શેઠે ભેટ આપવાનુ કબુલ્યુ કે જેથી મહાયોગી જોડે તેને ઓળખાણ થાય

આ મસલત ચાલતી હતી એટલામા મુચકુદ શેઠની પાસે કંઈ કામ હતુ તે આવી પહોચ્યો મુચકુદ જાણતો હતો કે મણિ શેઠને ત્યા અવારનવાર જાય છે, અને તેથી શેઠને ત્યા એ ઘણી વખત જતો નહીં તેને મણિ રાત ને દિવસ સાભર્યા કરતી, તેને તરછોડી ગઇ તેથી તેને ગુસ્સો ઉપજ્યો હતો, કાઇ રસ્તો તેના તરફ ગુસ્સો દેખાડવાનો સુજ્યો નહોતો—એટલે તે મનમા ને મનમા બળ્યા કરતો

મુચકુંદ આવ્યો, શેઠની પાસે ગયો, ને પુછવું હતું તે પુછ્યું અને ચાલ્યો ગયો. તેણે મણિ તરફ એક નજર પણ કરી નહીં, પણ મણિએ તેને જોયો, તેનું સુકાઇ ગએલું શરીર, નિસ્તેજ આંખો અને ખુંધ વળેલી પીઠ જોઇ તેનું હૈયું ભરાઇ આવ્યું તે કાશી આવી છે કે કેમ તે જાણતી નહોતી, એટલે તેને એમજ લાગ્યું કે પોતાનેજ લીધે મુચકુંદ આમ રીબાતો હશે એ વિચાર આવતા તેના હૃદયમા ચીરાડો પડયો, તેને મુચકુંદની ભલમનસાઇ અને બુદ્ધિ યાદ આવ્યા શા સારુ પોતે તેને છોડયો ?

"કેમ મણિ શું વિચાર કરે છે ? કંઈ નવો રસ્તો સુઝ્યો ?" શેઠે પાછા આવી પુછ્યું

"ના, હું તે વિચાર નહોતી કરતી હું તો તમારા કારભારીને જોતી હતી" મણિએ કહ્યું

"કેમ હજુ તેને ભુલી નથી ?"

"કેટલીક ચીજોના તો ડાઘ હોય છે, માત્ર સ્મરણો નથી હોતા કે ભુલાય તમે તેને પગાર બરોબર નથી આપતા એની તબીઅત સારી નહીં હોય તો બહારગામ જવા દો." મણિએ કહ્યું

"પછી હું શું કરું ? કીર્તન ?" શેઠે કહ્યું

શેઠાણીએ કહ્યું "એ તો એના બાપે એને બીચારાને દુઃખી કર્યો છે ગમે તેવું ઢીમચા જેવું બૈરું લઇ આપ્યું છે હું ધારું છુ કે તેમા એ દુઃખાય છે" મણિએ સામે જોયું પાર્વતીબાઇ હવે "ઢીમચા" મટી "ઢીમચા"ની ચેષ્ટા કરવા લાગ્યા હતા

"શું એની બૈરી આવી છે ?"

"હા જોવાલાયક છે" શેઠે ઉમેર્યું

પછી ક્યા સુધી મણિકર્ણિકા વીશે ત્રણેએ વાતો કર્યા કરી, પણ મણિનુ ચિત્ત કૈં ચોટયુ નહીં તેનુ મન મુચકુદ પાછળ દોડયુ હતું.

મણિને આત્મનિંદાની લાગણી થઇ આવી પોતેજ તેના દુઃખનું કારણ હતી, તેની વ્યાધિનું મુળ હતી, પોતેજ તેના સરલ વિદ્યાર્થી-જીવનમા ખલેલ પહોચાડી તેને આ સ્થિતિએ આણ્યો હતો, પોતેજ તેને તેના પિતાના ક્રોધનુ પાત્ર બનાવી તેની આશાઓ છેદી હતી, અને પોતે તેને દુખી કરી હવે નીરાતે સુખમય જીવન ગાળતી હતી! તેણે ફરીને પોતાનું મુખ આરસામા જોયુ–પોતે લાલ, સુદર, તેજસ્વી હતી, પોતાને લીધે મુચકુદ અધમુઓ થયો હતો પહેલા જેમ તેને પોતાના નશીબ પર તિરસ્કાર આવતો તેમ ફરીથી આવ્યો

મણિ પોતાને ઘેર ગઇ પણ તેને કૈં ચેન પડયુ નહીં પહેલાનો ટળવળાટ તાજો થયો, પહેલાં હમેશા રહેતી ભયકર એકલતાની વેદના તેને પાછી સતાવા લાગી તેનુ હૃદય મુચકુદની પાછળ ગયુ. આખી અવનિમા તેજ માત્ર તેનો નિઃસ્વાર્થ મિત્ર હતો તેણે તેના જીવનમા આડે નહીં આવવાનુ વચન આપ્યુ હતુ હવે મુચકુદે બાપનુ કહ્યું માન્યુ હતુ, તે પરણ્યો હતો હવે તેને મળવામા શો દોષ? તેની બૈરી કેવી છે એ જોવાની ઉત્કંઠા સતોષવામા શુ પાપ? જેમજેમ તે આ પ્રમાણે વધારે વિચાર કરતી ગઇ તેમતેમ મુચકુદનુ આકર્ષણ વધતુ ગયુ, અને તેને મળવામા ઓછો દોષ દેખાયો

## પ્રકરણ ૫ મું

### કર્ણિકાની શોધ

મણિ આ વિચારો દૂર કરી મહાયોગી મહારાજને બંગલે ગઇ તેની સાથે ચંદુલાલ શેઠ અને પાર્વતી પણ આવ્યા પોતે ન ઓળખાય માટે તેણે ગાડીમાથી ઉતરતા લાજ કાઢી

અહીંઆ પણ સ્ત્રીપુરુષોની ઠઠ મળી હતી મહારાજનો પ્રભાવ મુબાઇમા પણ તેવો ને તેવોજ હતો મણિ પલવાર ભાન ભુલી ગઇ અનેક મહીનાઓ પહેલા જે લાગણીથી તે મહારાજના મંદિરમા બેસતી હતી તેવીજ લાગણીઓ પાછી થઇ આવી, વચ્ચે થયલા અનુભવો સ્વપ્નવત્ લાગ્યા, મહારાજની વાટ જોતા પહેલા જેમ ધબકતુ તેમજ હૈયુ હમણા પણ ધબકી રહ્યુ

થોડી વારમા મહારાજનો આસપાસ જોઇ રહ્યા અને છેલ્લા જોયા હતા તેવાજ સ્વસ્થ, શાત, તેજસ્વી મહાત્મા તજ પાવડીએ ચઢી આવ્યા, તેમણે પહેલાના–હાસ્યથી ભક્તોના નમસ્કાર સ્વીકાર્યા મણિ લાજમાથી આ અચલ વ્યક્તિ સામે જોઇ રહી

મહારાજ બેઠા, તેમને અર્ઘ્ય અપાયો, હાર પહેરાવાયો–સ્થલ જુદુ, સમય જુદો, ભક્તો જુદા–પણ મહારાજ તેના તે પ્રવચન શરૂ થયુ,–તેજ સસ્કારપૂર્ણ વચાર, તેજ મનુષ્યહૃદય પર મત્તા! મણિ નિરાશ થઇ મહાત્માને હસવી શકાય નહી મહાત્માની આખો જાણે મણિનેજ જોતી હોય, તેમનો અવાજ જાણે તેનેજ સબોધતો હોય શુ બધા શ્રોતાજનોને એવુજ લાગતુ હશે? પ્રવચન પુરુ થયુ, આરતી થઇ, મહારાજ ખાનગી ઓરડાના સીધાવ્યા મણિએ ધ્યાનપૂર્વક પાછળ રહેલા ચેરા જોયા–પણ તેમા કોઇ મણિકર્ણિકા જેવુ લાગ્યુ નહીં

ચંદુલાલ શેઠ ખાનગી ઓરડામા મહારાજને મળવા ગયા મણિ નિરાશ થવા લાગી

મોટા ઓરડામા માત્ર બે ચાર મરદ અને ત્રણેક બૈરાંજ રહ્યા હતા તે તરફ તેણે છેલ્લી નજર નાખી એક પરિચિત મુખવાળો પુરુષ બેઠો હતો તેને મણિએ ઓળખ્યો–એજ મહારાજનો નીમકહલાલ રઘુનાથ મણિ તેની પાસે ગઇ

"કેમ રઘુનાથ! ખુશી છે કે?"

રઘુનાથે બેદરકારીથી ઉંચુ જોયુ અને જવાબ દીધો "હા" મહારાજની નોકરી કરી તે પાવરધો થઇ ગયો હતો

"કેમ તુ મને ઓળખતો નથી? હુ મણિ–મહારાજને ત્યા હતી ભુલી ગયો?"

"બહેન! અહીંઆ એટલા ભકતો આવે છે કે કૈં યાદ નથી રહેતુ"

મણિને લાગ્યુ કે આ તદ્દન જુઠુ બોલતો હતો, કારણકે તેને જોતા તે જરા ચમકયો હતો

"કેમ? હુ સાતઆઠ મહીના પર આવી હતી?"

"મને કૈં યાદ નથી, હુ ઘરડો થયો છુ"

એટલામા ચંદુલાલ શેઠ બહાર આવ્યા એટલે ભકતજનોને અંદર દાખલ કરવા રઘુનાથ ચાલ્યો ગયો

"શેઠ! આ માણસ મારફતે કૈં બનશે" ધીમેથી મણિએ કહ્યુ

"એ કોણ છે?"

"ખાનગી માણસ, પણ મને દાદ દેતો નથી"

"ઠીક, શેઠાણીને લઇને તુ જા–હુ એનો દાણો ચાપી જોઉં" મણિ ત્યાથી ગઇ અને શેઠ ત્યા રહ્યા

* * * *

બે ત્રણ કલાક પછી ચકુલાલ શેઠ પાછા આવ્યા પાર્વતી અને મણિ તેની વાટ જોઇ રહ્યા હતા શેઠનું મોઢુ નિસ્તેજ હતુ.

"કેમ શુ કરી આવ્યા ?" પાર્વતીએ પુછ્યુ

"કૈં નહીં, પહેલા તો રઘુનાથ ઘણો પાકો નીકળ્યો. આખરે ત્રણુસો રૂપીઆનુ પાણી કર્યુ ત્યારે તે ઠેકાણે આવ્યો. તમારો મહાત્મા પાકો છે"

"કેમ ?" મણિએ પુછ્યુ

"મુબાઇ જેવી જગ્યામા તે કણિકાને લઇ આવે ? એ તો જ્યારે અહીંઆ આવવા નીકળ્યા ત્યારેજ તેને જાત્રા કરવા વળાવી દીધી છે બેએક ભગતડીઓ સાથે છે એમ કહ્યુ છે"

"ક્યા જાત્રા ગઇ છે તે કૈં પત્તો મળ્યો ?"

"કહે છે હમણા તો કાશી ગઇ છે, પછી જેમ મહારાજ કહેશે તેમ જશે મહારાજ ઘણો જબરો માણુસ છે"

"હુ નહોતી કહેતી ? એને મહાત કરવો સહેલાઇનુ કામ નથી"

ત્રણેએ નિષ્ફળતામા એકએકની સામે જોયુ

## પ્રકરણ ૬ ઠ્ઠું

---

### મુચકુંદને ઘેર

મણિ શેઠને ત્યાંથી પાછી આવવા ઉઠી ત્યારે આગલી રાતે કરેલા વિચારો પાછા તાજા થયા મુચકુંદ બીચારો શી સ્થિતિમા હશે ? તે પોતાને ઘેર ગઇ પણ તેને તેજ વિચારો આવવા માંડયા એક વખત મુચકુંદને ઘેર જવુ તેને જરુરનુ લાગ્યુ આગલે દિવસે જોયલુ તેનુ મોઢુ કેવુ ફીક્કુ અને દયામણુ હતુ ?

તેણે વિચાર કરવા છોડી દીધા અને મુચકુંદના ઘર તરફ જવા નીકળી. રસ્તેથી પાછા ફરવાનું એને ઘણું મન થયુ, છતા દ્દઢતા રાખી તે ગઇ તે ઉપર ચઢી અને બારણુ ઠોકયુ તેને પોતાની સ્થિતિનો વિચાર આવ્યો જો બધા રૂડા વાના થયા હોત તો તે અત્યારે આ ઘરની માલીક હોત, અને મુચકુંદ તેનો હોત, પણ તેને પડતો–દુ ખી થતો–બચાવવા પોતે તેને છોડી ચાલી ગઇ, છતા મુચકુંદ તો દુ ખીનો દુ ખી રહ્યો શુ વિધિનુ વૈચિત્ર્ય !

કાશીએ બારણું ઉઘાડયુ, અને સામી ઉભેલી સુંદર સ્ત્રી જોઇ મો મચકાવ્યુ

"મુચકુંદભાઇ ઘરમા છે ?" મણિએ પુછ્યુ તે કાશીનુ રૂપ અને રગ જોઇ જરા વધારે ખિન્ન થઇ

"ના–નથી" કહી બારણુ બંધ કરવા કાશીએ પ્રયત્ન કર્યો

"હુ તેમને મળવા આવી છુ" કહી મણિ આગળ વધી અને બારણામા ઉભી રહી. "હું મુચકુંદભાઇની મિત્ર થાઉં છુ" કાશી તો દીંગ થઇ જોઇ રહી.

જ્યારે તે સાસરે આવી હતી ત્યારે તેના પીઅરીઆએ તેને તૈઆર કરી રાખી હતી. તેનો ધણી ફાટેલો હતો, કોઇ પારસણ કે મુસલમાનીથી તેને બે છોકરા થયા હતા, તે લોકો પાછળ તે પૈસા ઉડાવી દેતો હતો. આવી ગામડાની ન્યાતમાં ઉડતી અનેક કિંવદંતી તેના મગજમાં ભરવામાં આવી હતી, અને તે જ્ઞાનના ભંડારને પરિણામે ધણીને કેમ વશ કરવો તે માટે અનેક માત્રાઓ તેની પાસે હતી. તે માત્રાનો ઉપયોગ તેણે મુચકુંદ પર કરવા માંડયો હતો. અત્યારે રોગ સ્પષ્ટ દેખાયો. આ રુપાળી સ્ત્રી મુચકુંદની મિત્ર બનીને આવી હતી. કાશીબાઇના નાનકડા મગજમાં અભિમાનનો પવન વાયો. પોતે ગૃહિણી–અને વળી આ આવનાર કોણ? તેણે પોતાનો તીરકમ ડોળો મણિ પર ફેરવી પુછ્યું.

"શું કામ છે?"

મણિ અંદર આવી, ઓરડામાં ચારે તરફ નજર નાખી અને તેણે નીસાસો મુકયો. જે ખંડને તે આરસી સરખો સ્વચ્છ રાખતી હતી તેની શી દશા!

"કામ શું હોય! માત્ર મળવાજ. તમારું નામ શું?"

"કાશી. શું તમારું?" જરા તોછડાઇથી કાશીએ પુછ્યું.

"મણિ. હવે મુચકુંદભાઇ ઘણા મોડા આવતા લાગે છે?"

કાશીને ગુસ્સો આવ્યો. તેને મણિની ચમકતી પ્રાટીવી આંખો ફોડી નાખવાનું મન થયું. 'મુચકુંદભાઇ' મોડા અને વહેલા–તેમાં એના બાપનું શું જાય છે? કાશીએ પોતાના ધણીએ રાખેલી પારસણ કે મુસલમાની મળે તો તેને કેમ દબડાવવી તેનો કેટલાક દિવસથી વિચાર કરી મુકયો હતો. આ વિચારોમાંનો એક વિચાર અમલમાં આણ્યો. "તમારા ધણી શું કરે છે?"

મણિ ચમકીને જોઇ રહી કાશીએ વિગ્રહ આરભ્યો હતો તેને હસવુ આવ્યુ આ મૂર્ખ છોકરીને ક્યા ખબર હતી કે તે મુચકુદને છોડીને જાત નહીં તો તે મુચકુદને પરણવાને ભાગ્યશાળી થાત નહીં

"બહેન! મારા ધણી ગુજરી ગયા છે" બને તેટલી નરમાશથી મણિએ કહ્યું "તમે ક્યારે આવ્યા?"

"ઘણા દિવસ થયા તમે ક્યા તમારે પીઅર રહો છો?"

"મારે સાસરે ને પીઅર કોઇ નથી, હુ એકલીજ રહુ છુ, અને મહેતી છુ" દઢતાથી મણિએ કહ્યુ તેનો જરા મીજાજ ગયો માત્ર મુચકુદને મળવા ખાતર તે વાત લબાવી રહી "ઠીક, પણ મુચકુદભાઇની તબીઅત હાલ ઠીક નથી દેખાતી, કૈં થયુ છે?"

"કશુએ નથી થયુ, મોટા જમધડ જેવા તો છે"

કાશીની અસરકારી તોછડાઇ જોઇ મણિનો ખેદ વધ્યો બીચારો મુચકુદનો સરકારી આત્મા આ કેમ સહેતો હશે? મણિ આ પ્રશ્નમા પણ નિષ્ફલ નીવડી એટલે કાશીને કેવી રીતે રીઝવવી તેનો વિચાર કરવા લાગી.

"તમે બહાર નીકળો છો?"

"મને તો સાચુ પુછો તો અહીંઆ કોઇનુ મોઢુજ નથી ગમતુ"

મણિ મુગી થઇ ગઇ આનો શો જવાબ? એટલામા કોઇના પગલા ખખડયા "લો, મુચકુદભાઇ આવ્યા" મણિએ કહ્યુ

"તમે કેમ જાણ્યુ?"

જવાબમા મણિ માત્ર હસી તેના હસવાથી કાશીનો ગુસ્સો માયોજ નહીં એટલામા મુચકુદ આવ્યો, અને મણિને જોઇ ચકિત થઇ ગયો તેના ફીક્કા મોઢા પર એકદમ લોહી આવ્યુ મણિ ઉભી થઇ સામે ગઇ.

"કેમ મુચકુદભાઇ! કેમ છો?"

"કોણ મણિ—બહેન!" મુચકુદે ગભરાઇ ઉત્તર આપ્યો

"હા મને થયું કે ઘણા દિવસ થયા મળી નથી તે તમને મળી આવું"

મુચકુંદ મણિ સાથે ગુસ્સે થયો હતો, પણ અત્યારે તેને જોઇ તેને એવી શાતા વળી કે તે પોતાનો ગુસ્સો વીસરી ગયો છતાં તેના અવાજમાં જરાક અતડાઇ આવી. "ઘણો ઉપકાર થયો."

"એમાં ઉપકાર શાનો? મારો જીવ તો ક્યારનો આવું આવું થતો હતો. મારે કાશીભાભીને જોવાં હતાં"

બારણામાં ઉભીઉભી કાશી બબડી "મોઇ તારી ભાભી ને મોઇ તું"

મુચકુંદ નીચું જોઇ રહ્યો મણિએ ફરીથી પુછ્યું "તમારી તબીઅત કૈં ઠીક નથી લાગતી?"

"મારે હવે તબીઅતજ છે તો." કડવાશથી મુચકુંદે કહ્યું. મણિ શું જવાબ દેવો તેનો વિચાર કરતી હતી એટલામાં કાશીનો સવાલ આવ્યો "ચાલો હવે જમવા ઉઠશો? બહુ વાતો કરી"

મુચકુંદના કપાળ પર ગુસ્સો આવ્યો તેણે હોઠ કરડયા અને બોલવા જતો હતો છતાં તે અટકયો.

"ચાલો ત્યારે હું ઉઠું તમારે વાર થાય છે."

"તમે ખાધું?"

"ના હજુ હવે"

"ત્યારે અહીંઆ નહીં જમવા બેસો?" મુચકુંદના અવાજમાં એટલી દીનતા હતી કે મણિને જવાબ દેવો સુજ્યો નહીં "આજનો દહાડો કોઇ વાટ જોતું તો નથી?"

"મારી વાટ કોણ જોવાનું હતું?" જરા હસીને મણિએ કહ્યું

"ઉભાં રહો ત્યારે હું કહી આવું" કહી મુચકુંદ અંદરની નાની ઓરડીમાં ગયો.

મણિ ઊભી રહી. બાજુની ઓરડી કે જુદો ખંડ નહોતો, માત્ર પાટીઆની ફૂડેતાલથી નોખો પાડેલો આજ ઓરડાનો વિભાગ હતો ત્યાં બોલાતા અક્ષરે અક્ષર તે સાંભળી શકતી

મુચકુંદ અંદર ગયો ત્યારે કાશી ભવાં ચઢાવી બેઠી હતી. તેના બાળક મગજમા એક નિશ્ચય સ્પષ્ટ અને નિર્મલ હતો કોઇ પારકી સ્ત્રી ઘરમા આવે તો નમતું આપવુ નહીં તે ઉપરાંત મુચકુંદની રીતભાત કે સત્કારની તેને કંઈ સમજ નહોતી, એટલે તેના તરફ તિરસ્કાર દેખાડવાની બને તેટલી તક લેતી તેનામાં એક પ્રકારની દૃઢતા હતી, આગળ જતા ડોસીવાડની પ્રમુખ થવાના તેનામા અનેક ગુણો હતા, અને તે ગુણો તેણે દર્શાવવા માંડ્યા. મુચકુંદ એક અક્ષર પણ કહે તે પહેલાં તેણે મોટેથી કહ્યું:

"આ ચીબાવલી મારા ઘરમા [નહીં" કાશીની બાડી આંખે ભયંકર કટાક્ષ નાંખ્યો. ગરીબ બીચારો મુચકુંદ બાઘો બની ઊભો રહ્યો. બહાર ઊભેલી મણિએ આ શબ્દો સાંભળી હોઠ કરડ્યા

"જરા ધીમે બોલ." મુચકુંદ ધીમેથી બોલતો સંભળાયો.

"શું કરવા? એની હું કંઈ દબાયલી છું? મારા ઘરમા એનો ટાટીઓ નહીં"

"અરે આ શું બોલે છે?" ગુસ્સામા પણ ધીમેથી મુચકુંદ બોલ્યો.

"ના તે એ નહીં બને જોઇએ તો મારી નાંખો." કહી કાશી ઊભી થઇ ગઇ હોય એમ મણિને લાગ્યું.

"એમ?"

મુચકુંદ કાશી પાસે જતો સંભળાયો; કાશી ભાણું પીંખી "અરેરરર" કરતી સંભળાઇ. મણિની બહાર ઉભાઉભા એવી સ્થિતિ થઇ કે શું કરવું તેનો રસ્તો જડ્યો નહીં. જે ઘરમા આદર નહીં ત્યાં ઊભું રહેવું તેને ગમ્યું નહીં, અને વગરકહ્યે જતા રહેવું તે પણ સારું લાગ્યું નહીં.

થોડી પળમા મુચકુદ બહાર આવ્યો તેનુ મોઢુ ગુગળાટમા અને ગુસ્સામા લાલ થઇ ગયુ હતુ મણિ તરત બોલી ઉઠી

"મુચકુદભાઇ! આજે મને જવા દો" જાણે વાત સાભળીજ નહીં હોય એમ અજાણી થઇ મણિએ કહ્યુ "મારે ત્યા એક જણ આવવાનુ છે જમવા રહીશ તો મોડુ થશે"

મુચકુદ આગ્રહ કરવા જતો હતો, પણ તેને લાગ્યુ કે કાશી રીસાઇને ખુણે બેઠી હતી એટલે મણિ પુરેપુરા ફજેતો જુએ તેના કરતા આબરુ રહે તેટલી સારી તે ફીકકુ હસ્યો 'ખરેખર?"

"હા વળી કોઇ દિવસ આવીશ ચાલો ઘણુ મોડુ થયુ."

મણિની આખમા આર્દ્રતા હતી મુચકુદની હીણભાગી સ્થિતિ માટે દયા હતી અને મણિ આ સમજી ગઇ અને આવી દયા બતાવે છે એ જોઇ મુચકુદના મનમા તેને માટે જે લાગણી હતી તેમા વધારો થયો મુચકુદ સાથે વળાવવા હેડળ સુધી આવ્યો

"મણિબહેન! જરૂર ફુરસદે આવજો"

"તમે કોઇ વખત મારે ત્યા આવો તો કેમ ' અત્યારે નીકળવુ મને જરા અગવડભરેલુ છે"

"ઠીક એમ કરીશ"

મણિ ગઇ પણ કયા સુધી તેની અદીઠ થતી મૂર્તિ, તેની છટાદાર ચાલ તે જોઇ રહ્યો કેવી સ્ત્રી ખોઇ અને કેવી સ્ત્રી પામ્યો ' થોડી વાર તે ઉભો રહ્યો આટલે દિવસે મણિને જોતા તેના તરફ આવતો રોષ અદૃષ્ટ થયો—ઊમિઓ વધારે સબળ થઇ, અને પોતાના જીવન પરનો અસતોષ વધ્યો શી તેની સ્થિતિ—શી અધમતા—શા પત્નીના સુખ! આજે પોતાના ધરસસારનુ દુખ હજાર ધાર ધારી તેના

હૃદયને વહેરવા લાગ્યુ જ્યારે ઉશ્કેરાટ તે થાક્યો ત્યારે ઉપર જવા વિચાર કર્યો ઉપર કોને માટે—કોને ઘેર—ક્યા સુખ માટે? જીવન કોને માટે? તે બબડ્યો "મણિ! મણિ! તે મારુ કહ્યુ માન્યુ હોત!" તેણે નીસાસો મુકી, પાછા ઉપર જવાનો વિચાર છોડી દીધો ને રખડવા નીકળ્યો કે જેથી પગ થાકે તો રાતના ઊંઘ આવે

બે અઢી કલાક તે રખડ્યો અને ઘેર આવ્યો કાશી બારણુ બધ કરી સુઇ ગઇ હતી જેના સરકાર જાડા તેનુ જીવન સરળ અને સુખી નિર્જીવ વસ્તુમા નીરાંતે પડી રહે પહાણો, જીવવાળામા પડી રહે ભુંડ

## પ્રકરણ ૭ મું

-------

## હૈયાં ખોલીને વાત

મુચકુંદને ઘર નરક સમાન લાગ્યું, પોતાની સ્ત્રી જોઈ તેને કમકમાટ છૂટયો આ સ્ત્રી સાથે દિવસો—એક રાત, એક પળ પણ કેમ જાય? અત્યાર સુધી તે ગમે તેમ ચલાવતો હતો, હવે તેના ધૈર્યનો અંત આવ્યો આવી સ્ત્રી જોડે ઉઠવું, બેસવું, ખાવું પીવું–તેના કરતા મરવું હજાર દરજ્જે સારું આવા વિચારો કરી તે સુતો, પણ તેને ઉંઘ જરાએ આવી નહીં

સવારે ઉઠયો ત્યારે પણ તેના તેજ વિચારો આવવા લાગ્યા મણિએ આપેલું આમંત્રણ યાદ આવ્યું તેનું મન મણિને નીરખવા, તેની સાથે વાત કરવા તલસી રહ્યું, અને જેમજેમ કાશીને જોતા કચવાટ વધ્યો, તેમ એ તલસાટ પણ વધ્યા તેને છોડીને મણિ પાસે જવાની ઉત્કંઠા થઇ પણ સવિતાનું વરેણ્ય ભર્ગ બુદ્ધિદાતા છે, તેના સચોટ કિરણોમા રાત્રિના અંધકારે ઉભા કરેલા મ ારાજ્યો ભેદવાની અદ્ભુત શક્તિ છે મુચકુંદને કર્તવ્યપરાયણતા સ્ફુરી મણિ પાસે જઇ પોતાની સ્ત્રીની ફરીઆદ કરવી તેનું નામ મર્દાઈ? હોઠ કરડી તેણે તલસાટ દબાવવા પ્રયત્ન કર્યો, અને પોતાના નિત્યકર્મો આરંભ્યા પણ કાશીને ઘરમા ફરતી જોઇ તેના સંસ્કાર, તેની રીતભાતો, તેના પરાક્રમો યાદ આવતા તેના હૃદયમા હોળી બળવા લાગી

જે માણસનું મોઢું ગમે નહીં, જેના બોલો ઝેર જેવા લાગે, જેનો સંગ કમકમા આણે તેની સાથે રહેવું તે નરક મુચકુંદ અત્યારે નરકમા પડયો હતો કર્તવ્યપરાયણતાની દૃષ્ટિએ, તે નરકને સ્વર્ગ છે એમ પોતાના મનને સમજાવતો હતો, પણ નરક તે

આખરે નરક, જનકવિદેહીઓ તે જોઇ બળ્યાબળ્યા થાય તો આ તો બીચારો એક ગ્રેજ્યુએટ !

મુચકુન્દની મુઝવણનો પાર નહોતો. તેને આ નરકમાંથી નાસવું હતુ, મણિનો સુખમય સંગ કરવો હતો છતાં કર્તવ્યપરાયણતા રાખવી હતી, અને નરકમાં રહેવું હતું જીવન વિચિત્ર છે, ઇચ્છાઓ તેથી પણ વધારે વિચિત્ર હોય છે

સાંજે તેના પગ મણિના ઘર તરફ જવા ધસ્યા, મહામહેનતે તેમને તે ઘેર લઇ આવ્યો તેણે નિશ્ચય કર્યો કે મણિને ફરી મળવુ નથી તે નિશ્ચય કરી પોતાને ઘેર આવ્યો

ઘેર કાશીને જોઇ હૈયાની હોળી સતેજ થઇ આ સ્ત્રી જોડે સંસાર કેમ ચલાવાય ' તેને વિચાર થયો કે એને થોડા દિવસ પીઅર મોકલી આપી હોય તો તેનુ બળતુ હૈયુ શમે, પણ તે કેમ બને ? તે નિરાશ થઇ બેઠો

" પેલી તમારી કુબજા ફરી મળી હતી કે ?" કાશીએ સવાલ કર્યો

મુચકુંદ ચમકયો તેની આંખમાં ખુન્નસ ભરાયુ તેણે ટેબલ પર પડેલું લાકડાનું બારણું હાથમા લીધુ અને કાશીને છુટું માર્યુ કાશી ખસી ગઇ અને બારણું જઇ ભીંતમા અથડાયુ બીજી પળે મુચકુંદને ભાન આવ્યુ—તેણે વૈરીને મારી હતી તેના સંસ્કાર, તેની કેળવણી, સ્ત્રીઓ તરફ રાખવી જોઇતી માનની લાગણીઓ એ બધા કયાં ગયા ? અધમ સંગે તે પણ અધમ થયો

તે ઉઠયો, કપડાં પહેરી બહાર ગયો. બહાર જઇ તે રખડયો ભુખ લાગી તે કે ખાધુ, અને મોડી રાત સુધી બળતા આત્માને શાંત કરવા ચોપાટી પર પડી રહ્યો આખરે તે ઘેર આવ્યો

બીજે દિવસે તેને જાણે તાવ આવ્યો હોય એમ લાગ્યુ તેનુ શરીર સુકાઇ તો જતું હતુ, તેમા આ વ્યાધિ આવ્યો. કાશીને તેણે

કે પરવા નહોતી તે નીરાંતે ખાતી, ઊંઘતી, અને ધણીનું દુઃખ જોઇ પોતે જીતી છે એમ માની ખુશ થતી તે દિવસે પણ તેને મણિ તરફ ભયંકર આકર્ષણ થયું, પણ તેણે તે જીત્યું અને તે ઘેર આવ્યો આજે બહાર રખડાય તેમ નહોતું–તેના અંગેઅંગ પીડાતા હતાં. કાશીએ કૈં પુછ્યું નહીં, તેણે કૈં કહ્યું નહીં તેણે ખાવાની ના પાડી એટલે કાશીએ ઉઠી નીરાંતે ખાધું

ત્રીજે દિવસે સવારે પથારીમાંથી ઉઠતા તેને મુશ્કેલી નડી છતાં તેને જીવન પર તિરસ્કાર છૂટ્યો હતો એટલે મુશ્કેલી ન ગણકારતા તે ઉઠ્યો તેને લાગ્યું કે ભગવાન્ યમરાજ તેના પર મહેરબાની કરી તેને લેવા આવતા હતા સવારે મણિનો કાગળ આવ્યો

" પ્રિય ભાઇ મુચકુંદ,

બે દિવસ તમારી વાટ જોઇ પણ તમે આવ્યા નહીં આજે આવશો ?

લી મણિ "

કાગળ ટુંકો હતો, પણ મુચકુંદને ગંભીર અર્થવાળો લાગ્યો તેની રગમા લોહી વધારે પ્રબળતાથી વહેવા માંડ્યું તે વધારે વખત દૃઢતા રાખી શક્યો નહીં નિર્બલતાથી તેની દૃઢતા પીગળી જવાની તૈઆરીમા હતી, આ કાગળે પીગળાટ શરુ કર્યો ને ઉઠ્યો અને મણિને ઘેર ગયો

મુચકુંદ આટલું પણ ચાલી શક્યો નહીં, અને મણિની ચાલના દાદરો ચઢતા પણ તેના હોશ-નાશ ઉડી ગયા, તેનો શ્વાસ ભરાઇ ગયો થોડી વારે તેને તલાશ કરવાની શક્તિ આવી અને મણિની ઓરડી આગળ જઇ તે ઉભો રહ્યો

તેણે બારણું ઉઘાડ્યું, અને જાણે સ્વર્ગના બાર ખુલ્યા હોય તેમ તે ઓરડીની સ્વચ્છતા અને સાદાઇ જોઇ તેને શાંત વળી મણિ એક છોકરીને શીખવતી હતી

"ઓહોહો ! મુચકુંદભાઈ !" કહી મણિ ઊભી થઈ ગઈ. તેનું સ્વરૂપવાન્ મોઢું વધારે તેજસ્વી થઈ રહ્યું, તેના હોઠ આવકારની ઊર્મિઓ બહાર કાઢતા જરા એકમેકથી દૂર જ થઈ ગયા, તેની આંખો–તેની ભયંકર, તેજસ્વી આંખો હસી ઉઠી. મુચકુંદના હૃદય પર અમીનો વરસાદ વરસ્યો. પણ તે ફ્રોકટ ગયો હતો–બોલ્યા વગર તે એક તકીઆ પાસે બેસી ગયો. "વિમળા !" મણિએ પોતાને ત્યાં બેઠેલી છોકરીને કહ્યું, "જા, આજે રજા, હવે કાલે આવજે."

છોકરી ઉઠી, અને રખેને મહેતી પોતાનો વિચાર બદલે એવી ધાકે ઝપાટાબંધ ચાલી ગઈ.

"મેં નહોતું ધાર્યું કે તમે હમણાંજ આવશો. આજે કાગળ મળ્યો ?" મણિએ પૂછ્યું.

મુચકુંદે જવાબમાં માથું ધુણાવ્યું.

"પરમ દિવસ કરતાં આજે તમે ઘણા માંદા લાગો છો. ડૉક્ટર પાસે જઈ આવ્યા ?" જરા ચિંતાથી મણિએ પૂછ્યું.

"ડૉક્ટર ને ફૉક્ટર–મારે તો કહીં જવું નથી. હું થાકી ગયો છું. મારે તો હવે મરવું છે. કોને માટે જીવવું ?"

"ઊભા રહો, જવાબ દઉં છું. મને ચા કરવા દો." કહી મણિ ઊઠી.

મુચકુંદે મણિને વીજળીની માફક આમથી તેમ ફરતી જોઈ. તેનું છટાદાર અંગ અને તેની કામ કરવાની મોહક રીત તેણે ઘણે દિવસે ભાળ્યા. તે મુગ્ધ મોઢે જોઈજ રહ્યો. ચા મૂકી મણિ તેની સામે આવી બેઠી.

"બોલો હવે શું છે ? બીજી બધી વાત પછી. ડૉક્ટરને ત્યાં જશો."

"ના."

"કેમ ?"

"મણિબહેન, મણિબહેન ! મને જીવવા કરતાં મરવું હજાર ઘણું સરસ લાગે છે. તમે તો ચાલ્યા ગયા, તમે જાણ્યું એથી મારો ઉદ્ધાર થશે. આ જાયું કેટલો થયો તે ?" કડવાશથી મુચકુંદે કહ્યું.

"હા ભાઇ ! ખરી વાત છે. મેં નહોતું જાણ્યું કે આવું પરિણામ આવશે."

"પરિણામ ! તમે ગયાં અને હું પરવારી ગયો. મને જીવન વિષમય થઇ ગયું. હું ભાવનાભ્રષ્ટ થયો. પછી મારાં માબાપે જે જુલમ વર્તાવ્યો હતો તે મેં સહન કર્યો. મારી ભાવનાઓ ગઇ–તમે ગયાં પછી મારે શા માટે સામે થવું ? કોને માટે ?"

મુચકુંદે જરા વાર શ્વાસ ખાધો. મણિની આંખોજ માત્ર આશ્વાસન આપી રહી. મુચકુંદે નિઃશ્વાસ મુકી કર્મની કથની શરુ કરી.

"પછી હું પરણ્યો, આ ભૂત મને વળગ્યું. તે જોયું, કેવા બ્રહ્મરાક્ષસ છે ? મણિબહેન ! મરવું મારું, રોમેરોમ કીડા પડે ત મારાં પણ આવી સ્ત્રી મળે તે ખોટું. મારા સંસ્કાર, મારી ભાવનાઓ, મારી આશાઓ–ક્યાં આ સહધર્મચારિણી સાથે ? એના કરતાં મરવું સારું." ફરી કમકમાટથી ધ્રુજતાં મુચકુંદે કહ્યું.

"ભાઇ ! આકળા શું કામ પડો છો ? તમારી તબીઅત બગડશે. એ કૈં હવે બદલાવાનું છે ? આપણામાં કહે છે તેમ 'પડ્યું પાનું સુધારી લ્યો.'"

"શું મારું કરમ સુધારું ? આ ગમાર તે સુધરે–એ તો મોટી સ્ત્રી સાથે છે, પળેપળ મારું લોહી ચુસે છે. તમે જોતાં નથી. હું દિવસેદિવસે મરણની અણીએ આવતો જાઉં છું."

મણિની આંખમાં આંસુ આવ્યાં. આ આક્રંદ તે સાંભળી શકી નહીં.

"મુચકુંદભાઇ ! શા માટે આકળા પડો છો ? એ કૈં છુટવાનું છે ?"

"મરીશ ત્યારે છુટશે ને. તમને ખબર નથી કે આ દુઃખ કેટલું દુસહ છે !"

"મને કેમ ખબર નહીં હોય? આપણા લગ્ના મે એટલાં લહાવા લીધા છે કે હુ બધુ સમજી શકુ છુ" મણિએ સ્નેહથી કહ્યુ "એક રીતે કે બીજી રીતે આપણે બ નેને આપણા સસારે રહેસ્યા છે પણ કેમ કરવુ?"

"શુ કરવુ? હુ કયા જાઉં–કોને કહુ? તમે છો તો હુ આટલુ પણ કહી શકુ છુ, પણ કે રસ્તો સુઝતો નથી"

"બીજો શો રસ્તો!" મણિએ કહ્યુ "ગમે તેમ પણ નીભાવવુ પડશે કે છુટકો છે?"

"નીભાવવુ! શા સારુ? કોના બાપનો બાધેલો છુ? મારા આદર્શો જાય, મારુ સુખ જાય, મારો જીવ જાય છતા મારે નીભાવવુ? મારુ ચાલે તો એક પળમા બધા બધનોને તોડી નાખુ"

"ભાઇ!" મણિએ સાત્વના આપતા કહ્યુ "મારા પણ એવાજ વિચારો હતા હુ પણ તેમજ કરવા મથી હતી મે બધો અનુભવ કર્યો છે આખરે જોયુ કે એ બધાને અને દુખજ છે"

"ત્યારે શા માટે મરવુ નહીં? એ દુ ખ શા માટે સહ્યા જવુ? કાશીની જોડે જન્મારો કાઢવો? અરે ભગવાન!" આ શબ્દો કહેતા મુચકુદને કપારી આવી

બીજો શો રસ્તો? ભાઇ! મે તો બધે જોયુ છે આપણા મરદો કહો, સૈરા કહો–સરકારી થયા કે ભોગ લાગ્યા એ તો નફટ થયા વિના છુટકો નથી એ તરેહની જીદગી કરો, કાશી જોડે કાશી જેવા થાઓ તો ક નીરાત વળશે"

"જીવન એખડુ કરવા હુ ઘણોએ મથુ છુ પણ કાશી સાથે તે પણ કેમ થાય?" મુચકુદે કહ્યુ નિરાશાની અવધિમા તે જમીન તરફ જોઇ રહ્યો

"ભાઇ! જેમ વિચાર કરશો તેમ દુખી વધારે થશો"

"ભોગ આપણા!"

"પણ એમ કર્યે શો ફાયદો? એના કરતા હીંમત રાખો અને તમારી ભાવનાઓ ફરી સતેજ કરો ઘરસંસારની વાતો વીસારીજ દો આખુ જીવન એક મહાભાવનાથી પ્રેરો પ્રભુએ જીંદગી આપી છે તે આમ રડી કકળીને પુરી કરવા?"

મુચકુંદ ફીકકુ, નીરસ હસ્યો "હવે મારે ભાવના કેવી? તમે ગયા ને મારી ભાવના પરવારી"

"હુ કયા ગઇ છુ? તમારી બહેન છુ અને સદાએ રહેવાની"

મુચકુંદનો હાથ અજાણ્યે મણિને પકડવા ગયો, પણ તેણે તરત તે પાછો ખેંચી લીધો મુચકુંદે નીસાસો નાખ્યો, પોતાનો હાથ બીજા કોઇને આપવાનો તેને હવે શો અધિકાર હતો?

"બહેન! હવે રજા લઇશ ઘણુ મોડુ થયુ"

"હા સુખેથી, પણ ડાકટરને ત્યા જરુર જજો"

"જોઇશ"

"ના, જોઇશ નહીં, મારા સમ" મણિની આંખ રડેલાની હતી મુચકુંદ તે બીનાશથી ધ્રુજતો હોય તેમ લાગ્યુ તે મણિની આંખમા આંખ મેળવવા અશક્તિમાન્ હતો તેણે નીચુ જોઇ રજા લીધી, અને ધીમેધીમે ઘેર ગયો

મણિ એના ને એનાજ વિચાર કરી રહી

# પ્રકરણ ૮ મું



## કાશી વીફરી

કાશી ઉંધી રીતે હોશીઆર હતી તેણે મુચકુંદને કાગળ વાંચતા જોયો, ઉતાવળે બહાર જતો જોયો, અને પાછો આવ્યો ત્યારે તેને જરાક ઓછા દુ:ખી જોયો કાશીના વહેમી સ્વભાવને મણિ સાભરી અને આ ફેરફાર તેનેજ લીધે છે એમ તેને લાગ્યું

મુચકુંદ માટો દેખાનો તેની તેને પરવા નહોતી એ ઓછો દીનગીર દેખાયો તેથી તે ગુસ્સે થઇ તેણે મહવારે આવેલા કાગળ ખોળવા માડયો મુચકુંદ ભુલમા તે ટેબલના ખાનામા વીસરી ગયા હતે, તે કાશીને હાથ આવ્યો કાશીને વાચના નહોતુ આવડતુ મરથે હકળને માળે રહેતા પાડોશીના નાના છોકરાને ઉપર બોલાવી તેની પાસે તે કાગળ વચાવ્યો તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં, પેલી ચાંપાવલી એના ધણી જોડે પત્રવ્હેવાર કરે!

તેણે તરત લુગડુ બદલ્યુ અને બહાર નીકળી, અને ચદુલાલ શેઠને ત્યા ગઇ, અને પાર્વતીને કહ્યુ કે મારે મણિને મળવા જવુ છે મારે એક રામો મોકલો વાતને વધારે ખરી લગાડવા તેણે એમ પણ ઉમેર્યું કે મુચકુંદ તેને જવા કહી ગયો હતો, અને પૂર્નિમા પેરા કાગળમા આપેલુ સરનામુ કહી બતાવ્યુ પાર્વતીને જરા આશ્ચર્ય તો લાગ્યુ છતા એક રામાને તેની સાથે જવા કહ્યુ તેણે માત્ર એટલુજ કહ્યું કે તે દિવસે મણિ સાડાત્રણ વાગતા પછી ઘેર આવશે કાશી તે વખત સાચવી-ને મણિને ઘેર ગઇ.

મણિના મનની સ્થિતિ વિચિત્ર હતી મુચકુંદ આવ્યો અને તેવો ને તેવોજ સ્નેહાળ હતો તેથી તેનું હૈયુ પ્રફુલ્લ

હતુ તે માદો હતો તેથી ખિન્ન હતુ તેને કાશી તરફનુ દુખ છે તે દેખી તે દયાર્દ્ર બની હતી અને આ બધી માનસિક સ્થિતિઓ પર આછા, ભીના પ્રેમનુ વાતાવરણ છાયુ હતુ

મણિ કાશીને જોઇ ચમકી તેણે આ મેળાપ થશે એવુ સ્વપ્ને પણ ધાર્યું નહોતુ કાશી આવી મણિએ આવકાર દીધો, તેને તેણે ધુત્કારી કાઢયો, અને પોતાનો ક્રોધ કાઢવા માડયો કાશીની કેળવણી ગામડીઆ હતી, તેનો કોપ ફટાણાઓ સાભળી વિશાળ અને રગીન થયો હતો, તેનો ક્રોધ નિર્લજ્જ અને ભયકર હતો આ સઘળાનો ઉપયોગ કરી કરી કાશીએ મણિને મહાત કરી બીચારી મણિના કાનમા કીડા ખદબદી ઉઠયા, તેની આખમા ગુસ્સાથી અને અપમાનથી આસુઓ આવ્યા, તેના હૈયામા આ છોકરીની અસભ્યતાએ ચીરાડા પાડયા બીજુ કોઇ આથી અરધુ પણ કહેત તો તેને તે જવાબ દઇ શકત, ઘરમાથી કાઢી મુકત, પણ આ તો મુચકુદની વહુ ! તે કઇ પણ બોલી નહીં, બધુ સાભળ્યા કર્યું, અને કાશી ગઇ ત્યારે પોસપોસ આસુએ રડી

કાશીને નીરાત વળી પોતાના વિજયનો વાવટો તેણે ફરકતો કર્યો હતો, તેના મનમા મુચકુદ માટે એક પ્રકારનો તિરસ્કાર આવી ગયો હતો, તેની ભલમનસાઇ તે મુર્ખાઇ છે એવો તેણે ચોકકસ અભિપ્રાય બાધ્યો હતો અને તે કારણોથી તેને મુચકુદનો ધાક જરાએ નહોતો તે રાતના ઘેર આવ્યો ત્યારે કાશીએ પોતાના દિગ્વિજયનો ઇતિહાસ અથથી ઇતિ સુધી તેને કહી સભળાવ્યો

મુચકુદ આખા દહાડાના થાકથી, નબળાઇથી, નિરાશાથી નિર્બળ થઇ ગયો હતો, તેમા આ સાભળી તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં તેના નિસ્તેજ ડોળા ભયજનક થયા, તેનો શ્વાસોચ્છ્વાસ વધારે જોરથી ચાલવા લાગ્યો તે પહેલા કૈ બોલ્યો નહીં, માત્ર દાતજ પીસ્યા તે ઉભો થયો;

તેના હાથ ધ્રુજી રહ્યા તેણે ટેબલ પર પડેલો ખડીઓ જોયો-લીધો, કાશીના પર જોરથી ફેંક્યો આ ગુસ્સાના આવિર્ભાવથી તેની જીભ ઉઘડી

“કમજાત! મારો જીવ લેવા પેદા થઇ છે?”

બીજી પળે તે ત્યાથી નાઠો તેનુ માથુ ભમતુ હતુ મણિને ચપલા અપમાનના શબ્દેશબ્દ જાણે તેનેજ કહેવામા આવ્યા હોય તેમ તેને લાગ્યુ હવે એ કાશીનુ મોં નહીં જોવુ એવો નિશ્ચય તેણે કર્યો તે ઉપરાત મણિને શા વિચારો આવતા હશે? તેની પાસે જઇ તેની માફી માંગવી જોઇએ એમ પણ તેને થયુ

તે મણિના ઘર તરફ વળ્યો

## પ્રકરણ ૯ મું

### હૃદયો નિર્દોષ કે દોષિત !

મણિ આખા દિવસના દુઃખદ અનુભવથી દીલગીર થઇ ગઇ હતી તે મુચકુંદને મળી હતી, તેના ગૃહજીવનમા માથુ માર્યું હતુ, પરિણામે તેને દુઃખી કર્યો હતો કાશીને ચીડ્રાવી હતી, મુચકુંદના સંસારસુખનું સત્યાનાશ વાળી મુક્યુ હતુ પહેલા જેમ પોતાને તે દોષ દેતી હતી તેમ તે દેવા બેઠી, અને ભરેલે હૈયે આસુ સારતી હતી

એટલામા કોઇએ બારણુ જોરથી ઠોક્યુ તે અજાયબ થઇ અત્યારે કોણ હશે ? મણિના નીડર હૃદયમા પણ ડર આવ્યો તેણે ધીમેથી બારણા ઉઘાડયા, થાકેલો, હાફ્તો, સ્મશાનમાથી પાછા આવેલા પ્રેત સમો મુચકુંદ આવ્યો ને ઓરડીમા લથડી પડયો મણિને ધ્રાસ્કો પડયો

"ભાઇ! ભાઇ! આમ કેમ ?" તેણે મર્યાદા ભુલી મુચકુંદનો હાથ ઝાલી બેસાડયો, અને મુચકુંદ શ્વાસ ખાવા મુગો રહ્યો મણિએ પાણી ધર્યું તે તેણે પીધુ

'મણિબહેન! પેલી કુબજા તમને શુ કહી ગઇ?"

'અરરર! તે માટે તમે આવ્યા? એ તો કે ખોટુ લગાડયુજ નથી નકામા શા માટે તમારા જીવને દૂખવો છો?"

"મણિબહેન! એ—"

"એની વાતજ જવા દો" મણિએ જરા હસતા કહ્યુ મણિના હાસ્યકિરણોથી મુચકુંદનો ગુસ્સો જરા શમ્યો

"કેમ જવા દઉં? એ મારો જીવ લેવા બેઠી છે—જ્યા જાય ત્યા ઝેર પ્રસારે છે અરેરે! તમને શુ શુ કહી ગઇ હશે!'

"કે નહી"

"કે નહીં કેમ? તમે હસો છો, કારણ કે નહીં તો હુ દુ ખી થાઉં. પણ મને ખબર છે"

"શી ખબર છે? નકામા તર્કો શુ કામ કરો છો?"

"નકામા? મને ખબર છે કે તમારુ હૃદય ઘવાયુ હશે—તમે મારી કાલકામાતાના કોપથી ત્રાસતા હશો,—તેના શબ્દો તમને વિષમય લાગ્યા હશે"

"ભાઇ! એ વિચારો કાઢીજ નાખો મને તો ઘણાએ અનુભવ થયા છે અને આ એક વધારે તમેજ એક કોઇના વાક્યો મને વાચી બતાવ્યા હતા'

"કયા?"

"એક દેડકાને આગીઓ મળ્યો આગીઆએ પુછ્યુ 'શા સારુ ચુક કરાડે છે?' દેડકાએ જવાબ આપ્યો 'તુ શા સારુ તેજ પ્રસારે છે?' એ તો દરેકને પોતપોતાનો સ્વભાવ મુબારક"

"મણિબહેન! મને શરમાવો નહીં તમે તો અલૌકિક છો'

"ના, મે વધારે વેઠ્યુ છે એટલુજ"

"ના, પણ કે ઓછુ લાવશો નહીં કાશી મારી બ્રી નથી, મારા પૂર્વભવની દુશ્મન છે મને લાગ્યુ કે તમે ગુસ્સે થશો અને ફરી મારી જોડે બોલશો નહીં"

"ગાડા થયા છો? જે કે કાશીએ કહ્યુ તે મે સાભળ્યુ—માત્ર એટલાજ માટે કે એ તમારી બૈરી છે, નહીં તો તમે મને ઓળખતા નથી? ટાટીઓ પકડી બહાર કાઢત"

"મણિબહેન! હુ ખોટુ નથી કહેતો—પણ તમે મળ્યા, તો મને જરા શાતા વળી, નહીં તો હું ભટકતો, દુ ખી, નિરાધાર થઇ રહ્યો છુ"

"શા માટે?"

"બહેન! આ ભૂત સાથે ભવ ગાળવો પડે! ભયંકર!" કહી મુચકુંદ ધ્રુજ્યો. આક્રંદ કરતા તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં તે એમ બોલ્યો "બહેન! બાલપણમાં બહુએ સ્વપ્નો આવ્યાં હશે, પણ તેમાં આવું સ્વપ્નું તો કદી આવ્યું નહોતું "

"આ શું કહેવાય ?" આ વિચારોમાંથી મુચકુંદને છોડવવા તે જરા હસી ક્રોધમાં બોલતાં મણિએ કહ્યું "કહું છું કે વાત જવા દો તે નથી સાંભળતા ? ભણેલા ગણેલા થઈ આટલી હીંમત નથી રહેતી ''

પણ આ શબ્દોની અસર જુદીજ થઈ મણિનું તેજસ્વી હસતું મોઢું, ને તોફાની ચમકતી આંખો જોઇ મુચકુંદને પોતાનું દુઃખ વધારે કારમું લાગ્યું

''ભણેલો!" તેણે કહ્યું ''હા! હું મુર્ખો હોત, ગામડામાં ગોરપદું કરી ખાતો હોત, તો એક અક્ષર નહીં બોલત, મારી કાશીમાઈની કોટે વળગી ભવસાગર તરી જાત, ને મતિમંદ માયકાંગલાંની જુજાળ પેદા કરી ઘર ભરી નાખત પણ હું મૂર્ખો—મારા બાપ મુર્ખા મને ભણાવ્યો, મારા આદર્શો વધ્યા, મને રૂપ, ગુણ, સંસ્કારિતાનું ભાન થયું, મારા સ્વપ્નામાં અવનવી સુંદરીઓ સરજી, તમે મળ્યાં હું ભણેલો છું તેમાજ હીંમત નથી હું સંસ્કારવાળો છું તેમાજ સહન નથી થતું "

બોલતાં બોલતાં મુચકુંદને મોઢે ફીણ આવ્યાં

મણિ આ શબ્દો સાંભળતાં વિસ્મય પામી જે વિચારો એને આવતા, જે પ્રમાણે પોતે "પુરુષત્વ" પાછળ ગાંડી બની, કોઈ નાથને શોધી રહી હતી, તેમજ મુચકુંદ સ્ત્રીત્વ ખોળતો ગાંડો બન્યો હતો બંને ભાવ એક બીજાની જોડ હતા

મણિની નજર અભ્યાસે સૂક્ષ્મ બની નહોતી પણ તેને જે ભાન આવ્યું તે એક મહાન્ વિશ્વનિયમનું હતું દરેક સંસ્કારી પુરુષ કે સ્ત્રીહૃદય

સમાન જોડી માટે તલસે છે સમાજ એ તલસાટને નિયન્ત્રિત કરવા મથે છે, નીતિ નિયમિત કરવા મથે છે, પણ ઘણે અંશે બધા પ્રયાસો નિષ્ફલ થાય છે અને જ્યારેજ્યારે તે સફળ થાય ત્યારે સામાન્ય સ્થૂલ હૃદયોને સુખ થાય છે, પણ સરકારી હૃદયોનો કચ્ચરઘાણ વળે છે કોને સુખી બનાવવા ? સમાજના શરીરરૂપ સ્થૂલ હૃદયોનેજ કે સમાજની સમૃદ્ધિરૂપ સરકારી હૃદયોને ?

આ બે સમાજની સમૃદ્ધિરૂપ હતા, બને એકમેક માટે તલસતા, સમાજ, નીતિ, આબરુ ના પાડતા શો રસ્તો ? કેટલીક ભુલભુલામણીને બહાર નીકળવાનો રસ્તોજ નથી હોતો અત્યારે આ બંને પણ એવી ભુલભુલામણીમા પડયા હતા

મણિએ જરા હૃદયનો ક્ષોભ સમાવી કહ્યુ

"ભાઇ ! તમે કાશીને હમણા પીઅર મોકલી દો ત્યાર વગર તમારા હૃદયમા શાતા વળવાની નથી, અને ઉલટા માદા થશો તે જુદા "

"મારે હવે જવુજ નથી મે વિચાર કર્યો છે કાલે સવારે હુ મુબાઇ છોડી ચાલ્યો જવાનો પછી જેને જેમ કરવુ હોય તેમ કરે " મુચકુદે કહ્યુ

"પણ કયા જશો ? આવી તબીયતે શુ કરશો ? એના કરતા મે ઉપાય બતાવ્યો એ સારો છે "

"ના—ના હવે એ ઘરમા પગ નહીં મૂકુ મે મારો નિશ્ચય કર્યો છે મારે હવે કોઇની પરવા નથી " અકળામણના ઉદ્‌ગારો મુચકુદે કાઢયા

"કોઇની પરવા નથી ?" મણિએ પુછયુ—પુછાઇ ગયુ

મુચકુદે મણિ સામે જોયુ તેના ફીક્કા મોઢા પર જરાક લોહી આવ્યુ

"હુ તમને આ દુનીઆના ગણતોજ નથી, તમે તો મારા કલ્પના-પ્રદેશનાં વાસી છો."

"પણ કલ્પનાપ્રદેશના વસનારાને ઉંઘ પણ આવે ઘણું મોડું થયું. તમે નહીં હોય તો અહીંઆજ સુઓ હું તમને કાલે નહીં જવા દઉં એક દિવસ વધારે વિચાર કરો" મણિએ જરાક હસતા કહ્યું

પરપુરુષ પોતાના ઘરમા રહે તેથી પડોશીઓ શું ધારશે એવી બીકે તેણે અત્યાર સુધી આ કહ્યું નહોતું, પણ મુચકુન્દની આ સ્થિતિમા તેને જવા દેવો તેના કરતા ગમે તે વડવું તેને વધુ સહેલું લાગ્યુ

"તમે મને એવી વાત નહીં કરો હું નિર્માન છું, મારામા નિશ્ચયાત્મક બુદ્ધિ નથી મે ઘણો વિચાર કર્યો છે આ ભયંકર સ્થિતિમાથી બીજો છુટકારો નથી તમે પણ એક વખત ઘર છોડી નાઠા હતા"

"હુ નિરાધાર સ્ત્રી હતી, તમે સશક્ત મર્દ છો એ બધી વાતજ જવા દો એ બધાનો છેડો એટલોજ કે તમે અહીંઆ નીરાંતે સુઓ મારે તમારી વાત કે નિશ્ચય કંઈ સાંભળવાજ નથી તમે અહીંઆ ને હુ રસોડામા-આડી ભીંતે જેમ પહેલા વાત કરતા હતા તેમ આજે ઘણે દહાડે કરીશું"

"તે દિવસોની વાતજ જવા દો" નીસાસો નાખી મુચકુન્દે કહ્યું "જો તમે મારુ માન્યુ હોત, અને આપણ બે સાથે રહ્યા હોત તો આમાની એકે પીડા ઉભી થાત નહીં હજુ-હજુ" અને ક્ષુભિત થએલા મુચકુન્દે ડરતા ડરતા, જરા આશાભર્યા સામે જોયુ "કહો તો આપણે સાથે રહીએ, અને જ્યાથી ભુલ્યા ત્યાંથી ફરીથી ગણીએ"

"નહીં બને" અવર્ણનીય ખેદથી ડોકું ધુણાવતા મણિએ કહ્યું "બાપુ! નહીં બને મને કલ્પનાપ્રદેશની વાસીજ રહેવા દો આમ હુ ત્યાંજ સુધી સોનાની લાગુ છુ સ્ત્રીઓ શુદ્ધ હોય ત્યાંજ સુધી સોનાની, પછી પથ્થરની હુ પથ્થરની હતી, ફરીથી પથ્થરની બનાવવી છે?"

"ના-ના-ના" મુચકુન્દ બોલી ઉઠયો "એવુ હુ કહેતોજ નથી તમે છો તેવાજ રહો-મારુ મન સદાએ સોનાના પણ મારી ન્યાતમા એ મૈત્રી કરવાનો કશો ચાલ નથી'"

મણિએ ડોકું ધુણાવ્યું "મોટાં પરણ્યાં પછી ન્યાત કેવી? છતાં એ કેમ ચાલે? પુરુષને જેમ પતિવ્રત ગમે, તેમ અમને પણ પત્નીવ્રતની ભૂખ હોય છે. ઉમરમાં તો એ નહીં લાગે, પણ જુવાની જાય અને પાકેલ વય આવે એટલે સમજ પડે. હું તો અનુભવે ઘરડી થઈ ગઈ છું નહીં તો શું? મને નથી ગમતું? તમારી સાથે રહેવું—એ તો મારે મન મુક્તિથી પણ વધારે ગમતું છે. ના—ના, સમાજના નિયમો તોડાય, પણ હૃદયના નિયમો કેમ તોડાય?" મુચકુંદ તેના સામે દયામણે મોઢે જોઈ રહ્યા હતા. મણિએ તેના પગ પર હાથ મૂક્યો અને આશ્વાસન આપતાં બોલી "મુચકુંદ! શા માટે ખિન્ન થાઓ છો? આપણા સમાજની અયોગ્યતાના આપણે ભોગ થઈ પડયાં છીએ, પણ આપણે બે એકએકનાં છીએ એટલું ઓછું નથી." મુચકુંદે પોતાના પગ પર પડેલો મણિનો હાથ પોતાના બે હાથમાં લીધો—લેવાઈ ગયો, તેને શું કરવું તે સૂઝ્યું નહીં. આખરે તેને પોતાના હાથમાં જકડી નાખ્યો, તરછોડી છોડી દીધો.

"અરે! એકદમ મણિ બોલી ઊઠી. 'તમને તાવ આવ્યો છે! તમારા હાથ તો ધગધગતા અંગારા જેવા છે.'

'મને ખબર છે, મણિ! મને ખબર છે. મારા માથામાં તો હથોડા ઠોકાય છે જો.' કહી મુચકુંદે મણિનો હાથ પોતાને કપાળે મૂક્યો. ત્યાં ખરેખર હથોડા ઠોકાતા હતા.

'અને આવી તબીયતે મુંબાઈ છોડ્યું હતું? વાહરે વાહ! ચાલો હવે સૂઈ જાઓ, હું પથારી કરી આપું.'

'ના—પછી બધા લોકો—'

'જખ મારે છે! તમે હું કહું તે કરોની—કોટ કાઢો ચાલો." પહેલાં મણિનો જે કાબુ મુચકુંદ પર હતો તે સખ્ત થયો. તે તેના હુકમને તાબે થયો અને કોટ કાઢ્યો.

# પ્રકરણ ૧૦ મું

## માંદગી

મુચકુંદ સુતો અને થોડી વારે બબડવા માંડ્યો, બબડાટ વધ્યો મણિએ ઉઠીને બુમ મારી પણ તેને જવાબ દેવાનું ભાન મુચકુંદને નહોતું મણિ હીંમત ધરી પાસે આવી મુચકુંદને તાવ વધ્યો હતો અને તે સનેપાતમાં બકતો હતો

મણિને ફાળ પડી તેણે મુચકુંદની સારવાર કરવા માંડી આ તે જરા શાંત થયો કે જઇને પાસે રહેતા એક ડાક્ટરને બોલાવી લાવી તેને જરા વિચાર આવ્યો કે તેની આબરૂ પર પાણી ફરી જવાનું, પણ તે વિચારે તે હસી તેને આબરૂ કેવી? મુચકુંદ—અખિલ બ્રહ્માંડમાં તેના તરફ આર્દ્રતાની નજરે જોનાર એકજ માત્ર પુરુષ નિરાધાર બની તેને ઘેર પડ્યો હતો, જ્યારે પોતે રખડતી હતી, ઘર વિના, કકડી રોટની વિના છાપરા કુદતી હતી ત્યારે તેણે પોતાને આદરસહિત, દુનીઆના ક્રોધ વેઠી ઘરમાં ગણી હતી, અને આખી અવનિમાં ઉમદા ભાવનાથી, નિઃસ્વાર્થ સ્વભાવથી પોતાના હૃદયને ડોલાવનાર માત્ર તેજ હતો આ લાગણીના તરંગો તેના હૃદયમાં ઉછળ્યા

સવાર પડી ત્યાં સુધી તેણે મુચકુંદની સારવાર કર્યા કરી, પછી તે એક પાડોશીને ઘર સોંપી ચંદુલાલ શેઠને ત્યાં ગઇ

પોતાની સ્ત્રી જોડે સમાધાન કર્યા પછી, ચંદુલાલ શેઠનો આત્મમમતા વધ્યો હતો તેમણે જોયું કે લુચ્ચાઇથી મણિ ખસી ગઇ, અને પોતાના હાથમાંથી સટકી ગઇ હતી એક તો પોતાની ગરજ પરવારી, અને બીજું મણિ પર ગુસ્સો આવ્યો, આથી શેઠ પહેલા જેટલી માયા મણિ પર રાખતા નહોતા આ કારણથી જ્યારે મણિ તેમની પાસ

મુચકુદની માદગીની ખબર લઇ ગઇ ત્યારે પહેલા શેઠે તેને અનેક પ્રકારનો દોષ દીધો. મણિએ બને તેટલા તેમને સમજાવ્યા અને પરિણામે કાશીને અને પાછુ પડયાને ખબર પહોંચાડવાનુ તેમણે માથે લીધુ.

મણિ ઉતાવળથી પાછી આવી તે ગઇ તે દરમ્યાન મુચકુદ પાછો અશાત થયો હતો મણિ આવી એમ જ્યારે તે સમજ્યો ત્યારે તેને જરા શાતિ વળી

કલાકે કાશી આવી, અને ગુમ્માભર્યું મોઢુ કરી, મણિ તરફ તિરસ્કારમા વાકુ જોઇ મુચકુદની પથારીની પાગતે તે બેઠી મણિએ તેની દરકાર કર્યા વિના પોતાના ઉપચારો ચલાવ્યાજ કર્યા સાજ પડી ત્યારે મણિએ થોડુ રાધ્યુ અને કાશીને જમવાનુ ન કહ્યુ ત્યારથી કાશીએ ભુખી રહી પોતાના હક્ક સાબીત કરવાનુ દુરસ્ત ધાર્યુ

બીજે દિવસે પાછુ પડયા ગભરાતા, ઉકળેલા, ગાળો દેતા આવ્યા તેમની તબીઅત નરમ હતી, આ વર્ષમા તેમની કમાણી ઓછી થઇ ગઇ હતી, હવે ઘડપણના નિર્બલતા વધતી હતી આવી સ્થિતિમા મુચકુદને માદા પડવાનો શો અધિકાર હતો? માદો થયો તો તેમને ખબર આપી મુ માઇ બોલાવવાની શી જરૂર હતી? આવા વિચારો કરતા તે આવ્યા અને મુચકુદને ઘેર ગયા ત્યા તાળુ જોઇ સમજ નહીં પડી, ધુવાતા ધુવાતા તે ચદુલાલ શેઠને ત્યા ગયા મણિનુ નામ સાભળી ગુસ્સાનો પાર રહ્યો નહીં, અને એ ચાડાલણીજ આ બધી પીડાને માટે અપરાધી છે એવા ગભીર નિર્ણય પર તે આવ્યા

તે ચદુલાલ શેઠનો માણસ અને શેઠની મોટર લઇ મણિને ઘેર આવ્યા, કોઇની જોડે બોલ્યા નહીં ને ચાલ્યા નહીં, દીકરાની ખબર પુછવા જેટલી પણ દરકાર કરી નહીં ગુસ્સામા ને ગુસ્સામા તેમણે મુચકુદનુ ચીચોળીઉં પકડયુ, અને શેઠના માણસની મદદથી મુચકુદને ઘસડી મોટરમા નાખ્યો, અને કાશીને લઇ પોતાને ઘેર આવ્યા મણિ

મુ ચવાડામા ચીત્રામણ જેવી થઇ રહી, અને આ જોડુકમી જોઇ આખમા નિરાધારીના આસુ લાવી રોયા કરી

સાજ સુધી તેણે ધીરજ ધરી આખરે તે વધારે ધૈર્ય રાખી શકી નહીં તે ઉઠીને મુચકુદને ઘેર આવી પાણુ પડવાનો તેને ધાક થવા લાગ્યો, પોતાને તિરસ્કારી ઘરબહાર કાઢી મુકે એવી પણ વકી લાગી, પણ તેનુ હૃદય મુચકુદ પાસે હતુ તેને ખોળવા ત્યા ગયા વગર તેને ચાલ્યુ નહીં

તે ગઇ ત્યારે બધા તેની સામે ઘુરકવા મડ્યા, પણ તેની દરકાર રાખ્યા વિના તે મુચકુદ પાસે ગઇ, ને ખબર પુછી તેનો અવાજ સાભળી સનેપાતમા લવતો મુચકુદ જરા શાત થયો

"મણિબહેન!" તે જરા શાતિથી લવવા લાગ્યો "કોણ તમે! બહેન! હવે નથી સહેવાતુ તમે સાભળતા નથી, એ કુબજા મારો જીવ લેવા બેઠી છે બહેન! એ વાત ખોટી મમારસુધારકો મૂર્ખ છે કહે છે અમે–' અને મુચકુદનો અવાજ જાણે ભાષણ કરતો હોય તેવો થઇ ગયો "અમે જેને, પ્રેમ અર્પીએ તેને પરણતા નથી પણ જેને પરણીએ તેને પ્રેમ અર્પીએ! એ અમારી ફરજ! મુર્ખાઓ! દોજખના હીમાયતીઓ પ્રેમ! આજે પ્રેમ–બહેન–બહેન!" મણિની સામે ડોળા ફેરવતા મુચકુદે કહ્યુ "નથી જીવાતુ પ્રેમ કોને અપાય? મન પ્રીતિનો શો અધિકાર? હુ તો ગુલામ રૂઢિનો–માગ બાપનો–મારી વૈરીનો ગુલામ, મને પ્રેમનો શો અધિકાર? પરણીએ તેને પ્રેમ અર્પીએ? હા–હા–હા–" મુચકુદ હસવા બેઠો

મણિની આખમાથી દડદડ આસુ પડવા લાગ્યા તેણે મુચકુદનો હાથ ઝાલ્યો "ભાઇ! તમારી નજરમા આવે તેમ કરજો, પણ શુ કામ બોલો છો?"

"બોલો છો? હુ બોલીશ. શા માટે છાનો મરુ? બ્હેન! છાનો રહીરહી હુ મરી ગયો મુર્ખાં–મુર્ખાં–બ્હેન! તુ ક્યા ગઇ હતી?" જરા ભાન આવતા મુચકુંદે પુછ્યુ.

"ક્યાંઇ નહીં"

"ક્યાંઇ નહીં કેમ? હમણા પેલી બીહામણી રાક્ષસીનુ મને સ્વપ્નુ આવ્યુ" કહી પાછો મુચકુંદે બડબડાટ શરુ કર્યો

"તમે એમ કરશો તો હું જતી રહીશ"

"ત્યારે શુ કરુ?"

"મુગામુગા સુઇ રહો"

"નથી સુઇ રહેવાતુ, બ્હેન! તુ જતી નહીં રહે મને બીક લાગે છે મ્હેન! એ મ્હેન! તુ જા–નહીં" કહી મુચકુંદે ડચકા માર્યુ

મણિને શુ કરવુ તે સુઝ્યુ નહીં તેણે પાછળ જોયુ તો પાર્ણ પડ્યા મોટામોટા ડોળા ધુરકાવતા હતા, અને અદર રહીરહી કાશી બારણાની તડમાથી જોતી હતી તે નિરાધાર મુચકુંદ તરફ ફરી

"ભાઇ! હુ નહીં જાઉં, હવે થયુ લો આ બેઠી" કહી તે મુચકુંદ પાસે બેસી માથે પાણીના પોતા મુકવા લાગી મણિના હાથના સ્પર્શે તેને અમીભરી અસર કરી ધીમેધીમે મુચકુંદ બબડતો મટ્યો, આખો મીંચી, અને થોડી વારમા તે ઉંઘી ગયો હોય એમ લાગ્યુ

પાછળથી પાણુ પડ્યાએ મણિને ફરીને બહાર આવવા નીશાની કરી મણિએ હલકેથી મુચકુંદનો પોતાના ખોળામા પડેલો હાથ ખસેડ્યો અને તે ઉઠી બહાર આવી ગુસ્સામા પાણુ પડ્યાના ડોળા ભયકર થઇ ગયા હતા

"તુ મારા ઘરનુ નખોદ વાળવા બેઠી છે?"

"પંડ્યાજી! આ વખત દોષ દેવાનો છે?" મણિએ પુછ્યું.

"તે શું કરી મુક્યું છે? તને એક વખત તો કાઢી મુકી, પણ તું તો મારા દીકરાનો કેડો છોડતીજ નથી?"

"પંડ્યાજી! પંડ્યાજી! આ શું બોલો છો? તમે આ જોતા નહોતા? હું એને કેડે પડી છું? એક વખત તમે મને દોષ દઇ કાઢી પરિણામે તમારો દીકરો મરવા પડ્યો. ફરી કાઢશો તો તે મરી જશે."

"તેમાં તારું કે ગયું?"

"મારૂં તો જે જવાનું હશે તે જશે, પણ તમારો તો દીકરો જશે."

"તેની તારે પંચાત? ખબરદાર! તું મારા ઘરમાં આવી તો."

મણિ ઉભી હતી. તેણે દઢતાથી પંડ્યા સામે જોયું. તેના મોઢા પર ગુસ્સો દેખાતો હતો.

"શું કરશો?" તેણે શાંતિથી પુછ્યું.

"તે તું પણ જોશે."

"એમ? હું મુચકુંદભાઇને આમ મરવા નહીં દેવાની. સમજ્યા? અહીં આજ રહેવાની. તમારાથી થાય તે કરી લ્યો."

# પ્રકરણ ૧૧ મું

## બીચારા પંડ્યાજી

પણ પંડ્યા જરા ચમક્યા. તેમણે મણિના અવાજમાં, તેની આંખની ચમકમાં પ્રભાવ જોયો. બાલસિંહને પકડી લઈ જવા આવનાર સામે સિંહણ જુએ તેમ તે પણ પંડ્યા સામે જોઈ રહી. બેચાર પળ સુધી બંનેએ એકબીજાની સામે જોયા કર્યું.

'સમજ્યા?'' થોડી વારે મણિએ ધીમેથી પૂછ્યું.

'પણ આટલી બધી જીદનું કે કારણ?'' જરા નરમ પડેલા પંડ્યાજીને આટલી બધી જીદનું કારણ ન સમજાતાં તેણે પૂછ્યું. મણિ એ ગુંચવણ સમજી.

'પંડ્યાજી! તમે મારા પર નકામા ગુસ્સે થાઓ છો. તમે એમ માનો છો કે તમારા છોકરાને ખરાબ કરવા હું જીદ કરું છું. મચકુન્દભાઈ પાસે પૈસા છે? એની પાસે મોભો છે? નથી. ત્યારે શા સારુ હું રોકું છું? શું મારામાં રૂપ કે ચાતુર્ય નથી કે મુંબઈ શહેરમાં આટઆટલા લહેરી લક્ષાધિપતિઓમાંથી કોઈને વશ નહીં કરી શકું? જ્યારે મને એમ લાગ્યું કે મારા રહેવાથી એની આબરૂ જશે ત્યારે હું નહોતી જવા તૈયાર થઈ. એની આબરૂ બચાવવા હું તે વખતે ગઈ, અત્યારે એનો જીવ બચાવવા હું નહીં જાઉં. તે વખતે એનું મેં નહીં માન્યું, અત્યારે તમારું નહીં માનું. મચકુન્દભાઈ જેટલો તમારો તેટલો જ મારો."

મણિની આજીજી પાષાણહૃદયને પણ ડગાવે એવી હતી. પણ પંડ્યાને લાગ્યું કે તેના કહેવામાં અર્થ હતો, તેમ તેનો સ્વાર્થ પણ હતો.

માત્ર નામનાજ રુપીઆ ગણ્યા હતા, ચદુલાલ શેઠ પાસે માગવા જવું એ મણિના અભિમાનને રુચ્યું નહીં, પડયાજી તો માત્ર દશ રુપીઆ લઈ ગામથી આવ્યા હતા એટલે તે કંઈ આપી શકે એમ નહોતું આ ઉપરાંત ઘરનો ખરચ ચલાવવા તેનો પોતાનો આવતો પગાર ઉપયોગમાં લીધા વિના છૂટકો નહોતો એમ તેને જણાયું પછી જોઈતા પૈસા ક્યાંથી લાવવા?

મણિએ એક મિત્ર પાસેથી થોડા રુપીઆ ઉછીના આણી ડાકટરની ફી આપવાની ગોઠવણ કરી ડાકટર આવ્યો મુચકુદને જોઈ માથું ધુણાવ્યું, ઉપચારોની યાદી કરી આપી, અને મણિને સારવાર કરવાની સૂચનાઓ આપી ડાકટરે જતી વખતે પડયાને અને મણિને પાસે બોલાવ્યા

"તમે આગન્તુકના બાપ થાઓ?

"હા

'અને આ એની—'

હુ એની બહેન થાઉં' મણિએ ઉમેર્યું

'મને લાગે છે કે આ સાધારણ તાવ નથી એના કાન પાછળ કંઈ સોજો જણાય છે, કંઈ કહેવાય નહીં, પણ વખત છે ને સાત વધે તો શસ્ત્રોપચાર કરવો પડે"

મણિનું હૃદય ધબકતું અટકી પડતું હોય તેમ તેને લાગ્યું, પણ મહા મહેનતે તેણે હીંમત રાખી

"ડાકટર સાહેબ, એના જીવને કંઈ જોખમ છે?"

"હમણાં તે કેમ કહેવાય? આ સોજો બરોબર જણાય પછી હું કહીશ, હાલ ગભરાવાનું કારણ નથી" કહી ડાકટર ગયા

"મણિ!' પાછું પડયાએ એકદમ મણિ તરફ ફરીને કહ્યું મણિ બોલ્યા વગર માત્ર જોઈજ રહી "હું તો મુચકુદને કાને ગામ લઈ જાઉં છું"

"કેમ ?"

"આ ખરચ મારાથી કેમ વેઠાય? આજે તે ડાકટરને દશ રૂપીઆ આપ્યા. રોજરોજ એ ખરચ કોણ કરશે? મારો ગામડાનો વૈદ સારો."

"પણ પંડ્યાજી! મુચકુંદભાઈ મુસાફરી કેમ કરી શકશે?"

'જો, એ તો નછૂટકાની વાત છે. હું તો ગરીબ માણસ છું, ને મને ગામ બોલાવ્યો છે—મારો નાનો દીકરો ત્યાં મરવા પડ્યો છે. હું શું કરું? લલાટે લખ્યા લેખ મિથ્યા થવાના છે?'

"પંડ્યાજી! હું તમારી અગવડ સમજું છું, પણ શા માટે એવું કરો છો? મુંબાઈ જેવા ડાકટરો ક્યાં મળવાના હતા? તમે શું કામ ગભરાઓ છો? તમે સુખેથી ગામ જાઓ, હું એકલી છું તે બસ છે."

ડોસા જોઈ રહ્યા. આ સ્ત્રી જે તેના પુત્ર તરફ પ્રેમ દર્શાવતી હતી તે જોઈ તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. ત્રણ દિવસના અનુભવથી ડોસાનો રોષ મણિ પરથી તદ્દન જતો રહ્યો હતો. તે જોતા હતા કે તે આવ્યા પછી ઘરમાં નવોજ પવન વાતો હતો.

'બહેન!' ડોસાએ ગળગળે અવાજે કહ્યું "તું બહુ હીંમતવાન છે, પણ તું એકલી શું કરશે? પૈસા ક્યાંથી લાવશે?"

"પંડ્યાજી! તેની ફીકર કરશો નહીં. બધું કરવાની મારામાં શક્તિ છે, માત્ર શસ્ત્રોપચારની જરૂર જણાય તો પૈસાના સાંસા પડે. ચાનનો ખરચ તો મારી આવકમાંથી ચાલશે. મેં બેએક છોકરીઓ ભણાવવાની ગોઠવણ કરી છે." પંડ્યાજી બોલ્યા નહીં, પણ તેની આંખમાંથી આંસુ ખર્યું. થોડી વાર કાંઈ બોલ્યું નહીં.

"કાકા! ચંદુલાલ શેઠ કંઈ મદદ કરે એમ નથી?"

"શું કપાળ એનું! ગયા મહીનાના આપેલા પગાર આપતાં તેનો જીવ નીકળી ગયો. એ તો આજકાલના સગા. હું તો મરતાં

પણ તોએ એની પાસે નહીં જાઉં તેથીજ કહું છું કે મુચકુંદને ગામજ જઈ જવો વધારે સારું છે"

"ના, ના, પંડ્યાજી! એ તો કદી નહીં તમે હમણા ગામ જાઓ, ત્યાં પૈસાની વગ કરજો ને મારાથી બનતું હું કરીશ"

"ત્યારે હું કાલે જાઉં?"

"હા સુખેથી"

"કાશી વહુ અહીંઆં રહેશે'

"હા" મણિએ જવાબ દીધો

આ બધો વખત આજારી બીચારો પથારીમાં પડ્યોપડ્યો તરફડીઆં મારતો હતો કોઈકોઈ વખત તેનું ભાન જતું, થોડો વખત તે ભાનમાં આવી વાતો કરતો, કિંચિત્ રડતો, પણ સદાએ મણિને જોઈ તે જરા શાંત વધારે થતો અને કાશીને જોઈ અકળાતો પાપ અને પુણ્ય વચ્ચે ઝોકં ખાતી વિવેકબુદ્ધિની માફક શાંતિ અને અકળામણ વચ્ચે મુચકુંદનું નિર્બલ મન હીંચતું

મણિ આ મુશ્કેલીમાં માર્ગ કાઢવા તત્પર થઈ રહી સમરાંગણમાં ઉતરતા યોદ્ધાની માફક તેનું લોહી ઉકળી રહ્યું હતું, અને તેની બુદ્ધિ નવીનવી યુક્તિઓ રચતી હતી માંદગીથી પીડાતું મુચકુંદનું મુખ તેને શૌર્ય પ્રેરતું હતું

બીજે દિવસે પાછા પંડ્યા ગયા, અને મણિએ આખા ઘરનો કારભાર પોતાના હાથમાં લીધો કાશી તેની સાથે બોલતી નહોતી, પણ દૂરથી ઘુરક્યા કરતી તેજ દિવસે કાશીએ પોતાના બાપને સવિસ્તર કાગળ લખ્યો અને પોતાને મુંબાઈથી તાકીદે બોલાવી લેવાનું સૂચવ્યું તેને મન મણિ શોક્ય સમાન લાગતી, અને અંદરથી તે ઝુરાઈઝુરાઈ રડતી

# પ્રકરણ ૧૨ મું



## બીચારી કાશી

તે દિવસે બપોરથી મુચકુંદે ચીસો પાડવા માંડી તેના કાન પછાડી આવેલો સોજો વધતો જતો હતો, અને તેને માથામાં વેદના થતી હોય એમ લાગતું હતું મણિ કાશીને ઘર સોંપી ડાક્ટરને બોલાવવા ગઈ

જ્યારે મણિ ડાક્ટરને લઈ આવી ત્યારે મુચકુંદની સ્થિતિ ઘણી ભયંકર હતી ડાક્ટરે તેને તપાસ્યો અને માથા પર શસ્ત્રોપચાર કર્યા વિના છુટકો નથી એમ અભિપ્રાય દર્શાવી, પોટીસ મૂકવાનું કહી ગયો

મુચકુંદની અવ્યવસ્થિત સ્થિતિ પરથી મણિને લાગ્યું કે કાશીએ તેને મળવાનો પ્રયત્ન કર્યો હોવો જોઈએ પહેલાં તો મણિએ તેને શાંત કર્યો, અને પછી કાશીને બે બોલ કહેવા ગઈ

" જો બહેન ! મારું માને તો જરૂર વગર મુચકુંદભાઈ પાસે જતી નહીં "

" હું જાઉં તેમાં તારું શું ગયું ? "

' મારું શું જવાનું હતું ? જે જશે તે તારું તને ભાન નથી કે ભાઈની તબીયત કેવી ખરાબ છે ? તને જોઈને કેવા ગભરાટ કરે છે ? કોઈ દહાડો કંઈ માઠાં પરિણામ આવશે "

' માઠાં પરિણામ ' ચીબાવલી ! આ બધાં તારાં કારસ્તાન છે ' ઠીક ગાળો ઉમેરતાં કાશીએ કહ્યું

મણિ પણ ગુસ્સે થઈ જરા મોટે અવાજે બોલતી હતી મુચકુંદને ખાતર એક વખત તેણે કાશીનાં બોલો સહ્યાં હતાં, હવે તે સહે એમ નહોતું આ શબ્દો જો આજારીને કાને જાય તો જરૂર સનેપાત પાછો શરૂ થાય એમ મણિને લાગ્યું

મણિનુ અગ ગુસ્સામા ધ્રુજવા લાગ્યુ, તેની આખમા જ્વાળા પ્રગટી મણિ વીફરેલી વાઘણ સમી કુદી અને કાશીનો કાન ઝાલી આમળી નાખ્યો, અને તે ચીસ પાડે તે પહેલા તેના મોઢા પર હાથ મુકયો

“ચુપ! હરામખોર! ખબર નથી તને કે તારા લવારાથી બાઇને શુ થશે? તારો પોતાનો સ્વાથ નથી સમજતી? બની રહે! નહીં તો કાલે સવારે રાડીને બેસશે નથી માનની ત્યા સુધી?’

આવો ગુસ્સો મણિ દર્શાવી શકશે એમ કાશીને જરાએ ખ્યાલ નહોતો તે નાની હતી, બીનઅનુભવી હતી, મણિ કરતા ઓછુ શરીરબળ ધારતી હતી તે સામે થવા ગઈ પણ મણિએ તેને ભીંતમા દાબી નાખી

‘ચીરીજ નાખીશ, જો હમણા ભાઈ જાગી જશે તો’ કહી કાશીના બને હાથ તેણે ભીંત સાથે દાબ્યા “જો મારા કહ્યામા નહી રહે તો સમજજે હાથપગ બાધીને અહીંઆ દાટી દઈશ’

કાશી બીધી, તેનો ગુસ્સો શમી ગયો તેણે એકદમ રડી દીધુ ‘મારા ધણી સાથે હુ બોલુ નહી?’”

“તુ તો મુરખ છે મુચકુદભાઈની માંદગી ભયંકર છે જો બચશે તો કોને માટે? તારેજ માટે કેની? પણ તુ જોતી નથી કે તુ પાસે જાય છે ને તેમનુ મગજ ખસી જાય છે?”

મણિ ત્યાથી બહાર આવી અને કાશી એકલીએકલી આસુ પાડવા બેઠી મણિએ કહ્યુ હતુ તે તેને ખરુ લાગ્યુ તે જ્યારે તેના ધણી પાસે જતી હતી ત્યારે તેનો પીત્તો ઉછળતો હતો છતા તેને જોયા વિના,

તેની સાથે બોલ્યા વિના કેમ રહેવાય? ગમે તેવો પણ તે તેનો ધણી કાશીને લાગ્યુ કે તેના પર જેવો જુલમ અને અન્યાય થતો હતો તેવો કોઇ પર થયો નહોતો, બધાએ તેને છુંદી મારવા મોઢુ કાવત્રુ રચ્યુ હતુ તેને કંઈ રસ્તો સુઝ્યો નહીં, પણ તેણે રડીગડી દિવસ ગાળ્યો આ દુઃખ કોને પાપે વેઠવુ પડતુ હતુ? પોતે તો કંઈ કર્યું નહોતુ, છતા આ બધા તેના પર શા માટે જુલમ કરતા હતા? તેણે પોતાથી બનતુ પોતાના પતિને રીઝવવા કર્યું હતુ, છતા તે તેને જોઇ શા માટે આમ ભટકતો હતો? કોનો વાંક? આવાઆવા વિચારો તેના મગજમા ફરતા હતા

# પ્રકરણ ૧૩ મુ

## બસે રૂપીઆ

બસે રૂપીઆ એક ઘણીજ નજીવી વસ્તુ લાગે છે એક ગૃહસ્થ મહીને બસે રૂપીઆ બીડીઓ વડે ધુમાડો કરવામા વાપરે છે, બીજા તેટલા રૂપીઆ પોતાની મોટરના પેટ્રોલ માટે વાપરે છે, ત્રીજો પોતાની સ્ત્રીની ટોપીમા ઘાલવાનુ મરેલા પક્ષીનુ પીછુ ખરીદવામા ખરચે છે તેજ બસે રૂપીઆ મેળવવા મણિ ગાડી જેવી થઇ રહી મુચકુદની માવજત કરતા, નીશાળમા ભણાવતા, રાતના થોડા કલાકની ઉંઘ લેતા તેના મગજ આગળ બસે રૂપીઆ રમી રહ્યા રસ્તે જે કોઇના હાથમા તે રૂપીઆ જોતી તો તે પોતાને કેમ થાય તેનો વિચાર કરતી, જો કોઇ પૈસાદાર નજરે ચઢે તો કેવી રીતે તેની પાસે રૂપીઆ મગાય તે માટે યુક્તિઓ રચતી, ડાકટરને કોઇ રીતે મનાવી મફત શસ્ત્રોપચાર કરાવવો અને તેને કેમ સમજાવવા તેના ઘાટ ઘડતી પણ રસ્તે આવનાર પોતાને રસ્તે જતા, પૈસાદાર પોતાની અસ્પર્શ્યતાના મોભામા મહાલ્યા કરતા, અને ડાકટર જમાનાનો ખાધેલ અને લોભીઓ હતો

ડાકટરે શસ્ત્રોપચાર કરવાની જરુર ઘણી જણાવી, અને માત્ર એક બે દિવસનીજ રાહત આપી ઉડતાલીશ કલાકમા બસે રૂપીઆ ક્યાથી લાવવા ? બસે પાઇ પણ મળશે કે કેમ તેનો મણિને સશય લાગ્યો તેણે આખરે સ્વમાનની લાગણીઓ છોડી ચદુલાલ શેઠને ત્યા જવાનો નિશ્ચય કર્યો

ચદુલાલ શેઠ પાકા હતા મણિ અને મુચકુદ બનેએ પોતાને મુર્ખો બનાવ્યો એમ ધારી તે ઘણા રોષે ભરાયલા હતા તેમણે કે પણ મદદ કરવાની સાફ ના પાડી ભગ્નહૃદયે મણિ ઘેર આવી તેને રડવાનુ ઘણુ મન થયુ, પણ રડવાથી પોતે હીંમત હારી જાય એ ધાક તેણે મોઢા

૨ર તમાચો મારી નિત્યક્રમ કયા કર્યો કલાક પર કલાક જતા હતા, અને બસે રૂપીઆમાંની એક પાઈ પણ પાસે આવતી જણાતી ન હતી

તેની નજર પોતાના નાના ઘરેણા પર ગઈ કારી પામે પણ તેનુ પરણ્યુ હતુ, પણ તે મગાય કેમ ? આજારી પથારીમા તનખાટનો માર્યો ચીસો પાડતો હતો તેને આ લોક અને પરલોક વચ્ચે બહુ ફેર નહોતો પરલોકના તેના દ્વાર ખુલ્યા હતા, માત્ર બસે રૂપીઆથી તે બંધ થાય એમ હતા પણ તે ક્યાથી લાવવા ?

મણિએ બહુ વિચાર કર્યો, પણ કે વળ્યુ નહી માજીના પોટીયાથી બીહામણુ બનેલુ મુચ્છકુન્દનુ મોઢુ તે જોઈ રહી હતી તેની આખમાથી ડડડ આસુ પડતા સમાજની નિર્જનતા તેને હૃદયભેદક લાગી આ સરકારી ભણેલા પુરુષો મરતો બચાવવા દુનીઆમા કાઈ નહોતુ– માત્ર રખડતી, રઝળતી, અનીતિમાન ગણાતી, સન્ડાસભ્રષ્ટ નિત્રાજ હતી આ વિધિના વૈચિત્ર્યથી મણિને જરા હસવુ આવ્યુ

એકદમ તેણે ઉચુ જોયુ તેના મગજમા એક વિચાર સ્ફુર્યો અને તે વિચાર એવા હતા કે તેનુ મોઢુ ખેચાઈ ગયુ તેના કપાળ પર કરચલી પડી રહી તેણે પોતાના દાત હોઠમા પેસારી દીધા તે ભયકર નિશ્ચય ઉપર આવતી હોય તેમ લાગ્યુ

તે ઉઠી, લુગડુ બદલ્યુ, અને કાળીને ઘર ભળાવી ઝપાટાબધ કાળાવાડી તરફ ચાલી તેનુ આખુ અગ કાંપતુ હતુ, પણ તેના હોઠ પીસવા ને પાંસિવાજ ભ્રના ને તુગમભડાનાતર આગળ આવી અને અટકી તેનુ મોટ પ્રેતના જેવુ થતુ જતુ હતુ તેણે આજુબાજુ નજર નાખી અને કોને જોયુ નહી એટલે અદર ગઈ

મણિ બેના પાસ ગઈ તેણે એને તરત ઓળખી, પણ ધધામા પ્રવીણ બનેલા બૈયાએ ઓળખાણ કબુલ કરી નહીં પણ તરત તે

મણિને તુંગભદ્રા આગળ લઇ ગયો તુંગભદ્રા બેઠીબેઠી પોતાના કરચલીઆળા મોઢાને રંગ લગાડતી હતી

તુંગભદ્રાએ મણિને ઓળખી અને હર્ષનાદ કર્યો

"ઓહોહો દીકરી! તું આવી? તારા વિના હું તો ઝુરતી હતી તું શું કામ ચાલી ગઇ?"

"તુંગભદ્રા!" જરા સખ્તાઇથી મણિએ કહ્યું "આ બધા ઢોંગની કંઇ જરૂર નથી તે મને ફસાવવા માંડી, હું તેમાંથી સટકી ગઇ મારે તારો ધંધો નથી માંડવો"

"ત્યારે પાછી તું કામ આવી?"

"એકજ કામ છે"

"શું?"

"મને બસે રુપીઆ જોઇએ છે તું મને આપશે?

"હું તે કે મારવાડીની દુકાન કાઢી બેઠી છું?"

"હું મફત આપવાની વાત નથી કરતી" મણિએ કહ્યું

તુંગભદ્રા તિરસ્કારભર્યું હસી

"કેમ હસે છે?" મણિએ પુછ્યું

"બસ રુપરડી માટે તું મારી પાસ આવે તો પછી તારી પાસે હોય શું?"

"હું નીશાળમાં મહેતી છું અને મને જરુરનું કામ પડયું છે જેમ મારો પગાર આવશે તેમ હું વાળીશ"

"હા હા હા" તુંગભદ્રા હસી "હું જો આ પ્રમાણે બધાને પૈસા ધીરતી રહું તો ત્રીજે દિવસે દેવાળું કાઢું"

"જો મારે લીધે તું કેટલું કમાઇ હતી?" મણિએ સમજાવવા માંડી

"જો તું નાસી ન ગઈ હોત તો હું કેટલું કમાત?"

"ત્યારે તું નહી આપે?"

"ના"

"એક કામ કરું તો? મારો સાદ ત્રણે સાંગે છે એમ તેં કહ્યું હતું"

"હા"

"તે સાદ મેં વધારે કેળવ્યો છે મને તેમાં આપે તો હું દરરોજ આવી ગાઈ જાઉં દરરોજના દશ રૂપીઆ લેખે મને આપજે"

તુંગભદ્રાના મોમા પાણી આવ્યુ મણિનો મોહક અવાજ કોને નહો આકર્ષે? મણિ નાસી ગઈ ત્યાર પછી એક બે જુવાન સ્ત્રીઓ તેણે રાખી હતી, પણ મણિના અવાજ જેટલું આકર્ષણ તેમના અવાજ શરીરમા નહોતુ

"તારે મા! એ માનથી કેમ બને? તારુ ગાવાનુ કોણ જાણ કર્યુ હશે!"

મણિ એમ ગાજી જાય એમ નહોતી "ઠીક ત્યારે જેવી મરજી હુ કોઈ બીજાને શોધી લઈશ" કહી તે જવાને ઉઠી

"ના—ના, બેમ બેસ, હવે તારે ને મારે સમજ્યું જ—"

"ના, જરાએ નહીં મને પૈસાની જરૂર છે—તને મારા રાગની જરૂર છે એટલુંજ"

"એમ? ત્યારે હું ત્રણ રૂપીઆ રોજના આપીશ"

"પાંચથી ઓછા તો હું નહીંજ લઉં ચાનો ત્યારે" કહી મણિ ફરીથી ઉઠી

"ઠીક ઠીક, પૈસા ક્યારે જોઈશે?" મનમા મલકાતી તુંગભદ્રાએ મણિને બાંધી લેવા ઉતાવળ કરવા માંડી

"હમણા લે, કહે તો હમણા લખી આપુ પૈસા લાવ"

મણિ હરખાઇ મુચકુદ બચી જાય તો પોતે ગમે તેટલી અધમતા પામે તેની તેને પરવા નહોતી

"ભૈયા" તુગભદ્રાએ બુમ પાડી, અને ભૈયો આવ્યો ત્યારે કહ્યું "જાઓ દેખો રેવતીકી પાસ કોઇ હય"

"જી" કહી ભૈયો ગયો અને થોડી વારે પાછો આવ્યો તે પાછો આવ્યો ત્યા સુધી કોઇ બોલ્યુ નહીં

"વહા ગભીરલાલ શેઠ હય" ભૈયાએ જવાબ દીયા

મણિ ચમકી તેણે સાભળ્યુ હતુ કે ગભીરલાલ ખાસ નામે મુબાઇમા નીમાયા છે તેના હૃદયમા અધ થયેલા વિસરાતી સુરો ફરી સળગ્યા પણ તેણે વિચાર કર્યા કે ગભીરલાલ નામના તો અનેક પુરુષો હશે, અને આ તેના જીવનને ભ્રષ્ટ કરનારજ ગભીરલાલ હશે તેની શી ખાત્રી?

'મોકલ કાર્ડ શુ કામ છે?'

'તારા લખાણ પર સાહી કરુ કે શે?'

મણિએ ધાર્યુ જોયુ તે પોતાની જાતનુ વચાણ કરતી હતી એમ તેનો તાગ માર ભરનારી જાતને ભેળી મુચકુદનુ મુખ મન આગળ આણવા તે પ્રયત્ન કરતી હતી

"તુગભદ્રા' પણ એક શરત કબુલ કરવી પડશે"

"શી?'

"હુ મોઢે બુરખા રાખી આવીશ"

"કે ગાડી થઇ છે? મોઢુ જોયા વિના રાગ લુખ્ખો લાગે'

"સારે મારે કે નથી કરવુ"

"ઠીક ઠીક એમ કરજે"

મણિએ લખાણ લખ્યુ, અને પોતાના બાપનુ નામ સાથે લખી સહી કરી.

"ચાલ મારી સાથે" કહી તુંગભદ્રા મણિને બીજા ઓરડામા લઇ ગઇ

મણિની નજર ઓરડામા પડી અને તેને પાછી નાસી જવાનુ મન થયુ સામે તકીઆ પર રાવસાહેબ ગભીરલાલ બેઠા હતા! પણ મણિએ જોયુ કે હવે પાછા હઠવુ નિરર્થક હતુ ગભીરલાલે તેને જોઇ હતી, તેને ઓળખી હતી, અને તેનુ મોઢુ પણ ઉતરી ગયુ હતુ

"કોણ તુ! અહીંઆ?" અજાયબ થઇ રહેલા ગભીરલાલે પુછ્યુ

મણિએ હોઠ કરડી સ્વાસ્થ્ય મેળવ્યુ એક પળમા ગભીરલાલ તરફનો તેનો ધિક્કાર કરીથી પ્રદીપ્ત થયો

"હા! અને તમે આ સ્થિતિમા ' તિરસ્કારભર્યે અવાજે મણિ બોલી, ' આપણે પણ બહુ સારા સારા પ્રસગોએ મળીએ છીએ "

"જુઓ ભાઇ'" તુંગભદ્રા વચ્ચે બોલી "મારે અહીંઆ એક નિયમ છે ગમે તેવા જુના ઓળખીતા હોય તો પણ તે એક બીજાથી અણજાણ્યુ છે એમજ સમજવાનુ છે લો! આના પર સાખ કરો!"

શા કારણસર મણિ અહીંઆ આવી તેની જિજ્ઞાસા ગભીરલાલને એટલી બધી થઇ કે તેણે મણિનુ લખેલુ લખાણ લઇ વાચ્યુ. અને સાક્ષી કરવાની ના પાડી "મારે કોર્ટમા નથી ઘસડાવુ '

"તમે શુ કામ ગભરાઓ છો?' તુંગભદ્રાએ કહ્યુ

તમે - કોર્ટમા જવાના નથી "

ગભીરલાલે ડાકુ ધુણાવ્યુ "એ નહીં બને એવો વિશ્વાસ હોય તો સાક્ષીની શી જરુર છે? આવા લખાણને કાયદેસર કે સાખની જરુર નથી."

તુંગભદ્રા ગભીરલાલને ગુસ્સે કરવા નહોતી માગતી, અને મણિ અને ગભીરલાલ જુના ઓળખાણવાળા હોવાથી વધારે વાત લબાવવાનુ હાનિકારક પરિણામ આવે એવો ડર પણ તેને લાગ્યો તે મણિને ત્યાથી લઇ ગઇ, બસે રૂપીઆ ગાળ્યા આપ્યા અને વીદાય કરી

## પ્રકરણ ૧૪ મું

### પશ્ચાત્તાપ

મણિ ત્યાંથી બહાર નીકળી અને કોઇએ તેને બોલાવી તે ચમકીને ફરી પાછળ ગભીરલાલ નીકળ્યા

"મણિ! તારી આ દશા જોઇ મને બહુ લાગે છે '

"તમને જોઇ મને પણ બહુ લાગે છે "

"કેમ ?" ગભીરલાલે પુછ્યુ

"તમારા જેવા કાળા નાગો વસે છે તો મારા જેવી દુખી બને છેને "

"ગઇગુજરી સભાર્યે શો ફાયદો ? મણિ, આની નજીવી રકમ માટે તારે અહીંઆ રખડવુ પડે છે ?"

મણિએ કૈં જવાબ આપ્યો નહીં

"તારે જોઇએ તો હુ બસે' રુપીઆ આપુ, તુગભદ્રાને આપી આવ ને તારુ લખાણુ પાછુ લઇ આવ ' ગભીરલાલે મીઠાશથી કહ્યુ મણિનો રોષ માયો નહીં ગભીરલાલે તેને રખડતી વેશ્યા ધારી હતી, અને તેને હવે વેચાતી લેવા ને આ રુપીઆ આપવા તૈઆર થતા હતા

"તમારા પૈસાને મારે શુ કરવા હતા ?

રાવસાહેબ હસ્યા "જો મારુ માન્યુ હોત તો તુગભદ્રા પાસે બસે રુપીઆ લેવા નહીં જવુ પડત "

"તમને ખબર છે ? મારે મન તમારી સોનામહોરો કરતા તુગભદ્રાની કોડીઓ સારી "

"કેવી રીતે ?"

"તમારી આબોજ કહી આપે છેને? મારે બસે રુપીએ વેચાવુ નથી " મણિએ કહ્યુ

" ત્યારે અહીંઆ મેઢ મહીનો શુ કરશે? તને આટલા અનુભવ થયા પણ તુ તેવી ને તેવીજ રહી હજુ સમજ ! ચાલ માગી સાથે તુ ગભદ્રાને પૈસા પાછા આપી કે રસ્તાના ચાલનાર ડરતા હુ ગયો ?"

"રાવસાહેબ ! હુ ગમે તેવી છુ ગમે તેવી થઇશ પણ તમારુ તો મોઢુ મારે નથી જોવુ તમે તમારે રસ્તે જાઓ, મને મારે રસ્તે જવા દો નહીં તો ભારે પડશે તમને !"

ગભીરલાલ મણિને ઓળખતા હતા ઝનુનમા આવી જાય તો તે ફજેતો કરે એવી તેનામા શક્તિ અને હીંમત હતી અને ફજેતો થાય તો ગભીરલાલની આબરુને લાછન લાગ્યા વિના રહે નહી અને ગભીરલાલ જાણતા હતા કે તેમનો મોભ્ભો લોકોમા મનાતી તેમની આબરને લીધેજ ટકી રહ્યો હતો

"જેવી તારી મરજી" કહી ગભીરલાલે રસ્તે જતી ભાડાની વીકટોરીઆ ઉભી રાખી, અને મણિ ત્યાથી ચાલી ગઇ

રાવસાહેબ ઘર તરફ ફર્યા પણ તેમનો જીવ ચણચણવા લાગ્યો

તેમની માનસિક દૃષ્ટિ પોતાના ભૂતજીવન પર પડી એક વખત ફરીથી પોતે નિરાધારીમા, દુ ખમા રીબાઇ મરતી અપ્સરા સરખી તેજસ્વી વિધવા બાળાને જોઇ, ફરીથી તેમણે તે તેજસ્વિતાએ પ્રેરેલી પ્રચડ ઊર્મિઓ અનુભવી, ફરીથી તેમણે તે બાળાને લલચાવી, તેને ખોટા વચનો આપ્યા, તેને ફસાવી, ફરીથી તેમને તે સુકુમાર બાળાને સસારસુધારકોને વહેચતા જોયા, ફરીથી તેના સચોટ, રોષભર્યા વાક્યો તેમણે સાભળ્યા, ફરીથી તે બાળાને બસે રુપીએ પોતાની જાત વેચતા જોઇ ગભીરલાલ ધ્રુજ્યા પોતાની આબરુ, મોભ્ભાને ખાતર

તેના સ્વચ્છંદનો ભોગ બનેલી બાળાને તેમણે અધમમાં અધમ પંક્તિએ ઠેલી દીધી હતી! શું આનું કંઈ પરિણામ તેમને નહીં નડે?

ગંભીરલાલના હૃદયમાં ગુંગળાટ થયો, કંઈક પશ્ચાત્તાપના અંકુરો ફૂટ્યાં તેમણે એ બાળાને નહીં ફસાવી હોત તો? ફસાવી તેને પરણ્યા હોત તો? શું વધારે સારું નીવડત—તે બાળાનો વિશુદ્ધ પ્રેમ કે રોગી જીવનથી ભેગો કરેલો મોજમો?

તેમનું હૃદય વધારે ને વધાર ગુંગળાયું તે ઘેર ગયા પણ ચેન પડયું નહીં તેમને આ ગુંગળામણ ઓછું કરવાનો એક રસ્તો સુઝયો તેમણે પેટીમાંથી બસે રૂપીઆ કાઢયા, અને દુગબદાને ત્યાં ગયા

## પ્રકરણ ૧૫ મું

## મોઘારામ છુટયા

મણિ ઘેર ગઇ અને પોતાના વિષમ અનુભવો વીસરી ગઇ તેના હાથમા રૂપીઆની પોટલી હતી, આ પોટલીથી તે મુચકુદની જીવનદોરી સાધવાની હતી-આ હર્ષજ માત્ર તેના હૃદયને હીંમત આપી રહ્યો

તે સવારે ડાકટરને ત્યા ગઇ અને શસ્ત્રોપચારનો વખત નક્કી કરી આવી બપોરે બેભાન જેવા બની રહેલા મુચકુદને ઉંચકી ડાકટરે મોકલેલા માણસો તેને હોસ્પીટલમા લઇ ગયા કાશી અને મણિ બને છાતીફાટ રડ્યા-ફરી મુચકુદ ઘેર આવશે? કાશીને લાગ્યુ કે તેનુ વૈધવ્ય શરુ થયુ વિધવા મણિને પોતે ફરીથી રડાઇ હોય એમ લાગ્યુ સુનુ ઘર ખાવા ધાયુ બને-સસારે મનાવેલી પત્ની, અને હૃદયે વરેલી પત્ની બને-પોતાનો દ્વેષ અને અદેખાઇ દૂર કરી સાથે રડ્યા, અને આસુ સાથે આસુઓ મેળવ્યા

આજના ટપાલમા મણિએ તુગભદ્રાને લખી આપેલુ લખાણ પાછુ આવ્યુ સાથે તુગભદ્રાએ પત્ર લખ્યો હતો, અને બસે રૂપીઆ બક્ષીસ તરીકે મણિએ સ્વીકારવા એમ તેમા સૂચવ્યુ હતુ મણિને ઘણુ આશ્ચર્ય લાગ્યુ તુગભદ્રા આટલી ઉદારતા વાપરી શકે એવુ તેણે સ્વપ્ને પણ ધાર્યુ નહોતુ આ ઉદારતાના તેને કઇ ભેદ લાગ્યો, પણ મુચકુદની ફીકરને લીધે તે ભેદ વીશે વિચાર કરવો તેણે મુલતવી રાખ્યો

પણ તે દિવસના અનુભવોની પરપરા હજુ પુરી થઇ નહોતી રાત્રે તે સુવાની તૈઆરી કરતી હતી એટલામા બારણા ઠોકાયા એ કોણ હશે તેની સમજ નહીં પડવાથી મણિ જરા ગભરાઇ

તેણે બારણા ઉઘાડયા, અને તે ચમકી "કોણ મોઘારામ? આવો આવો"

ગરીબ બાપડો મોઘારામ કેદમાથી છૂટીને આવ્યો હતો કેદખાનાના અનુભવથી ને ખુંધો વળી ગયો હતો, અને તેનુ શરીર રોગિષ્ટ જેવુ લાગતુ હતુ

"બહેન મણિ! હુ શુ કહુ?" કહેતા મોઘારામની આખમા આસુ આવ્યા તે મણિને પગે પડયો "બહેન તારો શો ઉપકાર! તે પૈસા આપ્યા ન હોત તો હુ છૂટત નહીં આખરે હાઇ કોર્ટ મને નિર્દોષ ઠેરવી છોડી મુકયો"

તમે મારે માટે શુ શુ નથી કર્યુ?" કહી મણિ અને તે વાતે વળગ્યા મોઘારામ કેદમાથી છૂટતા મારતિને મળ્યો હતો, અને તેમણે એને મણિએ કરેલી ઉદારતાની ખબર અને મણિનુ સરનામુ આપ્યા હતા કૃતજ્ઞી ડામો તરત મુબાઇ આવવા નીકળ્યો અને મણિને ઘેર તેનો પત્તો નહીં મળવાથી ભાળ કાઢતો તે અહીંઆ આવી પહોચ્યો હતો

મણિએ સુરેખાની ખબર પુછી, અને મને તેટલુ જાતની તેની બહેનની છોકરીને ત્યા જઇ સુરેખાને લઇ આવવા મોઘારામને કહ્યુ એક દિવસનો થાક ખાઇ મોઘારામે તે પ્રમાણે કરવા કબુલ કર્યુ મણિએ ને મોઘારામે પોતપોતાના અનુભવો એકબીજાને અથથી ઇતિ સુધી કહ્યા, અને આવા વિકટ પ્રસગે બને જણે સાથેજ રહેવુ એમ નક્કી કર્યુ મોઘારામની નિરાશામા પણ આશાનુ કિરણ ફુટયુ તેણે કે પણ નોકરી લઇ પોતાથી બનતી મદદ કરવાનો નિશ્ચય દર્શાવ્યો. મોડી રાત સુધી વાતો કરી, આશા અને ભયને હીંચકે હીંચતા જરા હસતા મને જણ સુતા

સવારે કાશીનો ભાઇ આવી પહોચ્યો મણિને જોઇને નાક ચઢાવ્યુ, અને દુખે પાપે મણિ અને મોઘારામ સાથે હોસ્પીટલમા જવાનું કબુલ કર્યુ કાશી પણ સાથે આવી બધા ત્યા પહોચ્યા ત્યારે મુચકુદ ભાનમા નહોતો

# પ્રકરણ ૧૬ મું

## દુ:ખની પરંપરા

મોઘારામ સુરેખાને તેડવા ગયો અને કાશીને એનો ભાઇ લઇ ગયો મણિ એકલી પડી એટલે તુંગભદ્રાએ લખાણ કેમ પાછું મોકલ્યું તેની તપાસ તેણે કરવા માડી તે તુંગભદ્રાને જઇ મળી, પણ તેણે કંઇ સંતોષકારક જવાબ આપ્યો નહી તેના જેવી જમાનો ખાધેલી ગામજણી આટલી ઉદારતા બતલાવે એ વાત મણિને ગળે ઉતરી નહી તેને ગંભીરલાલ પર શક ગયો પણ તેને માગવું કેમ? આખરે મુચકુન્દ સારો થાય ત્યા સુધી વધારે તલાશ કરવાનું મણિએ માંડી વાળ્યું

ત્રીજે દિવસે મણિની ચિંતામા ઉમેરો થયો મોઘારામનો તાર આવ્યો કે સુરેખા માંદી છે તારમા તેણે પુછાવ્યું હતું કે આવી સ્થિતિમા તેને મુંબાઇ લાવવી કે કેમ? મુચકુન્દને છોડી સુરેખા પાસે જવું કે મુસાફરીની અગવડોની દરકાર કર્યા વિના સુરેખાને મુંબાઇ તેડાવવી? આ પ્રશ્ને તેને ઘણી ગુંચવી આખરે મુંબાઇમા જેવા ડાક્ટરો મળે તેવા ગામડામા નહીં મળે, એમ વિચારી તેણે મોઘારામને સુરેખાને મુંબાઇ લઇ આવવાનો તાર કર્યો

પોતાની દીકરીને જોવાને મણિ તલસી રહી હતી પોતાના મનમા તેણે અનેક વાર સુરેખાને જોઇ હતી તેના સુકુમાર, નાના ગાત્રો પંપાળ્યા હતા, તેનું મોતીએ મઢેલું એવું નાનું, સ્મિત મુખ ચુંબ્યું હતું, તેને રમાડી હતી, ધવડાવી હતી, ફરાવી હતી તે રડશે ત્યારે કેવી લાગશે? તે હસશે, અને તેની નવી આવતી દંતુડીઓ ચમકશે ત્યારે કેવું લાગશે? તે તેની કોટે વળગશે ત્યારે શી ઊર્મિઓ ઉછળશે? આ બધા વિચારો

ફરીથી તાજા થયા, આ સ્વપ્ના તેણે ફરીથી જોયા, એ બધી વાતો એ દિવસમા ખરી પડવાની એમ તેને લાગ્યુ

મોધારામ આવ્યો અને હીણભાગી મણિના નવા દુઃખનો નાટક શરુ થયો તે લઇ આવ્યો તે તેની સુરેખા નહોતી, તેણે ધારેલી, સ્વપ્નામા રમાડેલી સુકુમાર, પુષ્પ સમી લાડકડી નહોતી, પણ રોગે ચીમળાઇ ગયલી, કાળી પડી ગયલી, સતત રડતી, દૈવના ઘરની વેઠ લાગી મણિએ તેની સામે જોયુ અને તેને ક્રમકમા આવ્યા તેના હવાઇ કિલ્લાઓ બધા તુટી પડયા હતા પુત્રી વિના તે તરફડતી હતી, પુત્રી આવી અને તેને જોઇ તે તરફડવા લાગી

નિરાશા ઝેરી છે, પણ આશાભગ થવાની પીડા તેથી પણ વધારે વિષમય છે મણિ આ વિષમયતા અનુભવતો હતી

તેણે આ લાગણીઓ દૂર ઠેલી અને છોકરીને પોતાના હાથમાં લીધી છોકરી રડવા લાગી, અને ક્રમે ફરી છાની રહી મણિએ ખિન્ન હૃદયને દબાવી દીધુ, આવતા આસુઓ ખાળ્યા અને સુરેખાને લઇ ડાકટરને ત્યા ગઇ ડાકટરે તેને જોઇ ડોકુ ધુણાવ્યુ અને નાનની આશા આપી

પાપના પરિણામરૂપ પુત્રીએ મણિને તેના પાપનો પુરેપુરો બદલો આપવા માડયા

કટલાક દુર્ભાગી મનુષ્યોના જીવનની કેટલીક પળો કલ્પનાશક્તિ પણ ન કલ્પે એવા કારમાપણાથી ભરપુર હોય છે પોતાના બળતા ઘરની સામે ઉભા રહી અદર જળતા પ્રિયજનોની કારમી ચીસો સાભળવા અને એક પલકમા આખા જીવનનુ સત્યાનાશ થયલુ જોવુ એ કેટલાકને લલાટે લખાએલુ હોય છે મણિ એ પક્તિની હતી જે માણસને પોતાના ભાઇથી અધિક ગણતી હતી તે મૃત્યુ અને જીવનની વચ્ચે ઝોલા ખાતો હતો, જે બાળકીને તે હૃદયનો આધાર માની

ઝખતી હતી તે મરણપથે વિચરતી હતી, અને આ ઘડો જાણે અધુરો હોય તેમ જે નીશાળમા તે મહેતી હતી તેની મુખ્ય મહેતીએ તે અવાર-નવાર રજા લેતી હતી માટે તેની સામે ઉપરી અમલદારોને લખાણ કર્યું હતું મુચકુદ, સુરેખા, મોઘારામ તેની હીમત પર જીવતા હતા, તેની કમાણી પર આધાર રાખતા હતા હીમત અને કમાણી એ બને હાથમાથી સરતા હોય એમ લાગ્યુ આ ભયકર સયોગમા સિંહ જેવા પુરુષો ધ્રુજી ઉઠે તો બીચારી મણિનો શો હીસાબ ?

# પ્રકરણ ૧૭ મું

-⊗⊗⊗⊗⊗⊗-

## મુચકુંદને થયલી ખાત્રી

હોસ્પીટલમાંથી રક્તહીન, નિર્બલ મુચકુંદ જ્યારથી મણિએ જે નવું ઘર રાખ્યું હતું ત્યાં આવ્યો ત્યારથી ઘણા વિચારમાં પડ્યો તેના મગજનું ઠેકાણું નહોતું, આંખો ઠરતી નહોતી, તાવ રોજ આવતો હતો, વધારે વખત બોલાતું નહોતું, છતાં તે કચવાયા કરતો હતો, ધુમાતો હતો આ ઘર કોનું? કાશી ક્યાં ગઇ? એના બાપ ક્યાં ગયા? ખર્ચ કોણ ચલાવતું હતું? ઘરમાં આ "મોઘારામ" ડોસો કોણ હતો? કોઇ નાના બાળકનું રુદન કેવું સંભળાતું હતું? ઘણી વખત આ પ્રશ્નોનું નિરાકરણ લાવવાનો તે પ્રયત્ન કરતો, પણ તેનું માથું ફરી આવતું, આંખો દુઃખતી અને નછુટકે તે ઉંઘમાં પડતો જેમ તે વધારે વિચાર કરવા પ્રયત્ન કરતો તેમ આ પ્રશ્નો વધારે મુશ્કેલ લાગતા

થોડીથોડી વારે આ વિચારના વાદળામાં વીજળી ચમકતી તેને દવા આપવા, તેને ખવાડવા, મણિ આવતી, અને તેનું મુખ જોઇ તેને શાંતિ વળતી મુચકુંદ તેને પુછવાનો ઇરાદો રાખતો એક બે વખત પ્રશ્ન પણ તેણે કર્યો, પણ મણિએ મ્લાન વદને હસી, તેને વહેલા સારા થવા કહ્યું અને હાથ દાબી તેને છાનો રાખ્યો. મણિની હાજરીમાં તે ગરીબ ગાય જેવો થઇ જતો પણ જ્યાં તે ગઇ કે પેલા પ્રશ્નો પાછા ઉઠતા મણિ વિના તેને બેચેની લાગતી અને મણિજ કંઇ લુચ્ચાઇ કરી રહી છે એમ ખાત્રી થતી મુચકુંદ ગુસ્સે થતો, અકળાતો, પણ હતો નિરાધાર એટલે ઉશીકામાં જોરથી માથું ખોસી પડી રહેતો તે પોતે અપંગ થયો હતો, દુનીઆ બધી વેરણ થઇ તેને દઝવતી હતી, મણિ કંઇ કાવત્રું કરતી હતી કોઇએ તેના

આપમેળેજીને ફેસલાવી દૂર કર્યાં હતા—આવા આવા વિચારોએ તેના નિર્બલ મગજને વધારે રોગિષ્ટ બનાવી મુક્યું તેમાં જ્યારે પાસેના ઓરડામાંથી સુરેખાનું દિવસે દિવસે ધીમું પડતું રુદન તેના કાને પડતું ત્યારે તે ઉકળી ઉઠતો.

એક વખત મણિ તેની પાસે બેસી દવા આપતી હતી, અને સુરેખા ગડના માડો વચ્ચેનું બારણું ઉઘાડું હતું મુચકુંદના ભવા ચઢી ગયા

"એ કોણ ચીસાડા પાડે છે?"

મણિએ હોઠ કરડ્યા 'બાઇ' અના મા પાગલીના ઓરડ હવે જરા શાંત પડી'

"પાડોશી' કહી મુચકુંદ વાગ લાગતા બના, તણુ નગગાનને થીર ઉભ મન પડી ગઇ પણ ગુસ્સાની ન ... આ દવાના પ્યાલાને હાથ વતી ફેંકી દીધું ચિંતાથી, ઉજાગરાથી થાકી હતી મણિને ખુદ્દ આવ્યું ને તેણે મહા મુશ્કેલીએ તે ખાળ્યું અને ખાટુંખાટું હસી

"બાઇ આમ ઉંઘી જાઓ તો શું થાય? જુઓ ડાહ્યા થઇ આમ કરો તે કામનું નહીં'

"મુઓ છુ અને મુઆ સધા ગુસ્સામાં બાખરા બનેલા નિગત અવાજે મુચકુંદે કહ્યું 'મારે ઘેર મને લઇ જા'

માતાની અવર્ણનીય સ્નેહાનતાથી મણિ તેને ઉઠતા અટકાવવા પાસ ગઇ અને ધીમેથી બબડી 'આ ઘર તમારું જ છે"

મુચકુંદ હોઠ કરડ્યા, તેનો પીત્તો ઉકળેલો હતો થોડી વારે તે બબડ્યો "મારું ઘર! મારા ઘરમાં આવો ઓરડો ક્યારે હતો? મારા બાપા ક્યાં ગયા? મારી કાશી ક્યાં ટળી?"

મણિ આ શબ્દો સાભળી જાણે ફટકો પડયો હોય તેમ નીચુ માથુ કરી રહી, તેની આખમાથી આસુઓ પડવાની તૈયારી થઇ રહી હતી તેણે મહા મહેનત કરી હસવુ જારી રાખ્યુ

"તમારી કાશી હમણા આવશે આમ ગુસ્સે થશો તો ડાકટરને કહી દઇશ"

"ડાકટર—ગયો જહાનમમા મણકી ' આ બધા તારુ જ કારસ્તાન છે

"વારુ પણ તમે ચુપ રહેશો ?" જરા નજર ફેરવી મણિએ કહ્યુ

"અરે રામ રામ ' આજારી બબડયો ' શુ મારા અવતાર ' ' હુ અપગ—નિરાધાર બન્યો છે ! '—કહી મુચકુન્દથી રડી પડાયુ મણિ તેની પાસે જઇને બેઠી

"ભાઇ ' આમ શુ કરો છો ? તમે અપગ નથી ને નિરાધાર નથી પણ આમ કરશો તો વધારે માદા પડશો '

"મણિબહેન ' મુચકુન્દનુ અકળામણ રડવાથી જરા ઓછુ "મારુ ખરે હુ થાકી ગયો છુ આના કરતા મરવુ સારુ

" તો એવુ બધુ બોલશો નહી હવે સુઇ જાઓ

"બહેન ' પેલો ડોસો ઘરમા કોણ છે '

"ભાઇ, તમે બધી પચાત કરો તે નહી કામ આવે પછી કહીશ"

"પણ તેને મારી પાસ નહી આવવા દેતી

"વારુ"

"તુ રાતે કયા જાય છે ?"

'છોકરીઓને ભણાવવા હવે થયું સુઈ જાઓ' કહી મણિએ ઉનાળા મરોબગ ગોઠવ્યા, અને થાકેલો મુચકુંદ ઉંઘી ગયો

મણિ ઉઠી અને પોતાના કમાળા પર હાથ મુકયો શારીરિક અને માનસિક પીડાએ તેનું માથું દુખતું હતું ને એક આરસી સામે ગઇ, એક લટ ઉંચી કરી, મન પ્રફુલ્લ કરવા મનમાં એક ગાયનની સીટી ગાઇ અને બીજા ઓરડામાં ગઇ

ત્યાં મોઘારામ સુરેખાને હીચકો નાખતો હતો સુરેખાને ધીમે-ધીમે યમરાજના તેડા આવતા હતા અને તેટલા પૈસા ખરચી મણિ તેને જીવાડવાનો પ્રયત્ન કરતી હતી મણિ ઝોળી પાસે બસી ગઇ, અને સુરેખાને લીધી, અને છાતી સરસી ચાપી મોઘારામ મુગે મોઢે એ જોઇ રહ્યા

સુરેખાને ચુંબન કરતા મણિનું હૈયું ભરાઇ આવ્યું

"બહેન ! હીમત હારીએ નહીં"

"નકા ! કાકા ! આ શું થવા બેઠું છે !

"કંઇ નહી ! ઉપર ચાર હાથવાળો ધણી બેઠો છે તેને ફીકર છે-મુચકુંદભાઇ શું કહેતા હતા ?"

"કહું શું ! મોંઘવારીએ બીચારાને ચીઠીઓ મનાવી દીધો છે શક્તિ આવશે ત્યારે ઠીક થશે કાકા ! આ સુરેખાને લ્યો હું તૈયાર થાઉં પાછી મોડી પડીશ"

મોઘારામે મુંગ મોઢે છોકરી લીધી, અને મણિ લુગડું બદલવા ગઇ

બે કલાક નહીને મુચકુંદ જાગ્યો, અને ધીમેથી 'મણિ' કહી બુમ પાડી કંઇ પણ જવાબ આવ્યો નહીં ઓરડામાં નાનો દીવો બળતો હતો, અને પાસના ઓરડામાંથી ચરડચરડ ઝોળીનો અવાજ આવતો હતો મુચકુંદ બેઠો પડયો એટલે પાછો વિચાર કરવા મંડયો

તેને ખાત્રી થઇ કે મણિ કૈં પણ ઢાકતી હતી, નહીં તો આ નવો ઓરડો, આ સુંવાળી પથારી ક્યાંથી આવે? મણિ કહેતી હતી કે કાશી અને પાણી પડયા સારા છે, કાગળ લખે છે, તો શા સારુ તે કોઇ આવતા નથી? મણિએ એક વખત કહ્યું હતુ કે ચંદુલાલ શેઠ મારા પગારપેટે ડાકટરની ફી આપે છે, તો તેને ત્યાંથી ખબર લેવા કેમ કોઇ દેખાતું નથી? મણિની કૈં પણ લુચ્ચાઇ છે. શી લુચ્ચાઇ હશે તે તે સમજી શક્યો નહીં

આમ ક્યાંસુધી વિચાર કર્યા કર્યો તેને ભાન રહ્યું નહીં એકદમ ઘડીઆળ વગડી—અગીઆર! મણિને તેણે બુમ પાડી કૈં અવાજ આવ્યો નહી દરરોજ મણિ રાતના ક્યાં ભટકે છે? મુચકુંદને મણિનો પૂર્વાશ્રમ યાદ આવ્યો આવી સ્ત્રી શું ન કરે? એકદમ એક વિચાર સ્ફુર્યો—બધો ગુંચવાડો દૂર થતો હોય એમ લાગ્યું "હવે સમજ પડી કે આ ઘર કોનું" મુચકુંદ બબડયો "પેલા ડોસાનુ—ને મણિ! હા—તેની વૈરી થઇ રહી છે—નાપાક કુલટા! હવે તારું બધું જાણ્યું"

મુચકુંદ હસ્યો "આટલાજ કારણે એ જવાબ નથી દેતી કમજાત! આ વિચાર આવતા તેના રોમેરોમ ઉભા થઇ ગયા અનીતિના આવા અખાડામા વધારે વખત શોભવુ તેને ઠીક નહીં લાગ્યું, તેણે ઉઠીને જતા રહેવાનો વિચાર કર્યો અહીંઆ જીવવું તેના કરતા ગટરમા પડી મરવું સારુ

મુચકુંદ દાંત કચકચાવી ઉઠયો, અને પાસે એક ગરમ બદન પડયું હતુ તે પહેર્યું તેણે માથે એક ગલપટ્ટો વીંટાળ્યો ખાટલાને ઝાલી મહા મહેનતે તે ઉઠયો અને ઉભો રહેવા ગયો પણ જરા નબળાઇ લાગી હોઠ કરડી તેણે સ્વાસ્થ્ય અને જોર મેળવવા પ્રયત્ન કર્યો "મરાય તો ભલે—આજે મરણ—કાલે—અથવા વા મરણમસ્તુ

યુગાતરે વા–એ કોણ લખી ગયો? ભર્તૃહરિ! એના જેવાએ મણુકી નહીં જોઇ હોય!' બોલી તતડાવી તે ઉભો થયો અને બારણા તરફ ગયો

ઉઘાડા બારણામાથી તેણે બીજા ઓરડામા જોયુ પેલો ડામો અને મણિ સામસામે બેઠા હતા હવે શો વધારે પુરાવો જોઇએ? મણિના ખોળામા એક છોકરુ જેવુ કંઇક હતુ તેની સામે બન્ને જોતા હતા "ધિક્કાર છે" તેણે મોટેથી બોલવા પ્રયત્ન કર્યો તેની જીભ એ ચાલ્યા, પગ લથડયો, અને તે ભોય પર પડયો

સુરેખાને આકડી આવી હતી મોઘારામ અને મણિ બેસીને તેને સાચવતા હતા એટલામા મણિની નજર ભૂત જેવા, બારણા વચ્ચે ઉભેલા મુચકુદ ઉપર પડી મણિ એકદમ સુરેખાને મોઘારામને આપી, દોડી, પણ તે પહોચે તે પહેલા મુચકુદ ભોય પર પડયો હતો

ડાકટરે તેને ઉભા થવાની સખત મનાઇ કરી હતી ઉભા થવાની મહેનતે તેના ઘાના ટાકા કંઇક તુટયા હતા, અને તેને માથે પાટામાથી લોહી ઝરપતુ હતુ મોઘારામ અને મણિએ ઉચકી મુચકુદને સુવાડયો અને મોઘારામ ડાકટરને તેડવા ગયો

## પ્રકરણ ૧૮ મું

### મુચકુંદ કે સુરેખા?

મુચકુંદની તબીઅત પાછી વધારે બગડી, અને એક બે દિવસ સુધી તે બેભાન રહ્યો ચોથે દિવસે તે પાછો હતો એવો કંઈક થયો ડાકટરે તેને ઉભા થવા દેવાની ચોખ્ખી ના પાડી હતી, એટલે પલવાર પણ મણિ તેને વીલો મુકતી નહીં મોઘારામ ઘણી વાર પોતે બેસવા તૈઆર છે એમ કહેતા, પણ રખે એને જોઇ મુચકુંદનુ મગજ પાછુ ખસી જાય એ ધાકે તે પોતેજ બેસતી તે મુચકુંદના સ્વભાવને જાણી ગઇ હતી, અને તેના પળેપળના તોફાનો સમાવી શકતી હતી ઘણી વખત સુરેખા અને મુચકુંદ એ વચ્ચે મણિની તાણાતાણી થતી, પણ તેમા હમેશા મણિ મુચકુંદ પાસે બેસતી

મણિ ચિંતાથી, ઉજાગરાથી, સુકાતી જતી હતી, તેના હોઠ એકેક પર નખત બીડાયલા રહેતા, તેના ગાત્ર ઓગળી ગયા હતા, પણ તેની ઇચ્છાશક્તિ અડગ હતી ને વતી તેણે આશાના દ્વાર બંધ કર્યા હતા ચોથે દિવસે સાંજના મુચકુંદની તબીઅત જરા સારી દેખાઇ, પણ જરા આરામ મળતા તેનુ મગજ પાછુ રોગિષ્ટ બન્યુ અને પેલા પ્રશ્નોના પ્રેતો પાછા ખડા થયા બીજે દિવસે એ પ્રેતોએ પોતાનો પ્રતાપ જણાવા માડયો મુચકુંદે મણિને વાગ્બાણે વીંધવા માડી

મણિને મોટામા મોટી બીક મુચકુંદ પાછો ઉભો થાય તેની હતી ડાકટરે કહ્યુ હતુ કે બે દિવસ પછી તે ઉભો થાય તો વાંધો નહોતો, એટલે ત્યાસુધી બધુ સહ્યા વિના છુટકો નહોતો પણ એ બે દિવસો ક્યારે પુરા થશે તે મણિને સમજાયુ નહીં ગાડા અને મોઢે—એની જીભ કોણ રોકે? મુચકુંદની જીભ નિરંકુશ બની.

"મને શું ? તું તો પિશાચી છે માણસોનું લોહી પીવા જન્મી છે મારા ક્યા ભોગ લાગ્યા કે તું મને મળી મને શું કરવા પજવે છે ? તું જા તારે રસ્તે પેલો તારો ડોસો તારી વાટ જોતો હશે તારે શું ? તું કોઇની થઇ છે કે મારી થવાની છે ? કોણ જાણે શા શા કર્મો કર્યાં હશે ? અને આ નરકમાં નાખ્યો ! કુલટા ! મારું ભણતર બગાડયું, મારી નોકરી ખોવડાવી, મારા બાપ સાથે લઢાવ્યો, હૃદય ભાગ્યું, અને એટલે સંતોષ ન થયો તે મને માંદો પાડયો—અને મને અહીંઆ—તારો પાપાચાર નીરખવા લાવી રાખ્યો ! પ્રભુ મરવા દે સંસારમાં ઇશ્વરણુના ફૂળ કેટલા હોય છે પ્રભુએ સત્તા આપી હોત તો તારું રુપાળું ફૂટડું કપાળ ડામી તારા હૃદય જેવું બનાવત હરામખોર ! મારી નરી ક્યાં છે ? ગમે તેવી પણ ગરીબ, બીચારી, પતિપરાયણા કાશી ! તેને તુંજ કહીં લઇ ગઇ તું આવી ન હોત તો તે મારે ઘેર રહેત, મારા આર્યસંસ્કારનું હું સુખ અનુભવત પણ તું કેમ સાખે તે ઘર શું નરક બનાવ્યું છે ? આ મારી પથારી પાસે ફુલ ! હોયસ્તો ચંદુલાલ શેઠ પગાર આપે ને તાગડધીન્ના કરે મારા મણિગવરી ! શાબાશ "

આ પ્રમાણે જેટલો વખત તે જાગતો તેટલી વખત મુચકુંદ જીભના સપાટા લગાવતો, તેમાના એકેએક મણિને ચમચમતા મણિને અપમાન લાગતું, રડવું આવતું, અને ત્યાંથી નાસી જવાનું મન થતું, પણ તેને ખાત્રી હતી કે જો પોતે દૂર જાય તો જરુર મુચકુંદ ઉભો થાય અને તેની સ્થિતિ પાછી ભયંકર થઇ પડે મુગે મોઢે—તેના પર ખોટું હાસ્ય રાખીને તે બેસતી, અને બધા પ્રહારો સહન કરતી

મુચકુંદ જાગતો હોય તે વખતે બીજા ઓરડામાં પલવાર પણ જવાનું મણિથી બનતું નહોતું, અને પરિણામે સુરેખા પાસે મણિથી ભાગ્યેજ જવાતું બીજે દિવસે મોઘારામે કહ્યું —"બહેન ! આજે તું આ છોકરી પાસે બેસ, એ છેક આની રહી છે "

"કાકા! કાકા! હું બધું જાણું છું" મણિથી રડી દેવાયું, "પણ હું શું કરું? સુરેખાને મરવા દઉં કે મુચકુંદને? જીવતા છોકરીને સુખી નહીં કરી, ને મરતામરતા પણ તેના સામે નથી જોવાતું. કાકા! મારા જેવી હતભાગણી કહીં જોઈ છે?"

"બેટા! હીંમત રાખ. આમ શું પોચકા મુકે છે?"

"કાકા! શું કરું હવે તો ધણી થઈ. બેમાંથી એક સારા થશે તો મારી સામે જોવાના નથી, પણ માદા માદા તો મને ગરદન મારે છે" કહી મણિથી ખુલ્લે ધારે રડી પડાયું. તે ક્યાં સુધી છાતીફાટ રડી. એટલામાં મુચકુંદ જાગ્યો.

"મણિ! ક્યાં ગઈ? તેને શી પરવા છે કે તે ઉભી રહે? તે કોઇની થઇ છે કે મારી થાય? 'નાગી પ્રત્યક્ષરાક્ષસી'"

બીજા ઓરડામાંથી આવતો મુચકુંદનો સાદ કાને પડતાજ મણિ ઉઠી, અને ઝપાટાબંધ આંસુ લુછી ત્યાં જવા માંડયું. આ તરફ સુરેખાનું નિર્ગત રુદન શરુ થયું. 'મા-મા-મા'

"મણિબહેન! તું અહીંઆ બેસ. હું મુચકુંદને જોઉં."

"ના ભાઇ ના! પેલા હમણાં ઉભા થશે. મનેજ જવા દો." કહી મણિ ત્યાંથી મુચકુંદ પાસે ગઈ.

મુચકુંદે પોતાનાં વાગ્બાણું શરુ કર્યાં. તેને શાંત કરતાં અડધો કલાક થયો ન થયો અને બારણામાં મોધારામ આવ્યા.

"બહેન! જરા આમ આવ તો."

"લે! તારો સગો બોલાવે છે. જા-ઉઠ-શું કામ મારો જીવ લે છે?"

"હું તો લેવાની પછી કે કહેવું છે?" છાસીઉ કરી મણિએ જવાબ દીધો. "કાકા હમણાં કેમ આવું?"

" અરે આવ—છેલ્લી ઘડી આવી છે હો ! " મોધારામે ગભરાટમા કહ્યું

" હા છેલ્લીજ ઘડી છે જા, ઉઠ ઉભી રહે મને બેઠો થવા દે " કહી મુચકુદે જોર કરી ઉઠવાનુ કર્યું મણિએ જોરથી તેના હાથ પકડ્યા તેની છાતી ફાટી જતી હતી, આખે અધારા આવતા હતા તેને લાગ્યુ કે સુરેખા મરવાની તૈઆરી કરતી હશે, પણુ આને છોડી કેમ જવાય ?

મણિ આગળ મુચકુદનુ જોર ચાલ્યુ નહીં, એટલે આડા ફરી તેણે મણિનો હાથ કરડ્યો

" લો કરડો કરડો ! " કચવાટમા મણિ બોલી અને પોતાનો હાથ આગળ ધર્યો " હવે કે બાકી છે ? "

" આ ચાલી હો ! " મોધારામનો અશ્રુપૂર્ણ અવાજ આવ્યો

" જવા દો જે થાય તે ખરુ ઓ બાપરે ! " કહી મણિએ ચીસ પાડી મુચકુદે તેનો હાથ કરડી ખાધો હતો, અને તેમાથી લોહી વહેતુ હતુ

મણિને કાને મોધારામના ધીમાધીમા " શ્રીરામ " ઉચ્ચારણો પડ્યા તેણે આખો મીચી દીધી, તેની આખમાથી આસુ ખરવા લાગ્યા

"રડ ! રડ ! હાશ, મને નીરાત થઇ" મુચકુદ બબડ્યો "ડાકણુ જાણે"

પા કલાકે મુચકુદનો બબડાટ પુરો થયો અને તે ઉંઘી ગયો તેને છોડી મણિ બીજા ઓરડામા ગઇ પા કલાક થયા સુરેખા મરી ગઇ હતી તેનુ નાનકડુ રોગિષ્ટ શરીર લાકડા જેવુ થઇ પડ્યુ હતુ મણિ તેના પર પડી અને છાતીફાટ રડી

# પ્રકરણ ૧૯ મુ

## મોઘારામ બોલ્યા

બીજે દિવસે મુચકુદ જરા શાન્ત રહ્યો કા તો તેની તબીઅત જરા વધારે સારી થતી હતી કે કા તો મણિનુ મ્લાન વદન અને સુજેલી આખો જોઇ કોઇ દયાના અકુરો તેનામા ફુટયા હોય, પણ મુચકુદે આજે મણિનો કેડો છોડયો માત્ર સાજના મણિને આસુ સારતી જોઇ ને બોલ્યો "રડ! રડ! હાશ, હવે નીરાત થઇ!"

મણિને આ શબ્દો સાભળી પોતાનુ દુ ખ અને સુરેખા સાભરી વારો પાડી રડી દેવા જતી હતી, પણ મહામુસ્કેલીએ તેણે હીંમત ધારી

તે દિવસે રાત્રે તે જાગ્યો ત્યારે મણિ અને મોઘારામને પાસેના ઓરડામા વાત કરતા સાભળ્યા તેને અચબો લાગ્યો આજે ઘણે દિવસે મણિને રાત્રે ઘેર રહેલી જોઇ તે વિચાર કરવા લાગ્યો

રોગથી પીડાતો માણસ પશુ થઇ જાય છે તેની ઇચ્છાઓ પશુના જેવી અલ્પજીવી બને છે, તેની વાસનાઓ પ્રાબલ્ય પામે છે તે પોતાની નિરાધારતામા પણ દુનીઆ તરફ ગુસ્સે ને ગુસ્સે રહે છે, પોતાના ચાકરી કરનારાને દઝવવામા આનદ માને છે, કાણાને કાણો કહેવામા રાચે છે, અને જરા જરામા રીઝે છે કે રડે છે સસ્કૃતિએ પેદા કરેલો નયમિત સ્વભાવ વે પ્રસગોમા ખસી જાય છે, અને જાનવરમાથી ઉતરી આવેલો મનુષ્ય તેવે વખતે પોતાના પૂર્વજોના સ્વભાવ ભુલી શકતો નથી મુચકુદ રોગથી નિર્બલ અને ચીડીઓ થઇ ગયો હતો, અને તેવે વખતે તેને તેજ માણસ–મણિ–જોવામા આવવાથી તેના તરફ તેના બધા પશુક્રોધનુ વલણ વળ્યુ હતુ મણિ વગર ચાલતુ નહીં, પણ તેને દેખી તેનો ગુસ્સો સમાતો નહીં

અત્યારે પશુની ખધાઇથી તેણે વાત સાંભળવા માડી.

"કાકા! તમે નહીં આવો? પેલી વાટ જોતી હશે આ ગુલામગીરી ક્યારે મટશે?"

"ગુલામગીરી!" મુચકુદ મનમા બબડયો "મારી ચાકરી કરવી તે ગુલામગીરી! જો લુચ્ચી! મારા શેઠને પૈસે મહાલે છે ને પાછો રોફ કરે છે?"

"બહેન!" મોઘારામનો અવાજ આવ્યો "ગભરાયે કે વહેલી પતવાની હતી? કાલે આ મારો થશે ને તમે છુટા થશો"

"જોયુ! આનુ નામ નીમકહરામી! મે રખડતીને રાખી ને આનાથી આટલુ નથી થતુ" મુચકુદ બબડયો

"કોણ જાણે ક્યારે છુટા થવાશે?" રડતા રડતા મણિએ કહ્યુ 'બધા મરશે તોયે હુ મરવાની નથી" દુખી બીચારી મણિએ અસહ્ય સ્થિતિની વેદનાથી કડવાશભર્યા ઉદ્ગાર કાઢયા

"મને મરવાનુ કહે છે? હરામખોર! ઠીક છે હુ તો જીવીશ, ગભરાતી નહીં! મને એક ફેરો સારો તો થવા દે" કહી મુચકુદે દાત કચકચાવ્યા

પછી કે સભળાયુ નહીં, માત્ર ડુસકા સભળાયા આજે મુચકુદને એક બીજી વાત નવી લાગી પેલા નાના બાળકની ચીસો સભળાઇજ નહીં મુચકુદને એ ઘણુ વિચિત્ર લાગ્યુ

બીજી સવારે તેને પોતાની તબીઅત ઘણી સારી લાગી મણિની ગેરહાજરીમા તે પથારીમા બેઠો થયો પણ તેનુ માથુ પહેલા જેવુ ફરતુ લાગ્યુ નહીં શરીરની શક્તિ વધવાથી તે વધારે સારી રીતે વિચાર કરી શકયો, પણ બધા મણિની દિશામાજ ગયા મણિ તરફનો ક્રોધ, રાતના શબ્દોથી ઘણો વધ્યો હતો, અને કોઇ રસિક ખાટકી

જીવ લેતા પણ રસ લઇ ધીમેધીમે રીબાવીરીબાવી મારે તેમ તેણે મણિને રીબાવવા માડી

મુચકુન્દની ભાષા જીવના અગારા જેવી ડામતી સચોટ શબ્દો, ન સમજાય એવા ઝીણા પણ મર્મભેદક કટાક્ષો, કાળજુ કપે એવી સરખામણીઓ–એ બધાનો ઉપયોગ તેણે વગરવિચારે કરવા માડયો મણિ ત્રાસી ઉઠી–બીજા ખડમા મોધારામના રોમેરોમ ખડા થઇ ગયા

એમ કરતા સાજ પડી પોમપોસ આસુ પાડતી મણિ અદીઠ થઇ મુચકુદે જોયુ કે હમેશા મણિ જતી હતી ત્યા તે ગઇ તે કયા ગઇ? આ ડોસો કોણ? પેલુ છોકરુ કોણ? આ સતત ઉભા થતા પ્રશ્નોનો નિર્ણય લાવવાનો તેણે નિશ્ચય કર્યો ઘર શાત હતુ–શા સારુ ઉઠીને આમતેમ ફરી કે તપાસ નહીં કરવી?

ધીમેથી તે બેઠો થયો–નીચે પગ મુકી ખાટલો ઝાલી ઉભો રહ્યો તેના પગ ધ્રુજયા, પણ બહુ અશક્તિ છે જણાઇ નહીં તેણે હાથ છોડી દીધા પણ તે પડયો નહીં તેને હીંમત આવી ધીમેધીમે તે બીજા ઓરડા તરફ જવા લાગ્યો આખુ ઘર નિર્જન લાગ્યુ

તે જયારે બીજા ઓરડામા ગયો ત્યારે તેણે ખુણામા મોધારામને બધ્યા કરતા જોયા મુચકુદ હસ્યો આ ડોસો પણ મણિનો મિત્ર હતો એટલે તેને પજવવાની પણ મજાહ પડશે એમ તેને લાગ્યુ ને ભીતને ટેકવીટેકવી તેની પાસે ગયો મોધારામ આખો મીંચી ગાયત્રીનો જપ કરતા હતા ને કોઇનુ પગલુ સાભળી પાછા ફર્યા, અને મુચકુદને જોઇ ચમકયા મુચકુદના મોઢા પર એક પશુના–રાક્ષસના મોઢા પર હોય તેવુ હાસ્ય હતુ, અને મોધારામને અડકવા તે ચાહતો આવતો હતો

"ઉ હુ હુ હુ–" મોધારામે મના કરી

"અરે ઉજુ વાળા!" તિરસ્કારથી હસીને મુચકુદે કહ્યુ

"ગભરાય છે શું? પેલી કરતા હું કે ગયો?" કહી તે પાસે આવ્યો.

"અરે મુર્ખા! પાછો જા, નહીં તો હમણાં જીવથી જશે કે ભાન છે કે નહીં?—અરેરે—ખબરદાર મને અડક્યો તો!"

મુચકુંદ મોઘારામને અડકી પડ્યો અને હસ્યો.

મોઘારામ કોઈ યજ્ઞના ભંગથી ક્રોધવશ થએલા મુનિની માફક બેઠા હતા ત્યાંથી કુદીને ઉઠયા, તેમના હાથમાં તેમની ગૌમુખી ધ્રુજવા લાગી 'હરામખોર!" કહી મોઘારામે દાંત કચકચાવ્યા પણ મોઘારામ મણિનો ગુલામ હતો, તેની ઇચ્છા પુરી પાડવા પ્રાણ અર્પવા તૈઆર હતો, અને તેનેજ ખાતર મુચકુંદ સામે તેણે પોતાનો રોષ અત્યાર સુધી દર્શાવ્યો નહોતો પણ અત્યારે મુચકુંદે હદ વાળી—મોઘારામનો મીજાજ હાથથી ગયો

"તારી પેલી ક્યાં ગઇ?" મુચકુંદે રીકું હસ્તાં પુછ્યું

મોઘારામની આંખમાંથી વન્હિજ્વાલા ફુટી, તેના રોમેરોમ અપમાનથી ખડા થઇ ઉઠયાં

"અરે પેલી ને પેલો!" કહી તેણ ગામુખી ફેંકી દઇ મુચકુંદનો હાથ પકડી અંદર પથારી તરફ ખેંચવા માંડ્યો "નથી બોલતો ત્યાં સુધી કે? હું મણિબહેન ન હોય કે સાંભળ્યા કર સમજ્યો? ચાલ છાનોમાનો સુઇ જા—નહી તો તારી વાત તે જાણી" કહી તેણે મુચકુંદને પથારી પર બેસાડ્યો

"હા, હુંજ જાઉં તો પણ પેલી જાય છે ક્યાં તે તો કહે! મારા શેઠને પૈસે ઠીક તમને એને તાગડધીન્ના કરવાના મળે છે"

મોઘારામે દાંત પીસ્યા જો મુચકુંદ માંદો નહીં હોત, જો મણિનો ધાક નહીં હોત તો જરૂર તે મુચકુંદને મારી પાડત

"જો એ મુર્ખા! તારી જીભ સંભાળીને વાપર હું એક પણ બોલ સાંખવાનો નથી ખાઇપીને બીચારીનો જીવ લે છે ને પાછો ભાંડે છે?"

"એ પણ ઠીક! મફતનુ ખાવુ ને મસીદે—"

"ચાલ છાનો રહેશે કે? શુ કરુ કે મણિબહેન તારી પાછળ જીવ આપે છે—નહીં તો તને હમણા પાધરો કરુ તારા પૂર્વજન્મના પુણ્ય માન કે ભુનેચુકે મણિબહેનને મળ્યો, નહીં તો રઝળીરખડી ક્યારનો મરી ગયો હોત"

મુચકુદનો હોઠ તિરસ્કારમા મરડાયો "પૈસા—"

મોધારામ બરાડો મારી ઉઠયા "પૈસા—તારા પૈસા, ભીખારી! તુ માણુસ છે કે ઢોર? પેલી બીચારી જે કહે છે તે માની માની ફુલાતોજ જાય છે આ બધા પૈસા તો તારો બાપ લાવતો હશે નહીં?"

બાપ—નહી તો કોણ? તુ કે તારી મણિ?"

'તારો બાપે નહીં—તારો શેઠે નહીં—હુએ નહીં—પણ મણિબહેનજ કૃતઘ્ની' તારા કરતા તો કુતરા પણ વધારે સમજે આ પથારી, આ ડાક્ટર, આ દુધ—કોણ તારો શેઠ પુરા પાડે છે? મુર્ખા! તુ માદો થયો ને તારો બાપ નાસી ગયો, તારી મૈત્રી નાસી ગઈ તારા શેઠે તો મોઢુએ દેખાડયુ નથી એ તો પરમેશ્વરનો પાડ માન કે મણિબહેન મળ્યા કે લોહીનુ પાણી કરી, જ્યાંત્યાંથી પૈસા આણી તને દવા કરે છે ને તારા બોલો સહી, અનેક દુ ખ વેઠી તારી સેવા કરે છે"

"હે'' મુચકુદ દીંગ બની જોઇ રહ્યો

'હે શુ કરે છે? તને ખબર છે' તારે માટે બીચારીએ નાકરી છોડી, રામજણીને ઘેર ગાવાનુ શરુ કર્યું તારે માટે એકની એક દીકરીને મરવા દીધી તારે મન કશાનો હીસાબજ નથી બહુ મોટો ધનપાલશાનો દીકરો તો' આજે કેટલા કેટલા દિવસના વહાણા વાવા, પણ તારી સેવા કરતા, તારે માટે પૈસા કમાતા ને તારા બોલો સાખતા જપીને તે બેઠી નથી એ તો એ ગાડી છે, હુ હોઉ તો બે લપડાક મારી તને સીધો બનાવુ"

"મણિ ગાવાનો ધંધો કરે છે ?"

"હા તારે માટે શું શું કરે છે તે કૈં ખબર છે ?"

"ત્યારે કોઇ કહેતું કેમ નહોતું ?" દબાઇ ગયલે સ્વરે મુચકુંદે પુછ્યું

"રખેને તું ફુલ જેવો સુકોમલ–તે કરમાઇ જાય, માટે"

"આરડતી હતી તે એની સુરેખા ?"

"હા યાદ છે ? પરમ દહાડે સુરેખા મરવા પડી ત્યારે પણ તે બીચારીને આવવા દીધી નહીં મરતી મરતી પણ દીકરી તેણે જોઇ નહીં તું તે કૈં માણસ છે ?–રાક્ષસ છે"

"મારા બાપ કયાં ?"

"તેને ગામ–બે મહીના થયા કોણે તેનું મોડું દીઠું છે ?

"ને મારી ગૈરી ?"

'તેને પીઅર ચાલ હવે છાનોમાનો સુઇ જા બહુ લપ્પનછપ્પન કરશે તો બે ચાર સંભળાવી દઇશ કયાથી કોણ જાણે આવા ભારેલગણા પેદા થાય છે?" કહી ઉભરો કાઢી મોધારામ ચાલ્યા ગયા તેણે કહેવું હતું એટલું કહી નાખ્યું હતું

માથા પર ફટકા પડવાથી માણસ બેભાન થાય તેમ મોધારામના શબ્દોથી મુચકુંદ બેભાન થઇ ગયો–વિચાર કરી શકયો નહી — થોડી વારે તેને ઉંઘ આવી ગઇ

ત્રણ ચાર કલાક ગયા અને તે જાગ્યો, અને મોધારામના શબ્દે શબ્દ સાંભર્યા તેણે ગભરાઇને ઓરડામાં જોયું દૂર ભોંય પર મણિ સુતી હતી દીવો ઝીણોઝીણો બળતો હતો મુચકુંદ થોડી વાર જોઇ રહ્યો ઉંઘમાં પણ મણિએ નીસાસો મુકયો

પોતાના શબ્દો, મણિની દેવાશી સેવા, તેનો ભગીરથ આત્મત્યાગ, તેની સહનશીલતા—આ બધા સભારી મુચકુદ પોતાના પર ફીટકાર વર્ષાવવા લાગ્યો જેમજેમ તેણે વધારે વિચાર કર્યો તેમતેમ પોતાનો રાક્ષસી ને સ્વાર્થી સ્વભાવ, મણિની પ્રેમાળ ને નિસ્વાર્થ સેવા તેને વધારે સાલવા લાગી ક્યા સ્વાર્થી, આત્મસતોષી, કાયર, વિચારમાજ જીવન ગાળતો પોતે, અને ક્યા ભીષ્મ કર્તવ્યપરાયણતાની ટોચે પહોચેલી બહાદુર મણિ!

જેમજેમ તેણે વિચાર કર્યો તેમતેમ મણિને માટે તેની પૂજ્યબુદ્ધિ વધી, અને પોતાના કાયરપણા તરફ ધિક્કાર વધ્યો

શા સારુ તે તેને નહી વળગી રહ્યો? શા સારુ તેના પાદવદનમા દિવસો નહીં ગાળ્યા? એ કાયરપણુ, એ અસ્થિરતા ક્યાથી આવ્યા? તેણે પોતાના સ્વભાવને, સસ્કારને, સમાજને અનેક દોષ દીધા

તેણે નીચા વળી જોયુ—ફીક્કી પડી ગયલી મણિ નિશ્વાસપૂર્ણ નિદ્રા લેતી હતી તેને દુખી જોઇ મુચકુદનો જીવ જતો રહ્યો—તે ગલવાઇ ગયો તેને ઉઠી મણિની માફી માગવાનુ—તેના ચરણ આગળ માથુ મુકવાનુ મન થયુ તેને થયુ—શુ સ્ત્રી—શુ દેવી!

કલાકો આવા વિચારમા વહ્યા ત્રણ વાગ્યા અને ઘડીઆળે ટકોરા કર્યા મણિએ આળસ મરડ્યુ મુચકુદને દવા આપવાની વખત થઇ હતી થાકેલી આખો ચોળતી મણી બેઠી થઇ

## પ્રકરણ ૨૦ મું

### એકતાનતા

મણિને ઉઠતી જોઇ મુચકુંદે આંખો—શરમમાં, મણિ શું કહે છે તે જોવાને—અડધી મીંચી દીધી મણિ ઉઠી અને દીવો સંકોર્યો મુચકુંદે કેટલે દિવસે પહેલી વખત તેનું મોઢું જોયું તેની મુખ-રેખાઓમાં મોહકતા જઇ મ્લાનિ આવી હતી, તેના મો પર ચિંતાના, ખણુટના, ખિન્નતાના સ્પષ્ટ ચિન્હ હતા, તેની આંખોમાં—સૂર્યના સમી રશ્મિઓ ફેંકતી તેજસ્વી આંખોમાં થાક હતો, ખેદ હતો, તેના અંગેઅંગ વર્તુલાકાર છોડી ખુણાઓ કાઢતા હતા અતિશય થાકે નિર્ગત થએલા મુખની નિરાધારી જોઇ મુચકુંદનું હૈયું—હાયભર્યાં ઉદ્વેગથી છનકાઇ ગયું આ બધું કરનાર પોતે સ્વાર્થી, વહેમી, ક્રૂર મુચકુંદ!

મણિ આવી, ટેબલ પરથી દવા લીધી, ગ્લાસમાં કાઢી અને પથારી પાસે આવતાં મુચકુંદના રોમેરોમ ખડા થઇ ગયા શી તેની સ્નેહલતા, શી કાર્યદક્ષતા, શી પ્રેમપરાયણતા! એક પળ અનિર્વચનીય, ગ્લાનિભરી સ્નેહાલતાથી મણિ દૂર ઉભીરહી તેની સામે જોઇ રહી મુચકુંદની રગેરગમાં અગ્નિ વ્યાપી રહ્યો, તેને લાગ્યું કે પોતાનું માથું અકથ્ય ઊર્મિઓએ અમાપ શોકે, અગાધ પ્રેમે ફાટી જતું હતું

"ભાઇ! જાગો છો?" મણિએ પુછ્યું તેના અવાજમાં શી મૃદુતા, શો પ્રેમ, શો ખેદ!

મુચકુંદ બોલી શક્યો નહીં, આંખ ઉઘાડી શક્યો નહીં, તે નિરાધાર બની રહ્યો—તેણે માત્ર હાથ લંબાવ્યો મણિ તે ખસેડી પથારી પર બેઠી અને જરા નીચી વળી આટલા દિવસ મુચકુંદ

તેને પાસે બેસતી જોઇ કપી ઉઠતો, આજે પણ કપી ઉઠયો–પણ કપારી અનેરી હતી

"ભાઇ! જરા દવા પીઓ!"

મુચકુદે અડધી આખ ઉઘાડી, મણિએ નીચા વળી તેનુ માથુ ઉંચકવા પ્રયત્ન કર્યો, અને શ્વાસ તેના મોઢા પાસે શ્રઇ ગયા મુચકુદ–ગુચવાડામા જરા ઉંચો થયો,–તેના માથાની આસપાસ તેનો સુવાળો હાથ હતો, તેની આખો સામે તેની પ્રેમાળ આખો હતી મુચકુદે અણજાણતા મોઢુ ઉઘાડયુ, તેણે દવા પીધી પણ ગળે ઉતરી નહીં તેને લાગ્યુ કે મણિની આખમા ધાક હતો, દરરોજ તે જે ભાળો વર્તાવતો હતો તેની તે વાટ જોતી હતી મુચકુદ પોતાના તરફ આવતા તિરસ્કારમા બેભાન થઇ ગયો માત્ર સામે સ્વર્ગની અપ્સરા સમુ લાગતુ અલૌકિક મુખજ તે જોઇ રહ્યો

એકદમ તેની રગોમા જોમ પ્રસર્યું તેની આખોમા ભભક આવી દવા ઢોળાઇ તેની દરકાર તેણે કરી નહીં, મણિ સનેપાત ધારી ગભરાઇ તેની પરવા કરી નહીં, પોતાનો ઘા ચુથાશે તેની બીક ધરી નહીં ન વર્ણવાય એવા ભાવથી તેણે મણિની બાથે હાથ નાખ્યો–ન ખાઇ ગયો, તેનુ મોઢુ હતુ તેનાથી પાસે આવ્યુ–દાબ્યુ, ન સહેવાય એવી નજરથી અતરની આત્મકથા કહી

મણિ ગભરાઇ, સમજી ન સમજી અને નીચી વળી દરેક પળે યુગોના અનુભવ તેને થતા હતા

મુચકુદથી અડધા બેઠા નહીં રહેવાયુ, તેણે માથુ ઉશીકે મુક્યુ, તેના હાથ સાથે મણિ નીચી નમી

"મણિ! માફ નહીં કરે?" મુચકુદે મુઝાતે શ્વાસે પુછ્યુ

મણિ શું સમજી, તેને શું લાગ્યું તે કોણ જાણે ? જન્મ લઈ, જનેતાના કોડભર્યા ચુંબનથી ચઢીઆતી સ્નેહની પરાકાષ્ઠા તેણે જોઈ નહોતી તેના ઠુસ્કાએજ મુચકુંદને જવાબ દીધો

ન કોઈ બોલ્યું, ન કોઈ ચાલ્યું આસપાસ ગોપીજનવલ્લભની અણુદીઠી મોરલીના મદપ્રેરતા સુરો ગાજી રહ્યા, તેમણે એ બેના હૃદયોને અલૌકિક તાનમાં ડોલાવી મુક્યા

પાંચ પળ–દશ પળ–પંદર પળ વીતી અને મણિએ ઉંચું જોયું મુચકુંદ ઉંઘતો હતો તેણે ધીમેથી તેનો હાથ મેરવ્યો, ઉભી થઈ તેને પાછા બેસી જવાનું મન થયું, તે રોકયું તેણે મુચકુંદનું ઓઢવાનું બરોબર કર્યું–પણ તેનો એક છેડો છોડયો નહી–ઝોડાયો નહી થોડીવારે તે રજાઈના છેડાને હૃદયે રાખી તેણે કંઈક કાનમાં સંદેશો કહ્યો–અને તેને મુકી દીધી

જીવનસાફલ્યના ગગનચુંબી ગૌરીશંકરે તે પહોંચી

## વિભાગ ચોથો



### પ્રકરણ ૧ લુ



### મુચકુંદના નવા સિદ્ધાંતો

ત્રણ અઠવાડીઆ ઝપાટાબંધ ચાલ્યા ગયા મુચકુંદ રોગથી મુક્ત થયલો પણ સુક્કો અને ધોળો પુણી જેવો, બારી પર તકીએ અઢેલી અડધો સુતો હતો તેના હાથમા અડધી ઉઘાડેલી એક ચોપડી હતી સામે ત્રણ અઠવાડીઆમા પાછી તેજસ્વી બની રહેલી મણિ કેડ પર હાથ દઇ ઉભી હતી તેના મુખની સુંદર રેખાઓમા અદ્ભુત પીંછીએ ગૌરવ અને દર્દના ભેળ્યા હતા બહાર પડતા તડકાની ભભકના પ્રતિબિંબથી શ્વેત વસ્ત્રે સજ્જ થયલી તે, તેના લાલિત્યથી, તેની સ્વાશ્રયી છટાથી ઉભા રહેવાની ધારીથી કોઇ નવયૌવનના મદમા મહાલતી રાણી હોય એમ લાગતુ હતુ

મુચકુંદે ચોપડી આઘી કરી તેના તરફ નજર કરી, અને તેની આંખમાં અનિર્વાચ્ય તેજ—પરમ ભક્ત કે પરમ પ્રણયીનીજ આંખમાં ચમકતુ તેજ—[illegible]

આ તેજ જોઇ મણિના મધુરા હોઠ વધારે સખ્તાઇથી દબાયા, તેની આંખ ચિંતાગ્રસ્ત દેખાઇ

"મુચકુંદ! હવે કાશીને ક્યારે બોલાવો છો?" ઉપરથી વીજળી પડી હોત કે પાસે પડેલી ખુરશી હસવા માંડી હોત તો મુચકુંદ આટલો ગભરાત નહીં તેણે ઉંચુ જોયું, એકદમ ટટાર થઇ ગયો, અને આંખો ફાડી જોઇ રહ્યો બને જણે આટલા દિવસ દુનીઆની જંજાળની વાત કરવી માંડી વાળી હતી, આજે મણિએ વાત કાઢી મુચકુંદે ભવાં ચઢાવી પુછ્યું

"એ સવાલ કેમ થયો?"

"કારણ કે હવે તમારે તેનો વિચાર કરવો જોઇએ" ખેદપૂર્ણ અવાજે મણિએ કહ્યું "તમે હવે શક્તિમાન્ થયા તમારી કોલેજમાં તમને 'લેક્ચરર'ની જગા મળવાની હવે કાશીને બોલાવો"

"અને તું?"

"હું?" મણિએ દૃઢતાથી જવાબ આપ્યો "હું મારે રસ્તે હવે મારું કે ઠામ દેખાતું નથી" ક્યાં સુધી મુચકુંદ જોઇ રહ્યો

"આ કઇ જાતની મશ્કરી? મારા મનમાં કે એ વાત તો આપણે વીસરી જવાની"

"કોણે કહ્યું? કાશી કેટલી દુખી થતી હશે તેનો વિચાર કર્યો?"

"આ સુખ છોડી તને તે ક્યાં સાંભરી?"

"હું હમેશાં તેને સંભારું છું મને હવે ભાન થયું છે—સુખ કૈં સ્વચ્છંદ નથી"

"ત્યારે જીવન એ ગુલામગીરીએ નથી" મુચકુંદે કહ્યું "આટલા દિવસ સતત મેં એજ વિચાર કર્યો છે"

"શા ?"

"કે જે નિર્માલ્યતા મારામાં હતી તે કેમ આવી અને કેમ ગઈ."

"એ વિચાર ક્યાંથી આવ્યો ?"

"તને–કર્તવ્યપરાયણતાના અવતારને જોઈને આટલા દિવસ મારા સ્વભાવે કહ્યું, મારા સંસ્કારે કહ્યું–હું કાયર રહ્યો, હવે હું મનુષ્યત્વ પામ્યો છું આટલા દિવસને વિચારે મેં મારો જીવનસિદ્ધાંત બદલ્યો છે."

"શો ?"

"મારા વિચાર પ્રમાણેજ હું રહીશ, કોઈની ગુલામગીરી વેઠવાનો નથી."

"ત્યારે તમારા વિચાર પ્રમાણે કાશીને તેને પીયર સડવા દેશો ?"

"ત્યારે તારા વિચાર પ્રમાણે મારે તને સડવા દેવી ? મણિ ! મણિ ! શા માટે ખોટું બોલે છે ? કહે કે ન કહે–તું અને હું એક બીજા માટે સરજાયાં છીએ, અને એક બીજાથી જુદાં છીએ, અને જુદા થતાં મરવા પડીશું મારે એ નથી કરવું જીંદગી છે તે પાણીને મુલે હું વેચવાનો નથી."

"પહેલાં હું એવા વિચારો કરતી હતી પણ તમારી ભુલ છે."

"કેમ ?"

"જીંદગીમાં માત્ર સુખ માણવાનુંજ નથી, સુખ આપવાનું પણ છે કાશી તમારે પરણેતર છે તેને દુઃખ આપે કદી સુખ મળે ?"

મુચકુંદ હસ્યો "પહેલાં હું આ માનત–હવે નહીં માનું."

"કેમ ?"

"તું જોતી નથી ? મારી નસોમાં આર્ય મહાત્માઓનું પવિત્ર લોહી ફરે છે, એ લોહીની ઉગ્રતાએ દિગ્વિજયો કર્યાં, પૃથ્વી નક્ષત્રી કરી, અનંત કાળ પહોંચે તેવી સંસ્કૃતિ પેદા કરી હું કેવો હતો, કેવો છું !

પૂર્વજોએ આટલી આટલી મહેનતે ન્યાતો શુદ્ધ રાખી છતા એક છેડે પરશુરામ, દ્રોણાચાર્ય, ચાણક્ય–તેજ લોહીનો પાક્યો હુ–નિરાધાર, નિર્બલ, નિર્માલ્ય–કેમ તેનો વિચાર કર્યો છે ?"

મણિ દીંગ થઇ જોઇ રહી, અને ડોકુ ધુણાવી ના કહી

"જે રાતે મોઘા કાકા બોલ્યા–જે રાતે મારી મહાયતા જતી રહી, જે રાતે આપણે આપણા હૃદયો એકમેકને પારખ્યા–તે રાતે મે શોધ કરી "

"શી ?"

"કે આવા બીજમાથી આવો નિર્માલ્ય પાક કેમ થયો તેની "

"કેમ થયો ?"

"આવી કાશીઓએ કર્યો મણિ! હુ બેભાન નથી, ભાનમા છુ ગભરાતી નહીં પણ સતત ઊંડો વિચાર કરતા મને ખાત્રી થઇ હજારો વર્ષો થયા અણગમતા, નાનાયક જોડલા સાધી આપણે સત્યાનાશ વાળી મુક્યુ છે પરશુરામો ને ચાણક્યોના લોહી અનેક કાશીઓએ ગળાતા મારા જેવા મગતના પેદા કરે છે! શા માટે? મણિ! આખી સૃષ્ટિમા જો, જ્યા સૌન્દર્ય, શૌર્ય, પ્રતાપ પાકે છે તે સ્થલો જો વનની ઘટાઓમા વનરાજની ભવ્યતા અને પ્રાણભેદક નાદ સિહણો શોધે છે, સરોવરના જલતરગે હાંસતા હસો પાખની વિશુદ્ધિ અને ડોકની લચકને છટાથી વરાય છે, જે દેશમા સત્તા છે ત્યા અભિમાની નજરથી સમોવડી શોધતા નરસિંહો નજરે ચઢે છે મણિ! અહીંઆજ–આ બાપડા બીચારા દેશમા જોશીઓની લાલસા પર, ગર્વાધોના મીજાજ પર, ડોશીઓની સગવડ પર વરવુ વરાય છે એ પછી મારા જેવા નમાલા છોકરાઓ પેદા કરી દેશને ભારે મારીએ તેમા શુ નવાઇ? જે પળે આપણે ત્યાથી સ્વયવર ગયો, તે પળથી આપણા સસારનુ સત્યાનાશ વળી ગયુ મણિ! હુ કાશી

માટે નથી સરજાયો, તું આવી ભયંકર એકલતામાં અટવાઈ મરવા નથી સરજાઈ"

મણિ અત્યાર સુધી અડધા હોઠ ઉઘાડા રાખી મુચકુંદનું ભાષણ સાંભળતી હતી આ છેલ્લા શબ્દો સાંભળી તેના હોઠ દબાઈ ગયા. તેના કપાળ પર કરચલીઓ આવી

'મુચકુંદ! તમે શું બોલો છો તેનું ભાન છે? તમારા વિચારો જો બધા પાળે–" તેણે ખેદમય અવાજે કહ્યું "તો સંસાર અને નીતિનું શું થાય? તમારું ભાષાસૌંદર્ય કાઢી નાખીએ તો અર્થ એક અધમાચારી વિષયાંધે મને સૂચવ્યો હતો તેજ થાય મને તે વખતે એ અર્થ ખરો લાગ્યો, અત્યારે અનુભવથી તે ખોટો લાગે છે"

"એવો શો અનુભવ થયો?" અવિચારથી મુચકુંદથી પુછાઈ ગયું

"કેમ ભુલી જાઓ છો કે હું કોણ છું?" ગળગળી થઈ જતાં મણિએ પુછ્યું "હું બાલવિધવા છું–સમાજે કોમળતાએ મને તેની મર્યાદા બહાર કરી તમે અત્યારે કહો છો તેવાજ અભિપ્રાયે મને એક પાપીએ લોભાવી–હું લોભાઈ પરિણામે રખડીરઝળી મારો અવતાર ધુળ થઈ ગયો હોત, એ તો તમે મળ્યા–અને હું માણસાઈમાં પાછી મળી"

"મણિ! વિષયાંધના જુદી હું તો વિશ્વના મહા આકર્ષણની વાત કરું છું–પ્રેમના ગૂઢ માહાત્મ્યને સ્પષ્ટ કરવા મથું છું"

"બધા કે મુચકુંદ છે? સામાન્ય સંસ્કારહીણા માણસો એ બેમાં શો ફેર દેખે? અને પરિણામ જુઓની કાશીને દુખી કરી આપણી મોજ કરવી એજ કે?"

"ના બે સરકારી જીવનનું સાફલ્ય સિદ્ધ કરી ભવિષ્યનું જીવન વિકસાવવું તે"

"પણ તમારા સિદ્ધાંતો તો શારીરિક સુખ અને વિકાસની વાતો કરે છે."

"ના. મેં સિંહ કે હંસની વાત કરી ખરી. પણ જેમ જાનવર થી માણસ વધારે સુંદર અને સંસ્કારી તેમ તેને આકર્ષે પણ શરીર એકલું નહીં પણ સંસ્કાર, અને બુદ્ધિ. નહીં તો એક બીજાને જીતી કેમ શકે?"

"તમારા કહેવા પ્રમાણે તો પરિણામ આ આવે—કે દુનીઆમાં ગમે ત્યાં રખડવું અને મનફાવતી જોડ પકડી આણવી. તમારી વાત ખરી હોય તો કાલે ઉડીને વીલાયત જઈ એક હૃષ્ટપુષ્ટ વાનર જેવી મડમ લઈ આવવામાંજ બધા નિયમો સમાઈ જાય. મને લાગે છે કે તમારો સનેપાત હજુ ચાલે છે." મણિએ હસીને કહ્યું.

મુચકુંદ સામે હસ્યો "તું ઉંધું સમજે છે, મણિ!"

"મારું માનવું જો ખરું હોય—જો લગ્ન સંસ્કારિતા અને શક્તિ વધારવાનુંજ સાધન હોય—અને જો તે સાધન સમાન સંસ્કાર અને શક્તિ ધરાવતા સમોવડીઆમાં જે સ્વાભાવિક આકર્ષણ હોય તેનાથીજ ફલીભૂત થાય—તો જુદા જુદા સંસ્કારવાળા સ્ત્રીપુરુષોના સંબંધે દુઃખ અને અધોગતિ. હજારો વર્ષના વહેતા લોહીઓની સંસ્કારિતા જાય તો પછી સ્ત્રી-પુરૂષોઅનો નથી જોતી? 'ધર્મે નષ્ટે જાયતે વર્ણસંકર.'"

ગુંચવાડામાં મણિએ માથું ધુણાવ્યું. "હું વાદવિવાદમાં તમને પહોંચું એમ નથી. પણ મને તમારી વાત ખોટી લાગે છે. બધા જો તમારા મતના થાય તો જેમ નવી સુંદરીઓ દેખે તેમ ગાંડા બને."

"તે પણ તું સમજી નહીં. દેહનો મોહ ટુંકજીવી હોય, વ્યક્તિનો મોહ જીવનમાં એકજ વખત આવે અને સદાય રહે."

"અને એવી કોઈ વ્યક્તિ ન મળે એવી હોય-પારકી હોય તો—"

"ન મળે તો અણગમના ફુગ્ગાથી પૃથ્વી ભારે માર્યા કરતા, અસ્પર્શ્ય સુંદરીના સ્મરણમન્યાસી થઈ રહેવું સારું કાં તો સૃષ્ટિનું સામ્રાજ્ય કે પછી સંન્યસ્ત'

"એટલે હું રહેવાની ના કહું તોપણ કાશીને નહીં બોલાવો? ત્યારે પરણ્યા શા માટે?'

"મુર્ખો હતો માટે પણ હવે હું તે નથી 'મરે ભુખે તોયે મૃગપતિ કદી ના તૃણ ચર-તો મારી સિંહણ—'

"સિંહણ ગઈ ઘેર! તમારી કવિતાઓ રહેવા દેશો?"

'ત્યારે શું કરું?'

"કાશીને બોલાવો'

મુચકુંદે ડોકું ધુણાવ્યું "મારું કહેલું બધું પથ્થર પર પાણી કે?"

"ઘણું ખરું તેવુંજ"

'વિચાર કર બે દિવસ રહીને ફરીથી વાત કરીશું મને પુછે તો મણિ' 'આમ ને આમ પ્રભુ રહેવા દે તો સ્વર્ગની શી પરવા છે?'"

મણિની આંખો ચમકી "મને એમ નહીં થતું હોય?-પણ કર્તવ્યતા વિનાનું સ્વર્ગ તેનું શું?"

# પ્રકરણ ૨ જું

## છેલ્લો નિશ્ચય

એક આખો દહાડો બન્ને જણે મુગા મુગા ફર્યા કર્યું તેમને લાગ્યુ કે બન્ને જણ એવા ગંભીર, મર્મસ્પર્શી પ્રશ્નોનુ નિગાકરણ આણવા મથતા હતા, અને એ નિરાકરણ પર તેમના ભવિષ્યના જીવનની આશા હતી

સાંજના મોધારામ બહાર ગયા હતા આજે મણિની ગુલામગીરીનો છેલ્લો દિવસ હતો આવતી કાલથી તે તુંગભદ્રાની નોકરી છોડવાની હતી જે કાર્ય માટે તેણે વેશ્યાની નોકરી સ્વીકારી તે કાર્ય સધાયુ હતું મુચકુંદ સારો થયો હતો પોતાના શોખ ક સગવડ માટે રોજના પાચ રૂપીએ પોતાનો રાગ વેચવા તે તૈયાર નહોતી મણિ વિચારમાં ઉભી હતી પાછળથી મુચકુંદે તેના ખભા પર હાથ મુક્યો અને તે ચમકી

"મણિ! તે શુ વિચાર કર્યો?"

"શુ વિચાર કરુ? મારા મગજમાંથી કાશી નથી જતી આપણે કંઈ નિર્ણય પર આવવુ જોઇએ''

"નિર્ણય શો?'' ખભા પર હાથ દાબતા મુચકુંદે કહ્યુ, "આપણે સાથે રહેવાના"

મણિએ ડોકુ ધુણાવ્યુ

"કેમ નહીં? તુ કેમ કંઈ નથી બોલતી? મારી વાત ઉભી રહી, તું શુ કહે છે?"

"હુ શુ કહુ છુ? તે પ્રમાણે કરવુ અઘરુ લાગશે" તમને હુ પ્રભુએ સર્જેલી અર્ધાંગના લાગતી હઇશ, સંસારે નિર્મેલી બીજી છે"

"તેમાં શું નવું કહ્યું ?"

"અધુરૂં જ તમે મને રાખવા માગો છો, પણ તમારી આંખની ચમક, તમારા હૃદયના ધબકારા ધ્યાનમાં લીધા છે ? તમે કહેતા હતા તેવા અફલાતુનના શુદ્ધ અને સાત્વિક પ્રેમે મને રાખી શકશો ?" મુચકુંદ બોલ્યો નહીં, મણિ આગળ ચાલી "ના જુઓ સ્નેહની સરિતામાં તણાવું સારું, પણ ભાન ભુલીશું તો ડુબવાના તમે ગાડા છો, હું ગાડીશુ–પરિણામે જે અનર્થ થતા હું તમારે લીધે અટકી, તે પાછી તમારેજ લીધે થઈશ–થયા વગર રહેવાની નથી મને તે થતા નહીં અટકાવો ?" શ્યામણાપણાથી મણિ બોલી "તમે કહો છો તે ખરી વાત છે'

"શી ?"

"સૃષ્ટિક્રમનો હીસાબ ગણીએ તો પ્રભુએ આપણને એકબીજાને સારુંજ સરજ્યા છે આપણે આજે પરણેલાં હોત તો શું શોભત ?"

"તેથીજ હું કહું છું મણિ ! તેથીજ કહું છું"

"હું પણ તેથીજ કહું છું આવું સરસ જોડું–આવા રસિક, સમોવડા વરકન્યા–વિષયવાસનાની વેદી પર હોમાય ? એ વિચાર મને સાલે છે"

"તું કૈં વિચિત્રજ રીતે વાત મુકે છે'

"હા અનંતકાલની સીમાએ પહોંચશું ત્યાં સુધી આપણે અધૂરાં જ છીએ–શામાં ? વિષયતૃપ્તિમાં ? મુચકુંદ, તમારી વિદ્વત્તા અને મારા અનુભવો-નું આ પરિણામ સંસારની નજરે હું રાખ થઈ રહું, તમે લંપટ થાઓ ભય કર ! ભય કર !" કમકમાં આણી મણિ બોલી

"ત્યારે શું કરવું ? મણિ ! જુદા કેમ રહેવાશે ? આપણે જવાબદાર માણસ છીએ, નિશ્ચયો પાસે રાખશે"

"એક રસ્તો છે "

"શો ?"

"વિકટ છે-પણ છે હુ તમારી સાથે રહીશ-તમારી સેવા કરીશ-કાશી જીવે છે ત્યા સુધી, શુદ્ધ અને સાત્ત્વિક પ્રેમથી "

"હુ તેજ કહુ છુ "

"ના અને તમે કાશીને બોલાવી આવો '

મુચકુદ ચમક્યો "કાશી !"

"હા તમે તમારા આદર્શ ખોળો છો, હુ માગ ખોળુ છુ મુચકુદ ! મે લપટો જોયા, મહારાજો જોયા, સુધારકો જોયા-તમને હુ બધાથી નીરાળા જોવા ઇચ્છુ છુ "

"કેવી રીતે ?"

"તમારા ત્યાગથી, તમારી સ્વાધીનતાથી મનેના નિરાળા, પવિત્ર, અને અપૂર્વ હુ તમને માણસ તરીક ચાહુ છુ, દેવ તરીકે નહીં પૂજવા દો ' આટલુ કરો આટલો અભાવ છતા, મારી હાજરી છતા, કાશીને પત્નીપરાયણ સ્વામીનુ સુખ આપો તે બાપડી મૂર્ખ છે, પણ માણસ છે '

મુચકુદે તબીઅત વાળો નીસાસો મુક્યો તેણે ઉચુ જોયુ, તેની આખ ઝબુકી ઉઠી, તેણે દાન કચકચાવી મણિના બે હાથ પકડયા મણિ સમજી ને ટટાર થઇ-તેની આખોમા, મોઢા પર ભવ્યતા છવાઇ રહી

મુચકુદ ! આખરે એજ નિર્ણય લો હુ આ રહી-તમારી સેવામાં હાજર છુ —યાદ રાખજો કે કાલે સવારે એક બીજાની સામે, કે મરી ગયલી ભાવનાની સામે જોવાનુ નથી" મણિનો સરકારી સુર

માફી રહ્યો એ પળ ભયંકર શાંતિ પ્રસરી રહી, મણિ નિશ્ચય ગૌરવનો અવતાર બની ઉભી રહી

મુચકુંદે મણિનો હાથ છોડી દીધો તેની આંખમાં આંસુ આવ્યા. તે બેસી ગયો

"મણિ! તું તો ઇશ્વરનો અવતાર છે" તે બોલ્યો તેની મહાધના જ્વરની જેમ ઉતરી ગઇ હતી મણિ તેની પાસે બેઠી, અવર્ણનીય સ્નેહાલતાથી તેનો હાથ લીધો, પોતાના હાથમાં દાબ્યો, અને બોલી

"મુચકુંદ! તે દિવસે તમે કહ્યું, આજે હું કહું છું

'આમ ને આમ પ્રભુ રહેવા દે તો સ્વર્ગની ની પરવા છે?'

× × × ×

બીજે દિવસે મુચકુંદ કાશીને તેડવા પોતાને ગામ જવા નીકળ્યો ચ. દિવસે તે કાશીને લઇ પાછો આવ્યો

## ઉપસંહાર

મુંબાઈના એક નાના પણ રમણીય પરામાં એક નાના ઘરમાં મુચકુંદ, મોઘારામ, મણિ અને કાશી રહ્યાં. કાશીને અદેખાઈ થઈ. પણ મણિએ પોતાના ધણીને બચાવ્યો તે જાણી તે જરા સમજણી રહી.

દિવસો ગયા, મહીના થયા, વર્ષો વીતવા લાગ્યાં, મુચકુંદ અને મણિ એક બીજાની સાથે રહેતાં, એક બીજાના હૃદયમાંજ રહેતાં–અને છતાં હજારો ગાઉનો અંતર તેમની વચ્ચે રહ્યો સાથે હસવું, સાથે ચિંતા કરવી, કોઈક સમયે એક બીજાના હાથનો સ્પર્શ કરવો એટલાજ તેમના જીવનમાં લહાવા રહ્યા તે સુખી દેખાતાં, ઊર્મિઓ શાંત પડી હતી, પણ તેમના જીવનમાં કરુણરસના સુર રણઝણવા શરુ થયા હતા

૭ વર્ષે કાશી માંદી પડી થોડો વખત પીલાઈ ગુજરી ગઈ મુચકુંદ અને મણિ બંને રહ્યાં, પણ સાથે સુખના સ્વપ્ન આવવા માંડ્યાં, કર્તવ્યપરાયણતાનું તપ ફળ્યું

મણિ અને મુચકુંદ પરણ્યાં લોકોએ વિધવાવિવાહ સામે બળાપો કર્યો જુના વિચારના મોઘારામે આશીર્વચન કહ્યાં તેણે બંનેને ઓળખ્યાં હતાં–બંનેની કીંમત આંકી હતી–બંને તેને મન પ્રભુના અવતાર જેવાં હતાં

× × × ×

કેટલીએ મણિઓ, કેટલા મુચકુંદો સમોવડા જોડા વિના, અસમાન જોડને સહન કરતાં, નરક સમા સંસારના ઉચ્છેદક અનુભવો કરતાં ભવ પુરો કરે છે કોનો વાંક?

**સમાપ્ત**

સંસદ્-ગ્રંથાવલિઃ અંક પહેલો

ગંભીર અને વિચારમય લેખોનો સંગ્રહ

# રણજીતરામના નિબંધો

લેખક

સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા

## બહાર પડી ચુકી છે

સ્વ. રણજીતરામના સાહિત્યપરિષદને લગતા લેખો, તેમનો પ્રખ્યાત લેખ 'ઇસુનું વર્ષ ૧૯૦૮' તેમજ બીજા વિવેચનાત્મક અને વિચારશીલ નિબંધો આ પુસ્તકમાં એકત્ર સંગ્રહરૂપે પહેલીજ વાર પ્રગટ થયા છે. સંગીન વાચનના શોખીન હરેક સાહિત્યપ્રેમીના પુસ્તકાલયમાં આ નાનકડું પુસ્તક હોવુંજ જોઇએ.

કીંમત રૂ. ૧-૮-૦ (પોસ્ટેજ જુદું)

'ગુજરાત' કાર્યાલય,
૧૨, એકહાઉસ લેન, મેડોઝ
સ્ટ્રીટ, કોટ, મુંબાઈ નં. ૧

વ્યવસ્થાપક, 'ગુજરાત'